णमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स

# કર્મપ્રકૃતિ - પદાર્થો

## ભાગ - ૨

કર્તા : મૂળકાર શ્રીશિવશર્મસૂરિ મહારાજ
ચૂર્ણિકાર : શ્રી ..............................
વૃત્તિકાર : શ્રી મલયગિરિસૂરિ મહારાજ
વૃત્તિકાર : શ્રી યશોવિજયજી ઉપાધ્યાય
ટીપ્પણકારં : શ્રી મુનિચન્દ્રસૂરિ મહારાજ
પદાર્થ સંગ્રાહક : મુનિરાજ શ્રી અભયશેખર વિજય મહારાજ
સંશોધક : પૂજ્યપાદ આ.ભગ. શ્રી જયઘોષસૂરિ મહારાજ
સંપાદક : મુનિરાજ શ્રી અજિતશેખર વિજય મહારાજ

પ્રકાશક :-
શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ
૪૬, જોડભાવી પેઠ
સોલાપુર ૪૧૩૦૦૨.

પ્રથમ પ્રકાશન : વિ. સં. ૨૦૪૮
પ્રત : ૧૦૦૦
મૂલ્ય : ૫૦ રૂ.



નોંધ : આ પુસ્તક જ્ઞાનનિધિમાંથી પ્રકાશિત થયું છે. ગૃહસ્થોએ એની માલિકી કરવી હોય તો પુસ્તકની કિંમત જ્ઞાનખાતે ચૂકવવી.

પ્રાપ્તિસ્થાન : (૧) પ્રકાશક
(૨) દિવ્યદર્શન કાર્યાલય, ૩૯, કલિકુંડ સોસાયટી, ધોળકા ૩૮૭૮૧૦
(3) દિવ્યદર્શન કાર્યાલય, કાળુશીની પોળ, કાળુપુર, અમદાવાદ-૩૮૦૦૦૧

મુદ્રક : Hansa Compugraphics, Bangalore - 560 001 & Trishul Offsets, Bangalore - 560 020.

પ્રકાશકીય ........

આજે અમારા આનંદની અવધિ નથી. જૈનશાસનના કર્મસાહિત્યના શિરમોર ગ્રન્થોમાંના એક મહાન શ્રી કમ્મપયડી ગ્રન્થના ગુજરાતી સંકલન ભાગ- ૨ નું પ્રકાશન કરાવતાં અમે ધન્યતા અનુભવીએ છીએ.

ચારસાના કારણે વિશ્વપ્રસિદ્ધ બનેલું સોલાપુર દક્ષિણ મહારાષ્ટ્રનું એક મહત્ત્વનું ઔદ્યોગિક નગર છે. રાજસ્થાન, ગુજરાત અને કચ્છના જુદાં જુદાં ગામોથી અનેક જૈન કુટુંબો વ્યવસાયાર્થે અહીં સ્થાયી થયેલા છે. પરમકૃપાળુ પરમાત્માશ્રી આદીશ્વરદાદાની છત્રછાયામાં સંઘમાં સુમેળ-સંપ જળવાઈ રહ્યા છે, તેમજ સુખશાંતિ વગેરે દિન-પ્રતિદિન વધી રહ્યા છે. વિહારક્ષેત્ર હોવાથી અનેક મહાત્માઓનો ચાતુર્માસમાં તથા શેષકાળમાં યોગ સાંપડતો રહે છે જેથી શ્રીસંઘમાં ધર્મની લાગણી સુંદર રીતે પ્રસરેલી છે. ધાર્મિક સસ્કરણમાં પાઠશાળાના અધ્યાપક શ્રી કનુભાઈ શાહનો પણ સુંદર ફાળો છે.

વિ૰સં૰ ૨૦૪૭ ના વૈશાખ મહીનામાં મુમુક્ષુ લતા કુમારી ને પ્રવ્રજ્યા પ્રદાન કરવા માટે શ્રીસૂરિમન્ત્ર પંચપ્રસ્થાનારાધક પૂજ્યપાદ આ.ભગ.શ્રીમદ્ વિજય જયશેખર સૂ.મ.સા.. અમારા નગરમાં પધાર્યા ને લગભગ દોઢ મહિનો રોકાયા. તેઓશ્રીની સરળતા અને પૂજ્યપાદ મુનિરાજ શ્રી અભયશેખર વિજય મ.સા.નાં પ્રવચનો વગેરેથી સંઘ સારો પ્રભાવિત થયો. તેઓશ્રીની પુનિત પ્રેરણાથી જ, પૂજ્યપાદ ઉપકારી સાધુ-સાધ્વીજીના તથા અન્ય જિજ્ઞાસુઓના ઉપયોગ માટેના આવા અનુપમ ગ્રંથનાં પ્રકાશનનો અમને અમૂલ્ય લાભ સાંપડ્યો છે. અમારા જ્ઞાનખાતાના દ્રવ્યમાંથી પ્રકાશિત થયેલા આ ગ્રન્થ દ્વારા જે જે મહાત્માઓ તથા જિજ્ઞાસુઓ સમ્યક્જ્ઞાનનું અધ્યયન- અધ્યાપન વગેરે કરશે, તેનાથી અમારા શ્રીસંઘનું પુણ્ય વધશે જેના પ્રભાવે શાસનસેવાના- શાસનશોભાનાં, શાસનપ્રભાવનાનાં અનેકગણા કાર્યો અમારા શ્રી સંઘદ્વારા ભવિષ્યમાં પણ થયા કરે એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના સાથે....

*શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ*

*સોલાપુર.*

**जयइ सव्वण्णुसासणं**

કર્મપ્રકૃતિસંગ્રહણી... સર્વજ્ઞ વીતરાગ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં વર્તમાનકાળે ઉપલબ્ધ કર્મવિષયક ગ્રન્થોમાંનો એક મૂર્ધન્ય ગ્રન્થ. આ ગ્રન્થમાં પ્રતિપાદિત બંધનકરણ, સંક્રમકરણ, ઉદ્વર્તનાકરણ અને અપવર્તનાકરણનાં પદાર્થોની સંકલના પ્રથમ ભાગમાં પ્રકાશિત થયા બાદ, અવશિષ્ટ ઉદીરણાકરણ, ઉપશમનાકરણ, નિધત્તિકરણ, નિકાચનાકરણ, ઉદય અને સત્તા.. આ પ્રતિપાદ્ય પદાર્થોની સંકલના આ બીજાભાગમાં પ્રકાશિત થઈ રહી છે. તેમજ પરિશિષ્ટ તરીકે ક્ષપકશ્રેણિનું બહુ વિસ્તૃત નહીં ને બહુ સંક્ષિપ્ત નહીં એવું નિરૂપણ મુખ્યતયા કષાયપ્રાભૃતચૂર્ણિના આધારે લીધું છે.

આ સમગ્ર સંકલનાને સિદ્ધાન્તદિવાકર કર્મમર્મવિદ્ પૂજ્યપાદ આચાર્ય દેવેશ શ્રીમદ્ વિજય જયઘોષસૂરીશ્વરજી મહારાજ સાહેબે ખુબ જ સૂક્ષ્મેક્ષિકાથી તપાસી છે, અનેક ક્ષતિઓને દૂર કરી છે તેમજ અનેક સુંદર સૂચનો સૂચવ્યાં છે. જે, તેઓ શ્રીમદ્‌ની મારા ઉપરની ઉપકારશૃંખલાની એક વધુ મહત્ત્વપૂર્ણ કડી છે.

મૂળકાર શ્રી શિવશર્મસૂરિ મહારાજ, ચૂર્ણિકાર ભગવંત, ટીકાકારો શ્રી મલયગિરિસૂરિ મહારાજ તથા શ્રી યશોવિજયજી ઉપાધ્યાય તેમજ ટીપ્પણકાર શ્રી મુનિચન્દ્રસૂરિ મહારાજના સિંહફાળા સાથે,

કર્મ સાહિત્યનિષ્ણાત, સચ્ચારિત્રચૂડામણિ સિદ્ધાન્ત મહોદધિ સ્વ.આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ,

વર્ધમાનતપોનિધિ, ન્યાયવિશારદ, ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ,

શ્રીસૂરિમન્ત્રપંચપ્રસ્થાનારાધક, કર્મસાહિત્યનિષ્ણાત, અધ્યાત્મરસિક સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય ધર્મજિતસૂરીશ્વરજી મહારાજ, તથા

શ્રીસૂરિમંત્રપંચપ્રસ્થાનની ચારવાર આરાધના કરનારા આચાર્યદેવ શ્રીમદ્ વિજય જયશેખરસૂરીશ્વરજી મહારાજ...

આ આખી સુવિહિત ગુરુપરંપરાનો દૃશ્ય-અદૃશ્ય અનુગ્રહનો ફાળો પણ, આ પદાર્થસંકલનામાં નાનોસૂનો નથી.

આ પ્રકાશનનું સુંદર-સુઘડ સંપાદન કરનાર મુનિરાજશ્રી દિવ્યરત્ન વિજયજી અને મુનિરાજશ્રી અજિતશેખર વિજયજી તથા સહાયગુણ સંપન્ન સહવર્તી પ્રત્યેક મહાત્માઓ પણ, અત્ર સ્મરણીય છે.

સોલાપુરના શ્રીશ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘે આ બીજા ભાગનો સંપૂર્ણ લાભ પોતાના જ્ઞાનનિધિમાંથી લઈ એક અનુમોદનીય અને અનુકરણીય સુકૃત કર્યું છે.

પ્રસ્તુત સંકલનના ત્રીજા વિભાગમાં, બે વિભાગમાં આવેલા પદાર્થો સંબંધી અનેક ઊંડાણભર્યા પ્રશ્નો ઉઠાવી એનાં ઉત્તરો આપવાનો પ્રયાસ કર્યો છે જે આ વિષયનાં અનેક રહસ્યો ખોલી આપી જિજ્ઞાસુઓની શ્રુતસંપત્તિમાં સુંદર વૃદ્ધિ કરશે એવી શ્રદ્ધાપૂર્ણ આશા છે. આ મહાન ગ્રન્થના દરેક અધ્યાપક-અધ્યેતાઓને એ ત્રીજો ભાગ પણ ભણવા માટે હું નમ્ર ભલામણ કરું છું.

પ્રાન્તે, સર્વજ્ઞકથિત પદાર્થોથી જે કાંઈ વિપરિત નિરૂપણ આ સંકલનમાં, અનાભોગ, પ્રમાદ વગેરે કારણે થઈ ગયું હોય તેનું મિચ્છામિ દુક્કડમ્. ગીતાર્થ મહાત્માઓને, આમાં જે કાંઈ પદાર્થભૂલ જણાય એનું સંશોધન કરવા તેમજ મને જણાવવા માટે વિનમ્ર વિનંતી છે. તેમજ આ સંકલનાનો વધુમાં વધુ સ્વાધ્યાય કરી મારા પરિશ્રમને સફળતા બક્ષવામાં પોતાનો ફાળો નોંધાવવા પ્રત્યેક જિજ્ઞાસુઓને હું હાર્દિક પ્રાર્થના કરું છું.

મુનિ અભયશેખરવિજય...

બોરીવલી, મુંબઈ, વિ.સં.૨૦૪૮

 સમર્પણ 

* સકલસંઘહિતૈષી અનેકાન્તવાદ મર્મજ્ઞ પૂજ્યપાદ આ.શ્રીમદ્‌વિજય ભુવનભાનુ સૂ.મ.સા.નાં વૈરાગ્યભીનાં પ્રવચનો સાંભળી જે બે મહાત્માઓ લગભગ સમકાળે પ્રવ્રજિત બન્યા.. અને અધ્યયનાદિ અનેક સાધના ક્ષેત્રમાં લગભગ હંમેશા સહવર્તી રહ્યા,
* સિદ્ધાન્તમહોદધિ, બ્રહ્મચર્યમૂર્તિ સ્વ.આ.શ્રીમદ્‌વિજય પ્રેમસૂરીશ્વરજી મ.ના પાવન સાન્નિધ્યમાં જે બે એ કર્મસાહિત્યનું ઠોસ અધ્યયન- પરિશીલન કર્યું તથા મૂળ-વૃત્તિ ઉભયસમવેત 'બંધવિધાન' મહાન્‌ગ્રન્થના રચયિતા મહાત્માઓને એ મહાન્ કાર્ય માટે, અધ્યયનાદિ દ્વારા તૈયાર કર્યા તેમજ એ મહાન્ ગ્રન્થના પદાર્થોના સંગ્રહ, સંશોધન વગેરેમાં પોતાનો સિંહફાળો નોંધાવ્યો,
* કર્મસાહિત્ય, આગમગ્રન્થો, છેદગ્રન્થો, પ્રકરણગ્રન્થો વગેરેની ટોચકક્ષાની વિદ્વત્તા હોવા છતાં જે બન્ને મહાત્માઓ અત્યંત વિનમ્ર બની રહ્યા,
* કર્મગ્રન્થ, કમ્મપયડી, છેદગ્રન્થો વગેરેનું અધ્યયન કરાવીને તેમજ મારા સંયમજીવનનાં અનેકવિધ પાસાંઓમાં સુંદર પ્રેરણા-માર્ગદર્શન આપીને જેઓએ મારા પર અનહદ ઉપકાર કર્યો છે.....

તે બે મહાત્માઓ,

સિદ્ધાન્તદિવાકર પૂ.આ.શ્રીમદ્ વિજય જયઘોષસૂ.મ.સા., તથા
સહજાનંદી સ્વ.આ.શ્રીમદ્ વિજય ધર્મજિત સૂ.મ.સા. ને
પ્રસ્તુત પુસ્તક પુષ્પ સમર્પિત કરતાં અનેરી ધન્યતા અનુભવું છું ..............

મુનિ અભયશેખર વિજય...



## ઉદીરણાકરણ

**પૃ. ૧થી ૩૫**



## ઉપશમનાકરણ

**પૃ. ૩૬ થી ૮૫**

श्री अर्हं नम
तस्मै श्री गुरवे नम
ऐं नम

# श्री कर्मप्रकृति संग्रहणी–पदार्थो – २

## ઉદીરણાકરણ

**૬ દ્વારો...** લક્ષણ, ભેદ, સાદિ-અનાદિ પ્રરૂપણા, સ્વામિત્વ, પ્રકૃતિસ્થાન સમુત્કીર્ત્તન અને તેનું સ્વામિત્વ.

૧. **લક્ષણ–** ઉદયવતી પ્રકૃતિના, ઉદયાવલિકાની બહાર રહેલા નિષેકોમાંથી દલિકોનો જે સકષાય કે અકષાય (સંક્લિષ્ટ કે વિશુદ્ધ) વીર્યવિશેષથી ઉદયસમયમાં નિક્ષેપ થાય છે તે ઉદીરણાકરણ કહેવાય છે. સામાન્યથી, ૪૧ પ્રકૃતિની અમુક અવસ્થા છોડીને, જેનો વિપાકોદય હોય તેની ઉદીરણા હોય છે.

૨. **ભેદ–** ૪ ભેદ - પ્રકૃતિઉદીરણા, સ્થિતિઉદીરણા, રસોદીરણા, પ્રદેશોદીરણા.... આ ચારેય ભેદે ઉદીરણા એક સાથે જ થાય છે, કારણ કે ઉપર રહેલા દલિકોના પ્રકૃતિ વગેરે ચારે ઉદીરણા કરીને ભોગવાય છે.

આ ચારેના બબ્બે ભેદ... મૂળપ્રકૃતિઉદીરણા અને ઉત્તરપ્રકૃતિ ઉદીરણા. આના અનુક્રમે ૮ અને ૧૫૮ ભેદ જાણી લેવા.

## પ્રકૃતિ ઉદીરણા-

સાદ્યનાદિ પ્રરૂપણા-




૧૪ મે કરણવીર્ય ન હોવાથી ઉદીરણા હોતી નથી.

## ઉત્તરપ્રકૃતિમાં-

| | |
|---|---|
| * ૧૧૦ અધ્રુવોદયીની- | સાદિ-સાન્ત |
| * મિથ્યાત્વ- | ચારે પ્રકારે. પ્રથમસ્થિતિની દ્વિચરમ આવલિકા સુધી ૧લે ગુણઠાણે હોય. |
| * જ્ઞાના૦૧૪, વર્ણાદિ ૨૦, તૈજસ-૭, સ્થિરાસ્થિર, શુભાશુભ, અગુરુ૦, નિર્માણ | ૪૭ ધ્રુવોદયીના સાદિ સિવાય ૩ પ્રકાર |

## સ્વામિત્વપ્રરૂપણા -

### મૂળપ્રકૃતિમાં -

*જ્ઞાના૦દર્શના૦અંતરાય- ચરમાવલિકા ન્યૂન ૧૨ મા સુધી... છદ્મસ્થો.

* મોહનીય - ચરમાવલિકાન્યૂન ૧૦ મા સુધીના જીવો... સરાગીઓ.

* વેદનીય-આયુ૦ - છઠ્ઠાગુણ૦ સુધીના પ્રમત્તો.
(તે તે આયુની ચરમાવલિકા પણ છોડવી.)

* નામ-ગોત્ર - ૧૩ ગુણઠાણા સુધીના જીવો- સયોગીઓ

### ઉત્તરપ્રકૃતિમાં-

* જ્ઞાના૦૧૪- ચરમાવલિકા ન્યૂન ૧૨ મા સુધીના છદ્મસ્થો.

* નિદ્રા-પ્રચલા- ઈન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્તા જીવો ક્ષપકશ્રેણિ સિવાય ૧૧ મા ગુણ૦ સુધી.[1] શરીર પર્યાપ્તિની પૂર્ણતાથી ઈન્દ્રિયપર્યાપ્તિની પૂર્ણતા સુધી આ બે નો ઉદય હોય છે પણ ઉદીરણા હોતી નથી. (શરીરપર્યાપ્તિ પૂર્વે ઉદય- ઉદીરણા બન્ને હોતા નથી.)

* થીણદ્ધિત્રિક- નિદ્રા પ્રમાણે, પણ અપ્રમત્તોને-વૈક્રિયશરીરીઓને આહારકશરીરીને, દેવ-નારકીઓને તેમજ યુગલિકોને પણ આના ઉદય-ઉદીરણા હોતા નથી.

* શાતા-અશાતા- સઘળા પ્રમત્તો જેનો ઉદય હોય તેને ઉદીરે.

* નામની ધ્રુવોદયી ૩૩ ... સયોગી જીવો.

* ઉપઘાત...- આહારી જીવો. (ઔદા૦ વૈ૦ આહા૦ આ ૩ માંથી કોઈપણ એક શરીરનામકર્મના ઉદયથી તે તે શરીરવર્ગણાના પુદ્‌ગલોને ગ્રહણકરનાર) શરીરસ્થ જીવો.[2] તેથી વિગ્રહ ગતિમાં કે કેવલી સમુ૦ માં 3/૪/૫ મા સમયે કાર્મણકાયયોગીને તેમજ ૧૪મે આના ઉદય-ઉદીરણા હોતા નથી.

---

૧ કર્મસ્તવ વગેરે માં ક્ષપકને ૧૨ મા સુધી આ બેનો ઉદય માન્યો છે, તેથી ૧૨માની ચરમાવલિકા શેષ રહે ત્યાં સુધી તેઓના મતે ઉદીરણા જાણવી.

૨ પંચસંગ્રહમાં શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા જીવોને આના ઉદીરક કહ્યા છે. અને તેથી કમ્મપયડીના ટીકાકારોએ શરીરસ્થજીવો તરીકે શરીરપર્યાપ્તિથી પર્યાપ્તા જીવો એવો અર્થ કર્યો છે.

* સૂક્ષ્મ કિટ્ટીકૃતલોભ- ચરમાવલિકા સિવાયના ૧૦ માના જીવો.

* બાદરલોભ- ૯ મા સુધીના જીવો.

* ત્રસત્રિક-સ્થાવરત્રિક, ૩ વેદ, ૪ આયુ૦, ૪ ગતિ, ૫ જાતિ,
મિથ્યાત્વાદિ ૩ દૃષ્ટિ ૨૫ - તે તે કર્મના ઉદયવાળા સયોગી જીવો

* પ્રત્યેક.... પ્રત્યેક નામકર્મના ઉદયવાળા શરીરસ્થ જીવો.[1] (ઉત્પત્તિકાળથી જ જીવ શરીરનો પ્રારંભ કરી દે છે, અને ત્યારથી જ એ શરીરસ્થ કહેવાય છે.)

* સાધારણ .... સાધા૦ નામકર્મના ઉદયવાળા શરીરસ્થ જીવો.[2]

* ઔદા૦ ૬..... આહા૦વૈક્રિય શરીરી સિવાયના દરેક આહારી જીવો.

* ઔદા૦ઉપાંગ.... એકે૦ સિવાયના ઉપરોક્ત જીવો.

*વૈક્રિય ૬.... શરીરસ્થ દેવ-નારકો, ઉત્તરવૈ૦ વિકુર્વતા સંજ્ઞી મનુષ્ય-તિર્યંચો-બા૦પર્યા૦વાઉકાય.[3]

* વૈક્રિય ઉપાંગ- વાઉકાય સિવાયના ઉપરોક્ત જીવો.

* આહા૦ ૭- આહારક શરીરના વિકુર્વક પ્રમત્તસંયતો

* ૬ સંઘ૦ ૬ સંસ્થાન.... તે તેના ઉદયવાળા લબ્ધિપર્યા૦ શરીરસ્થ પંચે૦ તિર્યંચ-મનુષ્યો, દેવો, ઉત્તરવૈ૦વાળા તિર્યંચ-મનુષ્યો,[4] આહારકશરીરી અને યુગલિકો સમચતુ૦ની જ ઉદીરણા કરે છે. ક્ષપકશ્રેણિવાળા જીવો પ્રથમ સંઘ૦ના જ ઉદીરક હોય છે. એકે૦, વિકલે૦, નારકી અને લબ્ધિ અપર્યા૦ પંચે૦તિર્યંચ-મનુષ્યો હુંડક સંસ્થાનને જ ઉદીરે છે. તેમજ એકે૦, નારકી સિવાયના આ જીવો સેવાર્ત્તસંઘ૦ને જ ઉદીરે છે.

---

૨ પંચસંગ્રહમાં શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા જીવોને આના ઉદીરક કહ્યા છે. અને તેથી કમ્મપયડીના ટીકાકારોએ શરીરસ્થજીવો તરીકે શરીરપર્યાપ્તિથી પર્યાપ્તાજીવો એવો અર્થ કર્યો છે.

૩ ઔદા. શરીરની અપેક્ષાએ લબ્ધિ-કરણ પર્યાપ્તા હોવા છતાં આરબ્ધવૈક્રિયશરીરની અપેક્ષાએ હજુ કરણઅપર્યા૦ જ હોય અને મૃત્યુ પામી શકે છે. કરણ અપર્યા૦ અવસ્થામાં મૃત્યુ ન જ થાય એવો નિયમ ભવપ્રત્યયિક શરીર સંબંધી કરણઅપર્યા૦ માટે છે. લબ્ધિપ્રત્યયિક શરીર માટે નહીં.

૪ તિર્યંચ-મનુષ્યો ઉત્તરવૈક્રિયકાળે વિશુદ્ધિવાળા હોવાથી, ગમે તેવું શરીર બનાવે તોય સમચતુ૦ નો જ ઉદય-ઉદીરણા કહેવાય છે. આ જ રીતે સુસ્વર-શુભખગતિ માટે જાણવું.

* <u>આનુપૂર્વી-૪</u> – સ્વસ્વ ગતિ નામના ઉદયવાળા જીવો વિગ્રહગતિમાં.
* <u>પરાઘાત</u> – પર્યા૦નામકર્મોદયવાળા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા જીવો.
*<u>આતપ</u> – સૂર્યવિમાનની નીચે રહેલા ખર બા૦પર્યા. પૃથ્વીકાયના શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા જીવો.
* <u>ઉદ્યોત</u> – તેઉ૦ વાઉ૦ સિવાયના શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા બાદર પર્યાપ્તા તિર્યંચો, ઉત્તરવૈક્રિયશરીરી દેવ-મુનિ, આહારક શરીરી..
* <u>શુભખગતિ</u> – શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા દેવો, યુગલિકો, ઉત્તરશરીરી, તેમજ કેટલાક પર્યા૦ પંચે૦ તિર્યંચ-મનુષ્યો.
*<u>સુસ્વર</u> – કેટલાક પર્યા૦ વિકલે૦ સહિતના ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તા ઉપરોક્ત જીવો.
* <u>કુખગતિ</u> – શરીરપર્યાપ્તિએ પર્યા૦ નારકો, વિકલે૦ તેમજ કેટલાક પર્યા૦ પંચે૦ તિર્યંચ-મનુષ્યો.
* <u>દુસ્વર</u> – ભાષાપર્યાપ્તિએ પર્યા૦ નારકો તેમજ કેટલાક પર્યા૦ વિકલે૦ પંચે૦ તિર્યંચો-મનુષ્યો.
* <u>ઉચ્છ્વાસ</u> – શ્વાસો૦ પર્યાપ્તિએ પર્યા૦ જીવો.[૫]
* <u>યશકીર્તિ</u> – નારકી, તેઉ૦ વાઉ૦, અપર્યા૦ તેમજ સૂક્ષ્મ સિવાયના કેટલાક જીવો.
* <u>સુભગ-આદેય</u> – કેટલાક દેવો-સંજ્ઞી તિર્યંચ-મનુષ્યો.
* <u>ઉચ્ચગોત્ર</u> – સર્વ દેવો, કેટલાક મનુષ્યો, સર્વ વ્રતધારી મનુષ્યો[૬] (દેશ-સર્વવિરતિધર મનુષ્યો)
* <u>નીચગોત્ર</u> – સર્વ નારકો- સર્વતિર્યંચો, કેટલાક મનુષ્યો
* <u>દુર્ભગ-અનાદેય</u> – સર્વ નારકીઓ સંમૂ૦ (અસંજ્ઞી) જીવો તેમજ કેટલાક દેવો-મનુષ્યો-પંચે૦ તિર્યંચો.

---

૫ જ્યાં સુધી શ્વાસો૦ અને ભાષાનો નિરોધ કર્યો નથી ત્યા સુધી કેવળીઓને શ્વાસો૦ સુસ્વર/દુસ્વરના ઉદય-ઉદીરણા હોય છે.

૬ નીચકુલોત્પન્ન મનુ૦ પણ જ્યારે દેશ કે સર્વ વિરતિધર બને છે ત્યારથી એને ઉચ્ચગોત્રના જ ઉદય-ઉદીરણા હોય છે. તિર્યંચમાં દેશવિરતિધર હોય તો પણ નીચગોત્ર જ હોય.

* <u>અપયશ</u> - સર્વનારકીઓ, સૂક્ષ્મજીવો, અપર્યાoજીવો, તેઉo વાઉo જીવો તેમજ કેટલાક શેષ જીવો.
* <u>જિનનામ</u> - ૧૩ મે ગુણઠાણે રહેલા શ્રી તીર્થંકર દેવો.
* <u>સૂક્ષ્મલોભ સિવાયના કષાયો</u> - જ્યાં સુધી બંધોદય હોય ત્યાં સુધીના જીવો.
* <u>હાસ્યાદિ ૬...</u> ૮ માના ચરમ સમય સુધીના બધા જીવો.

દેવો ઉત્પત્તિના પ્રથમ અંતર્મુહૂર્તમાં નિયમા હાસ્ય-રતિ અને શાતાના ઉદીરક હોય છે, ત્યારબાદ શોકાદિ સાથે પરાવર્તમાનભાવે. નારકીઓ પ્રથમ અંતર્મુo માં નિયમા શોક-અરતિ-અશાતાના ઉદીરક હોય છે, ત્યારબાદ પરાવર્તમાનભાવે. કેટલાક તીવ્રપાપી નારકીઓ સંપૂર્ણભવ દરમ્યાન શોકાદિના જ ઉદીરક રહે છે.

## પ્રકૃતિસ્થાનઉદીરણા

સામાન્યથી છઠ્ઠા કર્મગ્રંથમાં જે ઉદયસ્થાનો અને તેના ભાંગા કહ્યા છે તે મુજબ પ્રસ્તુતમાં પણ જાણવું, જે સંક્ષેપમાં નીચે મુજબ છે.



**ઉત્તર પ્રકૃતિમાં**

- → *જ્ઞાના૦ અંતરાય – ૫-૫ પ્રકૃતિઓનું ૧ ઉદીરણા સ્થાન.....
- → *વેદનીય આયુ ગોત્ર – જે ઉદયવાળી હોય તે ૧ પ્રકૃતિ જ ઉદીરિ.....
- → * દર્શનાવરણીય – બે ઉદી.સ્થાનો ૪-૫. નિદ્રાપંચકમાંથી ૧ ની ઉદીરણા હોય ત્યારે ૫ નું ઉદીરણાસ્થાન ૫ ભાંગા, એ સિવાય ૪નું ઉદી.સ્થાન ૧ ભાંગો.
- → * મોહનીય – ૯ ઉદીરણાસ્થાનો.... ૧,૨,૪,૫,૬,૭,૮,૯,૧૦.

સામાન્યથી કોઈપણ જીવને ક્રોધાદિ ૪ માંથી ૧ કષાય, ૩ વેદમાંથી ૧ વેદ અને બે યુગલમાંથી ૧ યુગલનો એકસમયે ઉદય-ઉદીરણા હોય છે. તેથી આ ૩ ના કારણે કુલ ૪x૩x૨ = ૨૪ ભાંગા થાય છે જેને <u>ચોવીશી</u> કહે છે.

(૧લે ગુણઠાણે) – ૪ ઉદીરણાસ્થાનો – ૧૦,૯,૮,૭.

અનંતાનુબંધી વગેરે ૪+૧વેદ+મિથ્યાત્વ+૧યુગલ (૨)+ભય+જુગુપ્સા = ૧૦. આમાંથી, અનંતા૦ વિસંયોજકને પ્રથમાવલિકામાં અનંતા૦ના ઉદય-ઉદીરણા હોતા નથી. તેમજ ભય-જુગુ. પણ દરેકને ભજનાએ હોય છે. શેષ ૭ દરેક મિથ્યાત્વીને અવશ્ય હોય છે. તેથી નીચે મુજબ ઉદય-ઉદીરણાસ્થાનોની ચોવીશીઓ જાણવી.

<u>૭</u> – ૧ ચોવીશી
<u>૮</u> – ૭+ અનંતા૦ કે ભય કે જુગુ૦ = ૩ ચોવીશી
<u>૯</u> – ૭+ અનંતા૦ભય કે ભયજુગુ૦ કે જુગુ૦અનંતા૦ = ૩ ચોવીશી.
<u>૧૦</u> – ૭+ અનંતા૦ + ભય +જુગુ૦ = ૧ ચોવીશી.... કુલ <u>૮</u> ચોવીશી.

(૨ જે ગુણઠાણે) – ૩ ઉદીરણાસ્થાનો – ૭,૮,૯,

<u>૭</u> – અનંતા૦ વગેરે ૪ + ૧ વેદ + ૧ યુગલ = ૧ ચોવીશી.
<u>૮</u> – ૭ + ભય કે જુગુ૦ = ૨ ચોવીશી.
<u>૯</u> – ૭ + ભય+જુગુ૦ = ૧ ચોવીશી. કુલ <u>૪</u> ચોવીશી.

(૩ જે ગુણઠાણે) – ૩ ઉદીરણાસ્થાનો – ૭,૮,૯,

<u>૭</u> – અપ્રત્ય૦ વગેરે ૩ + મિશ્ર + ૧ વેદ + ૧ યુગલ = ૧ ચોવીશી.

૮ - ૭ + ભય કે જુગુ૰ = ૨ ચોવીશી

૯ - ૭ + ભય + જુગુ૰ = ૧ ચોવીશી.... કુલ ૪ ચોવીશી.

(૪ થે ગુણઠાણે)

૬ - અપ્રત્યા૰ વગેરે ૩ + ૧ વેદ + ૧ યુગલ = ૧ ચોવીશી

૭ - ૬ + સમ્ય૰[7] કે ભય કે જુગુ૰ = ૩ ચોવીશી

૮ - ૬ + સમ્ય૰-ભય કે ભય- જુગુ૰ કે જુગુ૰ સમ્ય૰ = ૩ ચોવીશી

૯ - ૬ + સમ્ય૰ + ભય + જુગુ૰ = ૧ ચોવીશી... કુલ ૮ ચોવીશી.

(૫ મે ગુણઠાણે) - ૪ થા ગુણઠાણાના ચારેય ઉદી.સ્થાનોમાંથી અપ્રત્યા૰ બાદ કરવાથી ૫,૬,૭,૮, એ ૪ ઉદીરણાસ્થાનો- ૮ ચોવીશી.

(છઠ્ઠે-૭મે) - પ્રત્યા૰ બાદ કરીને ૪,૫,૬,૭ એ ૪ ઉદીરણાસ્થાનો ૮ ચોવીશી.

(૮ મે) - ૪ - સંજ્વ૰ ૧- ૧ વેદ - ૧ યુગલ = ૧ ચોવીશી

૫ - ૪ + ભય કે જુગુ૰ = ૨ ચોવીશી

૬ - ૪ + ભય + જુગુ૰ = ૧ ચોવીશી. કુલ ૪ ચોવીશી.[8]

(૯ મે) - ૨ ઉદીરણાસ્થાનો... ૨ અને ૧.

૨ - સંજ્વ૰ ૪ માંથી ૧ + ૧ વેદ = ૧૨ ભાંગા.

૧ - સંજ્વ૰ ૪ માંથી ૧ = ૪ ભાંગા.

(૧૦ મે) - ૧ સૂક્ષ્મલોભની ઉદીરણા હોય.

આમ, ૧૦,૯,૮,૭,૬,૫ અને ૪ આ ઉદીરણાસ્થાનોમાં ક્રમશઃ ૧,૬,૧૧,૧૦, ૭,૪, અને ૧ ચોવીશીઓ છે. કુલ ૪૦ ચોવીશીના ૯૬૦ ભાંગા.

(૮ માની ચોવીશીઓ જુદી ગણી નથી.)

કુલ ભાંગા ૯૬૦ + ૧૨ + ૪ + ૧ = ૯૭૭.

(સૂક્ષ્મલોભને જો જુદો ન ગણીએ તો ૯૭૬ ભાંગા જાણવા).

---

૭ ઔપશમિક કે ક્ષાયિક સમ્યક્ત્વીને સમ્ય૰ ના ઉદય-ઉદીરણા હોતા નથી.

૮ છઠ્ઠે-૭મે સમ્ય૰ વિનાની જે ૪ ચોવીશીઓ છે તે જ આ ૪ છે, માત્ર ગુણઠાણાનો ફેર છે.

**નામકર્મ** – ૪૧,૪૨,૫૦,૫૧,૫૨,૫૩,૫૪,૫૫,૫૬ અને ૫૭ આમ ૧૦ ઉદીરણાસ્થાનો છે.૯ તૈ૦ ૭, વર્ણાદિ ૨૦, અગુરુ૦, સ્થિર–અસ્થિર–શુભ–અશુભ અને નિર્માણ આ ૩૩ની ધ્રુવોદીરણા હોય છે.

<u>એકેન્દ્રિયના ઉદીરણાસ્થાનો–ભાંગા</u>– ૪૨, ૫૦, ૫૧, ૫૨, ૫૩.

(૪૨)→ ૩૩ + તિ૦૨, સ્થા૦, એકે૦, દુર્ભગ, અનાદેય, સૂ૦બા૦માંથી ૧, પર્યા૦અપર્યા૦માંથી ૧, યશાયશમાંથી ૧. બા૦પર્યા૦ને યશાયશ ૨ ભાંગા, બા૦અપર્યા૦નેઅયશ ૧ ભાંગો, સૂક્ષ્મ પર્યા૦ અપર્યા૦ ને અયશ સાથે ૨ ભાંગા – કુલ <u>૫</u> ભાંગા.

(૫૦)→ ૪૨ – તિ૦ આનુ૦ + ઔદા૦ ૬ (ઉપાંગ વિના) + હુંડક + ઉપઘાત + પ્રત્યેક/સાધા૦માંથી ૧. ઉપરોક્ત ૫–૫ ભાંગા પ્રત્યેક/સાધા૦ સાથે ૧૦ ભાંગા. તેમજ બા૦પર્યા૦વાઉ૦ ને ઉ૦ વૈક્રિયમાં વૈ૦૬ સાથે અયશનો ૧ જ ભાંગો... કુલ <u>૧૧</u> ભાંગા

(૫૧)→ ૫૦ + પરાઘાત... ઉપરોક્ત ૧૧માંથી અપર્યા૦ના ૪ કાઢી નાંખવાથી <u>૭</u> ભાંગા.

---

૯ નામકર્મની ૧૦૩ પ્રકૃતિની ગણતરીએ આ સ્થાનો જાણવા. ૬૭ ની ગણતરીએ લઈએ તો આ સ્થાનો અનુક્રમે ૨૦,૨૧,૨૪,૨૫,૨૬,૨૭,૨૮,૨૯,૩૦ અને ૩૧ એમ જાણવા. ૮ અને ૯ નું ઉદયસ્થાન ૧૪મે ગુણઠાણે હોવાથી એ બે ઉદીરણા સ્થાન તરીકે મળતા નથી. આની પ્રક્રિયા આ પ્રમાણે છે. વિગ્રહગતિમાં ૪૨ હોય છે. ઉત્પત્તિસ્થાને જીવ શરીરસ્થ થાય છે. તેથી શરીર સંબંધી ઔદા૦૭ (કે વૈ૦૭), પ્રત્યેક કે સાધા૦, ઉપઘાત, ૧ સંસ્થાન અને ૧ સંઘયણ આમ ૧૧ પ્રકૃતિઓ વધવાથી તેમજ આનુપૂર્વી જવાથી ૫૨ પ્રકૃતિઓ થાય છે. એકે૦ને ઉપાંગ અને સંઘ૦ ન હોવાથી આ સ્થાને ૫૦ હોય છે અને વૈક્રિયમાં સંઘ૦ ન હોવાથી ૫૧ હોય છે. (ઉ૦વૈ૦ કે આહારક પ્રારંભે પણ ૫૧ હોય છે.) શરીરપર્યાપ્તિએ પર્યા૦ થવા પર એક ખગતિ અને પરાઘાત ઉમેરાવાથી ૫૪ થાય છે. (એકે૦ ને ખગતિ નહી, તેથી ૫૧, વૈ૦આહા૦ને ૫૩) ત્યારબાદ આતપ કે ઉદ્યોત નો ઉદય થવાથી કે શ્વાસો૦પર્યા૦પૂર્ણ થવાથી ૧ પ્રકૃતિ વધવાથી ૫૫ (૫૨ કે ૫૪) થાય છે. ત્યારબાદ આતપ કે ઉદ્યોતનો ઉદય થવાથી કે ભાષા પર્યા૦પૂર્ણ થવાથી ૧ પ્રકૃતિ વધવાથી ૫૬ (૫૩ કે ૫૫) થાય છે. ત્યારબાદ ઉદ્યોતનો ઉદય થવાથી (૫૭ કે ૫૬) પ્રકૃતિ થાય છે. (આતપ ઉદ્યોતમાંથી ૧ જીવને ૧નો જ ઉદય હોય. એ ઉદય શ્વાસો૦ અને સ્વરનો ઉદય થયા પહેલાં કે પછી પણ થઈ શકે છે, માટે અહીં આ રીતે લખ્યું છે.)

૫૨ → ૫૧ + ઉચ્છ્વા૦ ઉપરોક્ત ૭ ભાંગા.
૫૧ + આતપ. પર્યા૦ બાદર પ્રત્યેકને જ હોવાથી યશાયશના ૨ ભાંગા
૫૧ + ઉદ્યોત. પર્યા૦બા૦ને હોવાથી પ્રત્યેક/સાધા૦ - યશાયશ.. ૪
ભાંગા. કુલ ૧૩ ભાંગા.

૫૩ → ૫૧ + ઉચ્છ્વા૦+ આતપ ૨ ભાંગા.
૫૧ + ઉચ્છ્વા૦+ ઉદ્યોત ૪ ભાંગા.. કુલ ૬ ભાંગા
તેથી એકે૦ ને કુલ ૫ + ૧૧ + ૭ + ૧૩ + ૬ = ૪૨ ભાંગા હોય.

બેઇન્દ્રિય - ૪૨, ૫૨, ૫૪, ૫૫, ૫૬, ૫૭.

૪૨ → ૩૩ + તિ૦૨,બેઇં૦, ત્રસ, બા૦, દુર્ભગ, અનાદેય, પર્યા૦/અપર્યા૦માંથી ૧, યશાયશમાંથી ૧. પર્યા૦ સાથે યશાયશ ૨ ભાંગા, અપર્યા૦ને અયશનો ૧, કુલ ૩ ભાંગા.

૫૨ → ૪૨-આનુ૦ + ઔદા૦ ૭+ હુંડક + છેવટ્ઠું + ઉપઘાત + પ્રત્યેક.. ઉપરોક્ત ૩ ભાંગા.

૫૪ → ૫૨ + પરાઘાત + કુખગતિ.. પર્યા૦ને યશાયશના ૨ ભાંગા

૫૫ → ૫૪ + ઉચ્છ્વા૦ ઉપરોક્ત ૨ ભાંગા
૫૪ + ઉદ્યોત ઉપરોક્ત ૨ ભાંગા... કુલ ૪ ભાંગા

૫૬ → ૫૪ + ઉચ્છ્વા૦ + સુસ્વર કે દુસ્વર ૪ ભાંગા
૫૪ + ઉચ્છ્વા૦ + ઉદ્યોત ૨ ભાંગા. કુલ ૬ ભાંગા.

૫૭ → ૫૪ + ઉચ્છ્વા૦ + ઉદ્યોત + સુસ્વર કે દુસ્વર ૪ ભાંગા
બેઇં૦ ના કુલ ૨૨ ભાંગા.

આ પ્રમાણે તેઇં૦ના ૨૨ અને ચઉ૦ના ૨૨ ભાંગા.
વિકલેન્દ્રિયના કુલ ૬૬ ભાંગા.

તિર્યંચપંચેન્દ્રિય - ૪૨, ૫૧, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭.

૪૨ → ૩૩ + તિ૦૨, પંચે૦, ત્રસ, બા૦, પર્યા-અપર્યા૦ માંથી ૧, સુભગાદેય કે દુર્ભગાનાદેયમાંથી ૧ યુગલ, યશાયશમાંથી ૧, પર્યા૦ને ૪ ભાંગા. અપર્યા. ને દુર્ભગાદિ જ હોવાથી ૧ ભાંગો.... કુલ ૫ ભાંગા.[10]

---

૧૦ દુર્ભગની સાથે અનાદેય જ હોય અને સુભગ સાથે આદેય જ હોય એવો ગ્રન્થકારનો મત છે. અન્ય મત એવો છે કે દુર્ભગ સાથે આદેય પણ અને સુભગ સાથે અનાદેય પણ હોઇ શકે છે. તેથી અન્યમતે સુભગ-દુર્ભગ, આદેય-અનાદેય, યશાયશના ૮ ભાંગા થાય છે જ્યારે ગ્રન્થકારના મતે ૪ ભાંગા થાય છે. આ જ કારણસર આગળ-આગળ પણ ભાંગાની સંખ્યામાં ફેર જાણવો.

૫૨ → ૪૨-આનુ૦ + ઔદા૦ ૭ + છમાંથી ૧ સંઘ૦ ૧ સંસ્થાન + ઉપઘાત + પ્રત્યેક. પર્યા૦ના ૬x૬x૪ = ૧૪૪ ભાંગા, અપર્યા૦ને ૧ = ૧૪૫ ભાંગા

૫૪ → ૫૨ + પરાઘાત +બેમાંથી ૧ ખગતિ... ૧૪૪x૨ = ૨૮૮ ભાંગા.

૫૫ → ૫૪ + ઉચ્છ. ૨૮૮ ભાંગા.
૫૪ + ઉદ્યોત ૨૮૮, કુલ ૫૭૬ ભાંગા.

૫૬ → ૫૪ + ઉચ્છ૦+ ૧ સ્વર. ૫૭૬ ભાંગા.
૫૪ + ઉચ્છ૦+ ઉદ્યોત ૨૮૮ ભાંગા, કુલ ૮૬૪ ભાંગા.

૫૭ → ૫૪ + ઉચ્છ૦ + ૧ સ્વર + ઉદ્યોત ૫૭૬ ભાંગા..
આ સ્વાભાવિક ૨૪૫૪ ભાંગા થયા.

હવે ઉત્તરવૈક્રિયના ભાંગા – ૫૧, ૫૩, ૫૪, ૫૫, ૫૬.

૫૧ → ૪૨-આનુ૦+ વૈ૦ ૭ + સમચતુ૦ + ઉપઘાત + પ્રત્યેક. પર્યા૦ જ હોય. ૧ યુગલ સાથે યશાયશના ૪ ભાંગા.

૫૩ → ૫૧ + પરાઘાત + શુભખગતિ – ૪ ભાંગા

૫૪ → ૫૩ + ઉચ્છ૦ ૪ ભાંગા
૫૩ + ઉદ્યોત ૪ ભાંગા... કુલ ૮ ભાંગા.

૫૫ → ૫૩ + ઉચ્છ૦ + સુસ્વર ૪ ભાંગા.
૫૩ + ઉચ્છ૦ + ઉદ્યોત ૪ ભાંગા... કુલ ૮ ભાંગા.

૫૬ → ૫૩ + ઉચ્છ૦ + સુસ્વર + ઉદ્યોત ૪ ભાંગા
આમ ઉ૦વૈક્રિયના કુલ ૨૮ ભાંગા....
પંચે૦તિર્યંચના કુલ ૨૪૮૨ ભાંગા થયા.

મનુષ્ય – ૪૧, ૪૨, ૫૧, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭.

સ્વાભાવિક મનુ૦ને ૪૨, ૫૨, ૫૪, ૫૫, અને ૫૬ આ પાંચ ઉદીરણા સ્થાનો હોય છે. જેના ભાંગા સ્વાભાવિક તિ૦પંચે૦ જેવા (ઉદ્યોત વિનાના-તિ૦ના સ્થાને મનુ૦) તેથી અનુક્રમે ૫, ૧૪૫, ૨૮૮, ૨૮૮ અને ૫૭૬ ભાંગા થવાથી કુલ.... ૧૩૦૨ ભાગા.

ઉ૦વૈક્રિયમાં પણ તિર્યંચ મુજબ. પાંચ ઉદીરણાસ્થાનો, ભાંગા પણ એ જ મુજબ. પણ ઉદ્યોત માત્ર સાધુઓને જ હોવાથી સુભગ આદેય યશનો એક એક જ ભાંગો તેની સાથે હોય. કુલભાંગા....૧૯.

આહારકમાં ઉ૦ની મુજબ ૫ ઉદીરણાસ્થાનો.. બધે સુભગ-આદેય-યશ જ હોવાથી કુલ ૭ ભાંગા.

કેવલી- ૪૧, ૪૨, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭.

૪૧ → ૪૨-આનુપૂર્વી. સુભગ/આદેય/યશનો ૧ ભાંગો - સામાન્યકેવળી ને કેવલીસમુ.માં કાર્મણકાયયોગમાં.

૪૨ → ૪૧ + જિનનામ તીર્થંકરકેવલીને ૧ ભાંગો.

૫૨ → ૪૧ + ઔદા૦૭ + પ્રથમ સંઘ૦ + છમાંથી ૧ સંસ્થાન + ઉપઘાત +પ્રત્યેક, ૬ ભાંગા. ઔદા૦ મિશ્રકાયયોગમાં.

૫૩ → ૫૨ + જિનનામ. સમચતુ૦ હોવાથી ૧ ભાંગો.

૫૬ → ૫૨ + પરા૦+ ઉચ્છ૦+ ૧ ખગતિ+૧ સ્વર... ૨૪ ભાંગા સ્વભાવસ્થ કેવળીને

૫૭ → ૫૬ + જિનનામ.. ૧ ભાંગો સ્વભાવસ્થ તીર્થંકરને.

૫૬ → ૫૭ - સ્વર... ૧ ભાંગો. વચનયોગ રુંધ્યે.

૫૫ → ૫૬ - ઉચ્છ૦... ૧ ભાંગો ઉચ્છ૦ રુંધ્યે.

૫૫ → સામાન્યકેવળીના ૫૬-સ્વર.... ૧૨ ભાંગા.

૫૪ → સામાન્યકેવળીના ૫૫-ઉચ્છ૦..... ૧૨ ભાંગા.

કેવળીના કુલ ૬૦ ભાંગા.... (આમાં સામાન્યકેવલીનો ૪૧ ના ઉદીરણાસ્થાનનો ૧ ભાંગો તેમજ તીર્થંકરકેવલીના ૪૨, ૫૩, ૫૭, ૫૬ ૫૫ ઉદીરણાસ્થાનોના ૫ ભાંગા.... આ ૬ ભાંગા નવા છે. શેષ ભાંગા સામાન્યમનુષ્યના ભાંગામાં આવી ગયા હોવાથી ફરીથી ગણાતા નથી.) તેથી મનુષ્યના કુલ ૧૩૦૨ + ૧૯ + ૭ + ૬ = ૧૩૩૪ ભાંગા જાણવા.

દેવ - ૪૨, ૫૧, ૫૩, ૫૪, ૫૫, ૫૬.

૪૨ - ૩૩ + દેવદ્વિક + પંચે૦, ત્રસ, બાદર, પર્યા૦, સુભગાદેય કે દુર્ભગ-અનાદેયમાંથી ૧, યશાયશમાંથી ૧, કુલ ૪ ભાંગા.

૫૧ - ૪૨-દેવાનુ૦ + વૈ૦૭, સમચતુ૦, ઉપઘાત, પ્રત્યેક - ૪ ભાંગા

૫૩ - ૫૧ + શુભખગતિ + પરાઘાત - ૪ ભાંગા

૫૪ - ૫૩ + ઉચ્છ૦- ૪ ભાંગા

૫૩ + ઉદ્યોત- ૪ ભાંગા.... કુલ ૮ ભાંગા.

<u>૫૫</u> – ૫૩ + ઉચ્છ૦ + સુસ્વર – <u>૪</u> ભાંગા.
૫૩ + ઉચ્છ૦ + ઉદ્યોત – ૪ ભાંગા.... કુલ <u>૮</u> ભાંગા.
<u>૫૬</u> – ૫૩ + ઉચ્છ૦ + સુસ્વર + ઉદ્યોત– <u>૪</u> ભાંગા.
દેવના કુલ <u>૩૨</u> ભાંગા...

<u>નરક</u> – ૪૨, ૫૧, ૫૩, ૫૪, ૫૫,
<u>૪૨</u> – ૩૩ + નરકદ્વિક + પંચે., ત્રસ, બા૦, પર્યા૦, દુર્ભગ, અનાદેય, અયશ – <u>૧</u> ભાંગો
<u>૫૧</u> – ૪૨ – નરકાનુ૦ + વૈ૦૭, હુંડક, ઉપઘાત, પ્રત્યેક – <u>૧</u> ભાંગો.
<u>૫૩</u> – ૫૧ + પરાઘાત + કુખગતિ – <u>૧</u> ભાંગો.
<u>૫૪</u> – ૫૩ + ઉચ્છ૦ – <u>૧</u> ભાંગો.
<u>૫૫</u> – ૫૪ + દુસ્વર – <u>૧</u> ભાંગો... કુલ <u>૫</u> ભાગા.

## નામકર્મના ઉદીરણાસ્થાનો અને તેના ભાંગા.

| ઉદીરણા સ્થાન | એકે૦ | વિક્લે૦ | પંચે૦તિર્યંચ | | મનુષ્ય | | | | | દેવ | નારક | કુલ ભાગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | સામા. | વૈ૦ | સામા૦ | વૈ | આહા૦ | સામા૦ કેવલી | તીર્થંકર | | | |
| ૪૧ | | | | | | | | ૧ | | | | ૧ |
| ૪૨ | ૫ | ૯ | ૫ | | ૫ | | | | ૧ | ૪ | ૧ | ૩૦ |
| ૫૦ | ૧૧ | | | | | | | | | | | ૧૧ |
| ૫૧ | ૭ | | | ૪ | | ૪ | ૧ | | | ૪ | ૧ | ૨૧ |
| ૫૨ | ૧૩ | ૯ | ૧૪૫ | | ૧૪૫ | | | (૬) | | | | ૩૧૨ |
| ૫૩ | ૬ | | | ૪ | | ૪ | ૧ | | ૧ | ૪ | ૧ | ૨૧ |
| ૫૪ | | ૬ | ૨૮૮ | ૮ | ૨૮૮ | ૫ | ૨ | (૧૨) | | ૮ | ૧ | ૬૦૬ |
| ૫૫ | | ૧૨ | ૫૭૬ | ૮ | ૨૮૮ | ૫ | ૨ | (૧૨) | ૧ | ૮ | ૧ | ૯૦૧ |
| ૫૬ | | ૧૮ | ૮૬૪ | ૪ | ૫૭૬ | ૧ | ૧ | (૨૪) | ૧ | ૪ | | ૧૪૬૯ |
| ૫૭ | | ૧૨ | ૫૭૬ | | | | | | ૧ | | | ૫૮૯ |
| કુલ | ૪૨ | ૬૬ | ૨૪૫૪ | ૨૮ | ૧૩૦૨ | ૧૯ | ૭ | ૧ | ૫ | ૩૨ | ૫ | ૩૯૬૧ |
| | | | ૨૪૮૨ | | ૧૩૩૪ | | | | | | | |

નોંધ :– વર્તુળમાં લખેલા સામા. કેવળીના ભાંગાઓ સામા. મનુ. માં ગણાઇ ગયા હોવાથી જુદા ગણ્યા નથી.

## ગુણઠાણે નામકર્મના ઉદીરણાસ્થાનો

૧ લું ગુણઠાણું- એકેન્દ્રિયાદિ બધા જીવોમાં આ ગુણ૦ હોવાથી માત્ર કેવલીને જે ૪૧નું હોય છે તે સિવાયના ૯ ઉદીરણાસ્થાનો આ મિથ્યાત્વીઓને હોય છે.

સાસ્વાદન- ૪૨ - નારકી સિવાય વિગ્રહગતિમાં

૫૦ - શરીરસ્થ બા. એકે૦ને દેશોન છ આવલિકા

૫૧ - શરીરસ્થદેવોને કંઈક ન્યૂન ૬ આવલિકા

૫૨ - શરીરસ્થ વિકલે૦ પંચે૦ તિ૦ મનુ૦ ને દેશોન ૬ આવલિકા

૫૫ - પર્યા૦ થયેલા દેવ-નારકને ૬ અવલિકા સુધી

૫૬ - પંચે૦ તિ, મનુ૦, દેવને ૬ આવલિકા

૫૭ - પચે૦ તિ૦ ને ૬ આવલિકા.

મિશ્ર - ૫૫ - નારક, દેવને

૫૬ - પંચે૦ તિ૦, મનુ૦, દેવને

૫૭ - પચે૦ તિ૦ ને.

અવિરતસમ્યક્ત્વી - ૪૨-૫૪-૫૫- ચારેય ગતિના જીવોને.

૫૧-૫૩ - વૈક્રિયશરીરી સમ્યક્ત્વીઓને.

૫૨ - પંચે૦ તિ૦ મનુ૦ને

૫૬ - દેવ, મનુ૦ને, તિ૦ ૫૭ - તિ૦ને

દેશવિરતિ - ૫૧,૫૩,૫૪,૫૫ - વૈક્રિયશરીરી તિ૦ મનુ૦ને

૫૬ - સ્વાભાવિક તિ૦ મનુ૦ તેમજ ઉ૦ વૈ૦ તિર્યંચને

૫૭ - તિર્યંચોને.

પ્રમત્તસંયત - ૫૧,૫૩,૫૪,૫૫,૫૬ - વૈક્રિય-આહારકશરીરીઓ

૫૬ - સ્વાભાવિક પ્રમત્તસંયતને

અપ્રમત્ત - ૫૬ - સ્વાભાવિક

૫૫, ૫૬ - ઉ૦ વૈક્રિય - આહારકશરીરીને ચરમક

૮ થી ૧૨ ગુણઠાણા- ૫૬.

૧૩ મું ગુણઠાણું - કેવલીમાં કહ્યા મુજબ ૪૧, ૪૨, ૫૨, ૫૩, ૫૪

૧૪ મે ગુણઠાણે - ઉદીરણા હોતી નથી.

## સ્થિતિઉદીરણા–

૫ દ્વારો– લક્ષણ, ભેદ, સાદિ–અનાદિ, અદ્ધાછેદ, સ્વામિત્વ.

(૧) **લક્ષણદ્વાર** – ઉદયાવલિકાની ઉપર રહેલ ઉદયઅપ્રાપ્તસ્થિતિઓને વીર્યવિશેષે ખેંચીને ઉદયપ્રાપ્ત સ્થિતિ સાથે વેદવી તે સ્થિતિઉદીરણા કહેવાય છે.

(૨) **ભેદદ્વાર** – બંધાવલિકા અને ઉદયાવલિકા એમ ૨ આવલિકાન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે. આના જેટલા સમયો હોય છે એટલા ઉદીરણાના ભેદ પડે છે. જેના વિકલ્પો થઈ શકે એવી સ્થિતિઓને સેચિકા કહે છે. તે બે પ્રકારની હોય છે. ઉદીરણા પ્રાયોગ્ય અને અપ્રાયોગ્ય.

*ઉદીરણા પ્રાયોગ્ય ઉત્કૃષ્ટસ્થિતિ–*

* ઉદયબંધોત્કૃષ્ટ – ૨ આવલિકાન્યૂન ઉત્કૃ૦ સ્થિતિબંધ
* ઉદયસંક્રમોત્કૃષ્ટ – ૩ આવલિકાન્યૂન ઉત્કૃ૦ સ્થિતિબંધ
* અનુદય બંધોત્કૃષ્ટ – ચૂર્ણિકાર– આતપ– અંતર્મુ૦ ન્યૂન ઉત્કૃ૦ સ્થિતિબંધ
  શેષ – ૨ આવલિકાન્યૂન ઉત્કૃ.સ્થિતિબંધ
  ટીકાકાર– બધામાં અંતર્મુ૦ ન્યૂન ઉત્કૃ.સ્થિતિબંધ
* અનુદયસંક્રમોત્કૃષ્ટ – અંતર્મુ૦ ન્યૂન ઉત્કૃ.સ્થિતિબંધ

(૩) **સાદિ–અનાદિ પ્રરૂપણા –**

મૂળપ્રકૃતિ–

* મોહનીય – અજઘ૦ ૪ ભેદે... ૧૦ માની સમયાધિક આવલિકા શેષે જઘ૦ હોય છે.
* જ્ઞાના૦ દર્શના૦ અંતરાય – અજઘ૦ સાદિ સિવાય ૩ ભેદે જઘ.... ૧૨ માની સમયાધિક આવલિકાશેષે હોય છે.
* નામ–ગોત્ર – અજઘ૦ સાદિ સિવાય ૩ ભેદે... જઘ૦ ૧૩ માના ચરમસમયે. આ ૬ ના અનુક્ત તથા વેદનીય–આયુ૦ ના બધા ભાંગા સાદિ સાન્ત હોય. વેદનીયની જઘ૦ સર્વાલ્પસ્થિતિવાળા એકે૦ને અને આયુ૦ની જઘ૦ સમયાધિકાવલિકાશેષે હોય છે.

* | આયુ૦સિવાય ૭ |- ઉત્કૃ. સંક્લેશે ઉત્કૃ.સ્થિતિબંધ કરી બંધાવલિકા બાદ ઉત્કૃ.સ્થિતિને ઉદીરે... ઉત્કૃ. સંક્લેશનો જેટલો કાળ હોય તેટલા કાળ માટે ઉત્કૃ.સ્થિતિઉદીરણા ચાલે છે. તેથી અનુત્કૃષ્ટના સાદિ-સાન્ત ભેદ જ મળે છે.

ઉત્તરપ્રકૃતિ-

* | મિથ્યા૦ |- અજઘ૦ ૪ ભેદે... પ્રથમસ્થિતિ સમયાધિકાવલિકા શેષે જઘ૦

* | જ્ઞાના૦ ૧૪, તૈ૦૭, વર્ણાદિ ૨૦, સ્થિરાસ્થિર, શુભાશુભ, અગુરુ૦, નિર્માણ | ૪૭... અજઘ૦ સાદિ સિવાય ૩. પોતપોતાની ચરમોદીરણા જઘ. હોય છે.

આ ૪૮ ના બાકીના ૩ તેમજ શેષ ૧૧૦ પ્રકૃતિઓના ચારે'ય પ્રકાર સાદિ-સાન્ત જ મળે છે.

(૪) અદ્ધાચ્છેદ (૫) સ્વામિત્વદ્વાર....

આ બન્ને સામાન્યથી સ્થિતિસંક્રમ પ્રમાણે જાણવા. ફેર એટલો છે કે સંક્રમ તે તે પ્રકૃતિના અવેદકને પણ કહ્યો છે જ્યારે ઉદીરણા ફક્ત વિપાકોદયવાળા જીવોને જ હોય છે.

ઉદીરણાને અપ્રાયોગ્ય સ્થિતિ અદ્ધાચ્છેદ કહેવાય છે. ઉત્કૃ.સ્થિતિમાંથી અદ્ધાચ્છેદ બાદ કરવાથી ઉદીર્યમાણસ્થિતિ આવે છે અને એ ઉદીર્યમાણસ્થિતિમાં ઉદયાવલિકા ઉમેરવાથી યતસ્થિતિ આવે છે. આવું સર્વત્ર જાણવું.

* | ઉદયબંધોત્કૃષ્ટા ૮૬...... | જ્ઞાના૦ ૧૪, સ્થિર-શુભ સિવાયની નામની ધ્રુવોદયી ૩૧, મિથ્યા૦, ૧૬ કષાય, ત્રસ ચતુ૦, દુર્ભગ ચતુ૦, વૈ૦ ૭. પંચે૦, હુંડક, ઉચ્છ્૦, ઉપઘાત-પરાઘાત, ઉદ્યોત, કુખગતિ, નીચગોત્ર, અશાતા.

અદ્ધાચ્છેદ = બંધાવ૦ + ઉદયા૦ = ૨ આવલિકા

યતસ્થિતિ = ઉત્કૃ. સ્થિતિ - બંધાવ૦

* | ઉદયસંક્રમોત્કૃષ્ટા ૨૯... | મનુ૦ ગતિ, શાતા, શુભખગતિ, ઉચ્ચ, હાસ્યાદિ ૬, સ્થિરાદિ ૬, અચરમસંઘ૦-સંસ્થાન ૧૦, વેદત્રિક.

અદ્ધાચ્છેદ = બંધાવ૦ + સંક્રમાવ૦ + ઉદયાવ૦ = ૩ આવલિકા

યતસ્થિતિ = ઉત્કૃ.સ્થિતિ - ૨ આવલિકા

* **સમ્ય૦** – મિથ્યાત્વે ૭૦ કો.કો. બાંધ્યા પછી અંતર્મુ.માં જઘે આવી સંક્રમાવે. સંક્રમાવલિકા પછી ઉદીરે...

અદ્ધાચ્છેદ = અંતર્મુ૦ + સંક્રમાવ૦ + ઉદયાવ૦

* **મિશ્ર** – સમ્ય૦ પ્રમાણે જઘે મિશ્રમાં પણ ઉત્કૃ.સ્થિતિ સંક્રમાવે. જઘે અંતર્મુ૦ રહી ત્રીજે આવે ત્યારે ઉદીરે.

અદ્ધાચ્છેદ = બે અંતર્મુ૦ + ઉદયા૦ = (મોટું) અંતર્મુ૦

* **આહા૦ ૭** – ૭મે બંધકાળે સત્તાગત પ્રકૃત્યન્તરની અધિક સત્તા (અંતઃ કો.કો.) આ ૭ માં સંક્રમાવે. અંતર્મુ૦ પછી ૬ઠ્ઠે આવી આહારક વિકુર્વે ત્યારે પ્રથમ સમયે ઉત્કૃ. સ્થિતિઉદીરક બને. ઉત્કૃ૦સ્થિતિઉદીરણા અંતઃકો.કો. મળે.

અદ્ધાચ્છેદ = અંતર્મુ૦ + ઉદયા૦

* **જિનનામ** – ૧૩મા ગુણઠાણે આનો ઉદય થાય છે. ત્યારે એની સત્તા P/a જ હોય છે. એટલે ઉત્કૃ.સ્થિતિઉદીરણા P/a–ઉદયા૦ જેટલી ૧૩માના પ્રથમસમયે થાય છે.

અદ્ધાચ્છેદ = અંતઃ કો.કો. – P/a

* **૪ આયુ૦** – ઉત્કૃ. બંધાયા પછી ભવાંતરપ્રથમસમયે ઉત્કૃ. સ્થિતિઉદીરણા મળે. ઉત્કૃ. અદ્ધાચ્છેદ=૧/૩ પૂર્વક્રોડ + ઉદયા૦ ઉત્કૃ. સ્થિતિઉદીરણા દેવ– નરકાયુમાં આવલિકા ન્યૂન ૩૩ સાગરો. અને મનુ૦તિ૦માં આવલિકા ન્યૂન ૩ પલ્યોપમ મળે છે.

* **અનુદય સંક્રમોત્કૃષ્ટા ૯** – દેવદ્વિક, મનુ૦ આનુ૦, સૂ૦૩, વિકલ ૩.

<u>અદ્ધાચ્છેદ</u>[11] = અંતર્મુ૦ + ઉદયા૦

---

૧૧ સામાન્યથી મરીને જે ગતિમાં જવાનું હોય તત્પ્રાયોગ્ય બંધ ચરમ અંતર્મુ૦ માં હોય છે. એટલે દેવગતિમાં જનારાને ચરમ અંતર્મુ૦ માં દેવપ્રાયોગ્ય બંધ જ હોય છે જે ઉત્કૃ. હોતો નથી. એ પૂર્વે બાંધેલી નરકગતિ વગેરેની ઉત્કૃ.સ્થિતિને બંધાવલિકા બાદ દેવગતિમાં સંક્રમાવે છે અને દેવગતિના પ્રથમસમયે ઉદીરે છે. ત્યાં સુધીમાં નરકગતિની ઉત્કૃ સ્થિતિમાંથી નીચેના અંતર્મુ૦ પ્રમાણ નિષેકો એટલો કાળ પસાર થઇ જવાથી ક્ષીણ થઇ ગયા હોય છે. માટે અંતર્મુ૦ બાદ કરવું પડે છે.

* અનુદયબંધોત્કૃષ્ટા ૧૯ - ઔદા૦૭, સ્થા૦, એકે૦, નરક-૨, તિ૦૨, છેવટ્ઠું, નિદ્રાપંચક.

અદ્ધાચ્છેદ[૧૨] = બંધાવ૦ + ઉદયા૦

* આતપ... અદ્ધાચ્છેદ[૧૩] = અંતર્મુ૦+ ઉદયા૦

જઘન્યસ્થિતિઉદીરણા સ્વામિત્વ-

* અનંતા૦ વગેરે ૧૨ કષાય, ભય-જુગુ૦-નિદ્રા ૫ - આતપ - ઉદ્યોત.....૨૧ — એકે૦ જીવ આ કર્મોની સર્વજઘ૦ સ્થિતિસત્તા કરીને પછી જ્યારે નવો તુલ્ય કે અધિક બંધ કરે એની બંધાવ૦ વીત્યા બાદ (બંધાવ૦ના અંતસમયે) જઘ. સ્થિતિઉદીરક બને.[૧૪]

---

૧૨ પંચેન્દ્રિ૦ કે મનુ૦ નરકદ્વિક ઉત્કૃ. બાંધી નરકગતિમાં જાય. એની બધાવ૦ વીત્યા બાદ નરકગતિની ૧ આવલિકા સુધી અને નરકાનુ૦ની વિગ્રહગતિમાં ૩ સમય સુધી ઉત્કૃ. સ્થિતિઉદીરણા મળે છે. આ ઉત્કૃ. સ્થિતિના બંધ પ્રાયોગ્ય સંક્લેશ કૃષ્ણલેશ્યામાં જ હોય છે. અને કૃષ્ણલેશ્યાવાળો જીવ છેલ્લી ૩ નરકમાં જાય છે. માટે ૫,૬,૭ મી નરકના જીવો જ આના ઉત્કૃ. સ્થિત્યુદીરક મળે છે.

ટીકાકારોએ આ પ્રકૃતિઓનો ઉદય, ઉત્કૃ.સ્થિતિબંધ થયા બાદ અંતમુહૂર્તે માન્યો છે. તેથી તેઓએ અદ્ધાચ્છેદ= અતર્મુ૦ + ઉદયાવ૦ કહ્યો છે.

૧૩ ઈશાનાન્ત દેવ ઉત્કૃ. સંક્લેશે આતપનો ૨૦ કો.કો. પ્રમાણ ઉત્કૃ. સ્થિતિબંધ કરે છે. ત્યાંથી સૂર્યવિમાનમાં બા.પર્યા.પૃથ્વીકાય તરીકે ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્તે શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત થાય ત્યારે આતપના ઉદય-ઉદીરણા થાય છે. તેથી અનુદયબંધોત્કૃષ્ટ હોવામા ઔદા૦૭ વગેરેને તુલ્ય હોવા છતાં આમાં અદ્ધાચ્છેદ = અંતર્મુ૦+ઉદયા૦ જેટલો છોડયો છે.

૧૪ આ ૨૧ માંથી ૧૯ ધ્રુવબંધી છે અને આતપ ઉદ્યોતની પ્રતિપક્ષી પ્રકૃતિઓ છે નહીં. તેથી એકે૦ વગેરેમા જેમ પ્રતિપક્ષી પ્રકૃતિઓનો બંધ વગેરે દ્વારા વધારે ઓછી સ્થિતિની ઉદીરણા મળે છે તેમ આ પ્રકૃતિઓમાં મળતું નથી.

*એકે૦સ્થા૦સૂ૦સાધા૦[૧૫] ...૪... જઘ૦સ્થિતિસત્તાક એકે૦ પ્રતિપક્ષી પ્રકૃતિઓ બાંધ્યા બાદ આ પ્રકૃતિઓ બાંધે ત્યારે બંધાવલિકાના ચરમસમયે જઘ. ઉદી.

*વિકલત્રિક .... ૩... જઘ. સ્થિતિસત્તાક એકે૦ જીવ, બેઇં૦ વગેરે તે તે જાતિમાં જઈને સ્વભિન્ન ૪ જાતિઓને બાંધ્યા બાદ સ્વકીય બંધ કરે તેની બંધાવલિકાના ચરમસમયે જઘ૦ સ્થિત્યુદીરણા.....

## સ્થાવરની જઘ. સ્થિતિઉદીરણા-




---

૧૫ એકે૦ જીવ જઘ. સ્થિતિસત્તા કરીને શક્ય એટલા દીર્ઘકાળ સુધી બેઇં૦ વગેરે પ્રતિપક્ષીપ્રકૃતિઓનો બંધ કરે છે. તેથી એકે૦ વગેરે વિવક્ષિત પ્રકૃતિઓની સ્થિતિ ઉપર તરફ વધતી નથી અને જેમ જેમ આ બેઇં૦ વગેરેનો બંધકાળ પસાર થાય છે તેમ તેમ એકે૦ ની સત્તામાંથી નીચેના નિષેકો તો ક્ષીણ થતા જાય છે. પ્રતિપક્ષી પ્રકૃતિઓનો આ રીતે બંધ થયા બાદ વિવક્ષિત પ્રકૃતિ પુનઃ બંધાય છે, અને તેથી એની ઉપર તરફની સ્થિતિસત્તા વધી જાય છે. પણ આ વધારાના નિષેકોની બંધાવ૦ વીતી ન હોવાથી ઉદીરણા થઈ શકતી નથી, એ વીતી ગયા બાદ એ નિષેકોની પણ ઉદીરણા થવાથી જઘ. સ્થિતિ ઉદીરણા મળે નહીં. તેથી બંધાવલિકાનો ચરમ સમય કહ્યો. ત્યાં સુધીમાં એ આવલિકાના સમયન્યૂન આવલિકા જેટલા નિષેકો પણ નીચેથી ખપી જવાથી જઘ.સ્થિતિ ઉદીરણા મળે છે.

*મિશ્રમોહ૦ - એકે૦ પ્રાયોગ્ય જઘ૦ સ્થિતિસત્તા (૧ સાગરો૦ - P/a) વાળો જીવ સંજ્ઞીમાં આવીને આના ઉદય-ઉદીરણાવાળો બની શકે છે. ઉવેલના દ્વારા આનાથી પણ ઓછી સત્તાવાળા થયેલા જીવને આના ઉદય-ઉદીરણા થઈ શકતા નથી. તેથી સ્વપ્રાયોગ્ય જઘ. સ્થિતિસત્તાવાળો એકે. જીવ સંજ્ઞીમાં આવી મિશ્રગુણઠાણું પામે ત્યારે તેના ચરમસમયે જઘ.સ્થિતિ. ઉદીરક બને. મિશ્ર૦ની ઉવેલના જો ત્રસમાં કરવામાં આવે તો સાગરો૦પૃથક્ત્વથી હીન થાય ત્યારથી જ એ ઉદય-ઉદીરણાને અયોગ્ય બની જાય છે. તેથી જઘ૦ ન મળે. માટે એકે૦માં કહ્યું છે.

*વૈ૦..... ૬ - બા. વાઉકાય જીવ વારંવાર વૈક્રિય વિકુર્વે... એમાં ચરમવિકુર્વણાના ચરમ સમયે જઘ.સ્થિતિ ઉદીરક બને. આ વખતે એની સ્થિતિસત્તા સ્વપ્રાયોગ્ય જઘ. હોય છે. ત્યારબાદ ઉદ્વેલના દ્વારા આનાથી પણ ઓછી સ્થિતિસત્તા મળી શકે છે, પણ એ વખતે એના ઉદય-ઉદીરણા થઈ શકતાં નથી.

*આહા૦૭ - મોહનો ૪ વાર ઉપશમ કર્યા પછી ક્ષાયિક સમ્ય૦ પામે. પછી દેવલોકમાં ૩૩ સાગરો૦ પસાર કરી મનુષ્યમાં દેશોનપૂર્વક્રોડ સંયમ પાળે. અંતે આહારક શરીર વિકુર્વે. તેના ચરમસમયે જઘ.સ્થિત્યુદીરક બને.[17]

*જ્ઞાના૦ ૧૪ - ૧૨ માની સમયાધિકાવલિકા શેષે ૧ સમયની ઉદીરણા.

---

૧૭ જો કે દેવલોકમાં ૩૩ સાગરો૦ વીતાવે એટલે આહા૦ની જૂની સત્તા તો ઉવેલાઈ જ જાય છે. તેમ છતાં ૪ વાર ઉપશમશ્રેણિ અને ક્ષાયિક સમ્ય૦ પ્રાપ્તિ એટલા માટે કહ્યા છે કે એ કરવામાં શેષ નામકર્મોની સ્થિતિસત્તા પણ ઓછી થઈ જાય છે. તેથી પછીના માનવભવમાં સંયમપ્રાપ્તિએ ૭મે ગુણઠાણે આહા૦૭ જે બાંધે તેની અન્ય નામકર્મોના સંક્રમથી પણ પૂર્વે ઉપશમશ્રેણિ ન માંડનાર સાધુની અપેક્ષાએ ઓછી સ્થિતિસત્તા મળે. સંયમની હાજરીમાં, સત્તાગત સ્થિતિ કરતાં અધિક બંધ તો થવાનો જ ન હોવાથી ઉપર સત્તા વધતી નથી. અને નીચેથી દેશોન પૂર્વક્રોડ જેટલા નિષેકો એટલો કાળ પસાર થયે ક્ષીણ થઈ ગયા. તેથી અંતભાગે આહા૦ની વિકુર્વણા અને તેના ચરમસમયે જઘ. ઉદીરણા કહ્યા.

| |
|---|
| *ધ્રુવોદયી ૩૩, ઔદા૦ ૭, ૬ સંસ્થાન, ૧લું સંઘ૦, ૨ ખગતિ, ¹⁸શેષત્રસાદિ ૮, મનુ૦ગતિ, પંચે૦, પરા૦, ઉપ૦, ઉચ્છ્૦, જિન, ઉચ્ચ, દુસ્વર...... |

૬૫... સયોગીના ચરમસમયે અંતર્મુ૦ પ્રમાણ જઘ૦સ્થિતિ ઉદીરણા કરે.

*૪ આયુ - સ્વ-સ્વની સમયાધિકાવલિકાશેષે...

## અનુભાગ ઉદીરણા -

૬ અર્થાધિકાર.... (૧) સંજ્ઞાપ્રરૂપણા (૨) શુભાશુભપ્રરૂપણા (૩) વિપાકપ્રરૂપણા (૪) પ્રત્યયપ્રરૂપણા (૫) સાદિ-અનાદિપ્રરૂપણા (૬) સ્વામિત્વ.

(૧) સંજ્ઞાપ્રરૂપણા - સંજ્ઞા
- ઘાતી- સર્વઘાતી, દેશઘાતી, અઘાતી
- સ્થાનસંજ્ઞા - એકઠાણીયો, બે ઠાણીયો, ૩ ઠાણીયો અને ૪ ઠાણીયો

| પ્રકૃતિઓ | ઘાતીસંજ્ઞા | | સ્થાનસંજ્ઞા | |
|---|---|---|---|---|
| | બંધ | ઉદીરણા | બંધ | ઉદીરણા |
| મિશ્રમોહ | | સર્વઘાની | | ૨.. |
| સમ્ય૦મોહ | | દેશઘાતી | | ૨-૧ |
| ૫ અંતરાય, અચક્ષુ... ૬ | સર્વ.દેશ | દેશ | ૪-૩-૨-૧ | ૨-૧ |
| નપું. વેદ | સર્વ. | સર્વ.દેશ | ૪-૩-૨ | ૪-૩-૨-૧ |
| સ્ત્રીવેદ | સર્વ | સર્વ.દેશ | ૪-૩-૨ | ૨-૧ |
| પુ.વેદ- ચક્ષુ. .૨ | સર્વ.દેશ | સર્વ.દેશ | ૪-૩-૨-૧ | ૨-૧ |
| કર્કશ-ગુરુ.. ૨ | અઘાતી | સર્વઘાતીસદશ | ૪-૩-૨ | ૨ |
| માત્ર મનુ૦તિ૦પ્રાયોગ્ય ૩૦, ૪ આનુ૦..૩૪ | અઘાતી | સર્વઘાતીસદશ | ૪-૩-૨ | ૨ |
| મતિ-શ્રુત-અવધિદ્વિક-¹⁹સંજ્વ૦...૮ | સર્વ.દેશ | સર્વ.દેશ | ૪-૩-૨-૧ | ૪-૩-૨-૧ |
| મનઃપર્યવજ્ઞાન | સર્વ.દેશ | સર્વ.દેશ | ૪-૩-૨-૧ | ૪-૩-૨ |
| કેવલદ્વિક-નિદ્રા ૫-મિથ્યા૦, ૧૨ કષાય..૨૦ | સર્વ. | સર્વ. | ૪-૩-૨ | ૪-૩-૨ |
| હાસ્યાદિ... ૬ | સર્વ. | સર્વ.દેશ | ૪-૩-૨ | ૪-૩-૨ |
| શેષ ૭૫.... | અઘાતી | સર્વઘાતીસદશ | ૪-૩-૨ | ૪-૩-૨ |

૧૮ સ્થિર શુભ ધ્રુવોદયીમાં ગણાઇ ગયેલ છે.

૧૯ જેને એક અક્ષરનું પણ વિજ્ઞાન હોય તેને ૧ ઠાણીયો જ રસ ઉદીરણામાં હોય. અન્ય આચાર્યોના મતે જે સ્વગત સર્વપર્યાયોથી ૧ અક્ષરને પણ જાણે તેને ૧ ઠાણીયો જ રસ ઉદીરણામાં હોય.

* મનુ૦આયુ, તિ૦આયુ, મનુ૦ગતિ, તિ૦ગતિ, જાતિચતુ૦, ઔદા૦૭, મધ્ય સંસ્થાન ૪, સંઘ૦ ૬, આતપ, સૂ૦, અપર્યા૦, સાધા૦, અને સ્થાવર... આ ૩૦ માત્ર મનુ૦તિ૦ પ્રાયોગ્ય છે.
* ૨ વેદનીય, નરકાયુ, દેવાયુ, નરકગતિ, દેવગતિ, પંચે૦, તૈ૦૭, વૈ૦૭, આહા૦૭, પ્રથમ-ચરમસંસ્થાન, કર્કશ-ગુરુ વિના વર્ણાદિ ૧૮, આતપ વિના ૭ પ્રત્યેક, ત્રસ-૧૦, અસ્થિર-૬ અને ગોત્ર-૨ આ ૭૫ 'શેષ ૭૫' તરીકે અભિપ્રેત છે.

(૨) શુભાશુભપ્રરૂપણા – બંધશતક માં કહ્યા પ્રમાણે જાણી લેવું. સમ્ય૦મિશ્ર મોહનો રસ પણ અશુભ હોય છે.

(૩) વિપાક પ્રરૂપણા – બંધશતકવત્ ........પુદ્ગલ, ક્ષેત્ર, ભવ અને જીવવિપાક જાણી લેવો.

વિશેષ :- તે તે પ્રકૃતિનો સત્તામાં ષટ્સ્થાનપતિત રસ ધરાવનારા જીવો પણ ઉત્કૃષ્ટ અનુભાગને ઉદીરી શકે છે. આવું એટલા માટે છે કે ઉત્કૃષ્ટપણે પણ સત્તાગત રસ કરતાં અનંતમા ભાગનો રસ જ ઉદય-ઉદીરણામાં હોય છે.[૨૦]

* ૨૮ મોહનીય, ૫ જ્ઞાના૦, કેવલદર્શના૦, વીર્યાતરાય... ૩૫ – સંપૂર્ણજીવદ્રવ્યમાં પણ અસર્વ પર્યાયોમાં વિપાક હોય છે.[૨૧]

* ચક્ષુદર્શના૦ – ગુરુલઘુ સ્પર્શવાળા અનંતપ્રદેશિક સ્કંધો વિશે વિપાક હોય છે.

* અવધિદર્શના૦ – રૂપી દ્રવ્યો વિશે.

---

૨૦ ધારો કે સત્તાગત ઉત્કૃ. રસ ૧ અબજ છે. ૧૦ સુધી સંખ્યાતું અને ૧૦૦ સુધી અસંખ્યાતું છે. ૨૫૦૦૦ સુધી ઉદય-ઉદીરણા થઈ શકે છે. તો ૧ અબજ ની અપેક્ષાએ, (૧ અબજ-૧અબજ÷૨૦૦(અનંત)=) ૯૯,૫૦,૦૦૦૦૦ ની (અનંતભાગહીન) સત્તાવાળો, (૧ અબજ - ૧અબજ÷૧૦૦ (અસં.) =) ૯૯ ક્રોડની (અસં.ભાગહીન) સત્તાવાળો, (૧અબજ - ૧અબજ÷૧૦ (સંખ્યાતું)=) ૯૦ ક્રોડની (સંખ્યાતભાગહીન) સત્તાવાળો, ૧અબજ÷૧૦ = ૧૦કરોડની (સંખ્યાતગુણહીન) સત્તાવાળો, ૧અબજ÷૧૦૦ = ૧ કરોડની (અસં.ગુણહીન) સત્તાવાળો તેમજ ૧અબજ÷૨૦૦ = ૫૦ લાખની (અનંતગુણહીન) સત્તાવાળો... આ બધા જીવો સત્તાની અપેક્ષાએ પરસ્પર ષટ્સ્થાનપતિત હોવા છતાં ઉત્કૃ. પણે ૨૫૦૦૦ પ્રમાણ રસને ઉદીરી શકે છે.

૨૧ જેમ ગાઢવાદળો સંપૂર્ણ સૂર્યને ઢાંકી દેવા છતાં એની પ્રભાને સંપૂર્ણતયા આવરી શકતાં નથી. તેમ આ ૩૫ પ્રકૃતિઓ સંપૂર્ણ જીવદ્રવ્યને આવરી લેતી હોવા છતાં એના સંપૂર્ણ પર્યાયને આવરી શકતી નથી. જેમકે અક્ષરના અનંતમા ભાગ જેટલા જ્ઞાનસ્વરૂપ પર્યાય તો ખુલ્લો જ રહે છે.

* શેષ ૪ અંતરાય - ગ્રહણ-ધારણયોગ્ય દ્રવ્યો વિશે... શેષ પ્રકૃતિઓનો જેવો પુદ્ગલવિપાક વગેરે બંધશતકમાં કહ્યો છે એ પ્રમાણે જાણવો.

(૪) પ્રત્યયપ્રરૂપણા:- જેને હેતુ (નિમિત્ત-કારણ) તરીકે પામીને અનુભાગના ઉદય-ઉદીરણા થાય છે તેની વિચારણા એ પ્રત્યયપ્રરૂપણા. સામાન્યથી સકષાય કે અકષાય એવું યોગસંજ્ઞક વીર્ય એ ઉદીરણામાં કારણ છે. છતાં એ વીર્ય ભવકૃત છે કે પરિણામકૃત (ગુણાદિ અવસ્થાવિશેષકૃત) છે તેનો અહીં વિચાર કરવાનો છે.

જે પ્રકૃતિઓના ઉદય-ઉદીરણા સામાન્યથી તે તે ભવમાં રહેલા સર્વજીવોને હોય છે તેમજ તે તે જીવોને તે ભવમાં અવસ્થા બદલાયે પણ સામાન્યથી બદલાતા નથી. તે પ્રકૃતિઓની અનુભાગઉદીરણા ભવપ્રત્યય કહેવાય છે. શેષની ઉદીરણા પરિણામ પ્રત્યય કહેવાય છે.

* વૈ૦૭, તૈ૦૭, મૃદુ કર્કશગુરુલઘુ સિવાયના વર્ણાદિ ૧૬, સ્થિરાસ્થિર, શુભાશુભ, અગુરુ૦.... ૩૫... નિ૦મનુ.ને ગુણપરિણામપ્રત્યય.... અવસ્થાવિશેષમાં તૈ૦ની મંદતાના કારણે જઠરાગ્નિ મંદ થાય છે... ઇત્યાદિ જાણવું.

* સમચતુ૦, મૃદુ-લઘુ, પરા૦, ઉદ્યોત, શુભખગતિ, સુસ્વર પ્રત્યેક, આહા૦૭.... ૧૫ ... ઉત્તર વૈ૦ કે આહા૦ બનાવે તેમાં તિ૦મનુ૦ને આ પ્રકૃતિઓ પરિણામપ્રત્યયિક હોય છે. ચાલુ ઔદા૦ શરીરમાં અપ્રથમ સંસ્થાન હોય તો પણ આ બે શરીરમાં સમચતુ૦ થાય છે. માટે પરિણામપ્રત્યય.... આ પ્રમાણે શેષ માટે જાણવું...

* સુભગ-આદેય-યશ ઉચ્ચગોત્ર.... ૪ ... દુર્ભગાદિના ઉદયવાળા પણ માનવો દેશવિરતિ-સર્વવિરતિ પામે તો સુભગાદિનો ઉદય થઈ જાય છે... માટે એમને આ પ્રકૃતિઓ પરિણામપ્રત્યય...

| | |
|---|---|
| * ૯ નોકષાય.... | દેશ – સર્વવિરતિને પ્રારંભના એક અસં૦મા[22] ભાગના સ્પર્દ્ધકોના જ જે ઉદય-ઉદીરણા હોય છે તે પરિણામપ્રત્યય. |
| * મોહ૦ની શેષ ૧૯, જ્ઞાના૦ ૧૯, જિન..... | ૩૯... મનુ૦ તિ૦ને પરિણામ પ્રત્યય. મનુ૦તિર્યંચને જેમ જેમ ઉંમરાદિ વધે છે તેમ તેમ જ્ઞાનાવરણાદિના ક્ષયોપ૦ માં ફેર પડતો જાય છે. એનાથી જણાય છે કે તે તે કર્મોના ઉદય-ઉદીરણા અવસ્થા પ્રમાણે બદલાયા કરે છે... બધા મનુષ્યોને કેવલજ્ઞાના૦, જિનનામ...નો ઉદય હોતો નથી. તેથી જેઓને હોય છે તે પરિણામપ્રત્યય. |
| * શેષ ૫૬.... | બધાને યથાયોગ્ય ભવપ્રત્યય.... ઉપરોક્તમાંથી પણ અનુક્ત જીવોને (દેવ-નારકાદિને) જે હોય તે બધી ભવપ્રત્યય જાણવી. |

### (૫) *સાદિ-અનાદિ પ્રરૂપણા –*

* મૂળપ્રકૃતિ–

| | |
|---|---|
| * મોહનીય – | અજઘ૦ સાદ્યાદિ ૪ પ્રકારે. જઘ૦-ક્ષપકને ચરમઉદી૦. ૧૧ મે ઉદીરણા હોતી નથી. પડનારને સાદિ. શેષ ૩ ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા કુલ.... ૧૦ |
| * વેદનીય – | અનુત્કૃ૦ સાદ્યાદિ ૪ પ્રકારે. ઉત્કૃ. ઉપશમશ્રેણિમાં ૧૦મા ગુણઠાણે બાંધી સર્વાર્થસિદ્ધમાં ઉદીરે તે.. પછી પાછી અનુ૦ની સાદિ... અનાદિકાળથી અસર્વવિરતને અનાદિ, અભવ્યાદિને અનંત. શેષ ૩ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા. કુલ ...૧૦ |

૨૨ પંચસંગ્રહમાં અનંતમો ભાગ કહ્યો છે.

| | |
|---|---|
| * જ્ઞાના૦, દર્શના૦, અંતરાય ... | અજઘ૦ સાદિ સિવાય ૩. ૧૨માની સમયાધિકાવલિકા શેષે જઘ૦ શેષ ૩ ના બબ્બે.. કુલ ૨૭ |
| * નામ-ગોત્ર ... | અનુ૦ના સાદિ સિવાય ૩. ૧૩માના ચરમસમયે ઉત્કૃ૦, શેષ ૩ ના બબ્બે.. કુલ ૧૮ |
| * આયુ૦ ... | ચારેયના બબ્બે, કુલ...૮ મૂળપ્રકૃતિના કુલ ૭૩ |

ઉત્તરપ્રકૃતિ- (સર્વત્ર અનુક્તના સાદિ-સાન્ત એમ બબ્બે ભાંગા જાણવા.)

| | |
|---|---|
| * મૃદુ-લઘુ ... અનુત્કૃ૦ ૪ પ્રકારે.... | આહા૦ શરીરીને ઉત્કૃ૦ હોય છે. કુલ ૨૦ ભાંગા. |
| * મિથ્યાત્વ ... અજઘ૦ ૪ પ્રકારે... | સસંયમસમ્યક્ત્વ પામનારને મિથ્યાત્વના ચરમસમયે જઘ૦ હોય છે. કુલ ૧૦ ભાંગા. |
| * ગુરુ-કર્કશ .. અજઘ૦ ૪ | કેવલિસમુ૦ના ૫ મા સમયે જઘ૦ કુલ ૨૦ ભાંગા |
| * તૈ૦૭, શેષ શુભ વર્ણાદિ ૯, અગુરુ૦, સ્થિર, શુભ,નિર્માણ ૨૦... | અનુ૦સાદિ સિવાય ૩. સયોગી કેવલીના ચરમસમયે ઉત્કૃ. હોય છે. કુલ ૧૮૦ ભાંગા. |
| * જ્ઞાના૦ ૧૪, શેષકુવર્ણાદિ ૭, અસ્થિર-અશુભ.. ૨૩... | અજઘ૦ સાદિ સિવાય ૩. જ્ઞાના૦૧૪ - ૧૨ મે ચરમઉદીરણા જઘ૦ હોય. શેષ ૯-૧૩ મે ચરમઉદીરણા જઘ૦ હોય. કુલ ૨૦૭. |

શેષ ૧૧૦ ના બધા ભાંગા સાદિ-સાન્ત..

તેથી કુલ ૮૮૦

ઉત્તરપ્રકૃતિના કુલ ભાંગા = ૧૩૧૭.

(૬) સ્વામિત્વદ્વાર -

*ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા સ્વામિત્વ-*

* 5 અંતરાય-અચક્ષુ... સૌથી હીનલબ્ધિયુક્ત એકે૦ને ભવપ્રથમસમયે.
* ચક્ષુદર્શના૦... સર્વપર્યાપ્તિએ પર્યા૦ તેઈ૦ને પર્યાપ્તિના ચરમસમયે. વિવક્ષિત લબ્ધિને અપ્રાપ્ત જીવોમાંથી જે લબ્ધિપ્રાપ્તિની વધુ નજદીક હોવા છતાં પામી શક્તો નથી તે મોટા દોષવાળો હોવો જોઈએ એ ન્યાયે આને ઉત્કૃ. અનુભાગોદીરક કહ્યો છે.
* નિદ્રાપંચક... સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત મધ્યમપરિણામી (તત્પ્રાયો૦સંક્લેશવાળા) જીવોને. અત્યંત વિશુદ્ધ કે સંક્લિષ્ટ અવસ્થામાં આના ઉદય-ઉદીરણા હોતા નથી.
* અરતિ, શોક, ભય-જુગુ૦, નપું૦, અશાતા, નરકગતિ, હુંડક, ઉપ૦, કુખગતિ, દુર્ભગ-૪, નીચગોત્ર... ૧૫.... સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત સર્વસંક્લિષ્ટ ઉત્કૃ૦ સ્થિતિક નારકી...
* ત્રસત્રિક, પંચે૦, શાતા, સુસ્વર, દેવગતિ, વૈ૦૭ ઉચ્ચ૦... ૧૫.... સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત સર્વવિશુદ્ધ ઉત્કૃ૦ સ્થિતિક દેવ.
* સમ્ય૦ મિશ્ર૦..... તે તેના ઉદયવાળો સર્વસંક્લિષ્ટ જીવ મિથ્યાત્વ-પ્રાપ્તિના પૂર્વસમયે.
* હાસ્ય-રતિ..... સર્વપર્યાપ્તિથી પર્યા૦ સહસ્રારદેવ સંક્લેશકાળે.

આ બે પ્રકૃતિઓ અશુભ હોવા છતાં આજુબાજુની સામગ્રી પર આના ઉદયનો આધાર છે. તેથી સહસ્રારદેવ આની ઉત્કૃ.અનુભાગોદીરણાનો સ્વામી મળે છે. એનાથી ઉપરના દેવોને સામગ્રી વધુ હોવા છતાં પ્રમાણમાં સંક્લેશ એકદમ ઓછો હોય છે. નીચેના દેવોને સંક્લેશ વધુ સંભવિત હોવા છતાં સામગ્રી ઓછી હોય છે.

| | |
|---|---|
| * અપર્યા૦ - | ચરમસમયે રહેલ સર્વસંક્લિષ્ટ અપર્યા૦ સંજ્ઞી મનુ૦ને આને અપર્યા૦ સંજ્ઞી તિર્યંચ કરતાં પણ અધિક સંક્લેશ હોય છે. |
| * કર્કશ,ગુરુ, અપ્રથમસંઘ૦૫, મધ્યમ ૪ સંસ્થાન, સ્ત્રી-પુ.વેદ, તિર્યંચગતિ... | ૧૪... સંજ્ઞી પર્યા૦ પંચે૦ ૮ વર્ષાયુષ્ક તિર્યંચ ૮ મા વર્ષે સર્વસંક્લેશમાં. |
| * ઔદા૦૭, મનુ૦ગતિ, વજ્રઋષભ.. | ૯... સર્વપર્યાપ્તિએ પર્યા૦ ૩ પલ્યોપમાયુષ્ક સર્વવિશુદ્ધ મનુષ્ય. |
| * નરકાયુ ... | ઉત્કૃ.સ્થિતિક નારકી સર્વસંક્લેશમાં |
| * શેષ ૩ આયુ ..... | ઉત્કૃ.સ્થિતિવાળો વિશુદ્ધિમાં |
| * સ્થા૦સાધા૦એકે૦.... | જઘ. આયુષ્ક બા૦૫૦ એકે૦ સંક્લેશમાં |
| * સૂક્ષ્મ ........ | જઘ૦ આયુષ્ક સૂ.૫૦ એકે૦ સંક્લેશમાં |
| * વિકલત્રિક...... | જઘ૦ આયુષ્ક પર્યા૦ વિકલે૦ સંક્લેશમાં |
| * સમચતુ૦, મૃદુ-લઘુ, પ્રત્યેક,શુભખગતિ, પરા૦, આહા૦૭.... | ૧૩... આહારકશરીરમાં પર્યાપ્ત થયેલ સાધુને સર્વવિશુદ્ધિમાં.... |
| * ઉદ્યોત..... | ઉત્તરવૈક્રિયમાં પર્યાપ્ત થયેલ સાધુને સર્વવિશુદ્ધિમાં... |
| * આતપ...... | ખર બા૦ પર્યા૦ પૃથ્વીકાય ઉત્કૃ.આયુ૦ વાળો સર્વવિશુદ્ધિમાં... |
| * આનુપૂર્વી ૪... | વિગ્રહગતિમાં ત્રીજા સમયે દેવ-મનુ૦- વિશુદ્ધિમાં, તિ૦ના૦ - સંક્લેશમાં |
| * શેષ શુભ ૨૫ (તૈ૦૭, સ્થિર, શુભ, જિન, શુભવર્ણાદિ ૯, અગુરુ૦, નિર્માણ, ઉચ્ચ, સુભગ, આદેય, યશ) | સયોગી ચરમસમયે..... |

| | |
|---|---|
| * અવધિદ્વિક. | અવધિલબ્ધિશૂન્ય તીવ્રસંક્લિષ્ટ મિથ્યાત્વી સંજ્ઞી જીવો. |
| * શેષ અશુભ ૩૧ (૪ જ્ઞાના૦, કેવળદર્શના૦, મિથ્યાત્વ ૧૬ કષાય, અશુભવર્ણાદિ ૭, અસ્થિર, અશુભ...) | ચારેયગતિના તીવ્રસંક્લિષ્ટ સંજ્ઞી મિથ્યાત્વી જીવો. |

જઘન્યઅનુભાગોદીરણા સ્વામિત્વ –

સામાન્યથી, ઘાતીકર્મોમાં ઉદીરણાવિચ્છેદે ચરમઉદીરણા એ જઘ. હોય છે.

| | |
|---|---|
| * મતિ,શ્રુત,ચક્ષુ,અચક્ષુ... | સર્વોત્કૃષ્ટ શ્રુતકેવલીને ચરમઉદીરણા. |
| * મન:પર્યવ૦... | સર્વોત્કૃષ્ટ વિપુલમતિમન:પર્યવજ્ઞાનીને ચરમ-ઉદીરણા... |
| * અવધિદ્વિક... | પરમાવધિવાળાને ચરમઉદીરણા.. |
| * કેવલદ્વિક, ૫ અંતરાય... | ક્ષીણકષાયને સમયાધિકાવલિકાશેષે. |
| * ૪ સંજ્વ૦ ૯ નો કષાય... | પોતપોતાની ચરમઉદીરણાએ.[૨૩] |
| * હાસ્ય ષટ્ક.... | સર્વવિશુદ્ધ ક્ષપકને ૮ મે ચરમ ઉદીરણા. |
| * નિદ્રા-પ્રચલા... | ૧૧ મે સર્વવિશુદ્ધ હોવાથી જઘ. અનુભાગઉદીરણા. |
| * થીણદ્ધિત્રિક.... | અપ્રમત્તાભિમુખ પ્રમત્તને વિશુદ્ધિમાં. |

૨૩ ચૂર્ણિકારે સામાન્યથી જ ૪ સંજ્વ૦, ૩ વેદની ચરમ ઉદીરણા હ્મા ગુણઠાણે કહી છે. બાકી સંજ્વ.લોભની ચરમઉદીરણા ૧૦ મે હોવાથી એ જ જઘ. અનુભાગોદીરણા તરીકે મળે. તેમ છતાં, ઓઘથી ચૂર્ણિકારે કહેલ વચનને પકડીને સંજ્વ.લોભની જઘ.ઉદીરણા પણ ૯ મે જ લેવી હોય તો ટીપ્પણકારે ખુલાસો કર્યો છે કે કીટીકૃત રસ એક ઠાણીયા કરતાં પણ અત્યંત તુચ્છ હોવાથી અવ્યવહાર્ય ગણીને ૯ મે થતી ચરમ ઉદીરણા જાણવી. બાકી ચૂર્ણિકારને પણ ૧૦ મે થતી ચરમઉદીરણા જ અભિપ્રેત છે એ ઉત્કૃ૦પ્રદેશોદીરણા સ્વામિત્વ અધિકાર પરથી જણાય છે. ત્યાં જઘ૦ અનુભાગોદીરણા સ્વામીનો ઘાતીકર્મો માટે અતિદેશ કર્યો છે. એના વિશ્લેષણમાં સંજ્વ૦લોભ માટે ચૂર્ણિકારે સમયાધિક આવલિકાશેષ સકષાયને કહ્યો છે, ચરમસમયબાદરકષાયને નહીં.

| | |
|---|---|
| * સમ્યક્ત્વ..... | ક્ષાયિકસમ્ય૦ પામતાં ચરમઉદીરણા. ચારે ગતિના જીવોને.. |
| * મિશ્ર .... | સમ્યક્ત્વાભિમુખને ચરમસમયે.[24] |
| * મિથ્યા૦, અનંતા૦ ૪... | સસંયમ સમ્ય૦ પામનારને મિથ્યા૦ના ચરમસમયે. |
| * ૪ અપ્રત્યા૦... | સંયમ પામનારને અવિરતિના ચરમસમયે. |
| * ૪ પ્રત્યા૦... | સંયમ પામનારને દેશવિરતિના ચરમસમયે. |
| * નરકાયુ ... | જઘ. આયુ૦વાળાને વિશુદ્ધિમાં. |
| * શેષ ૩ આયુ... | જઘ૦ આયુ૦વાળાને સંક્લેશમાં. |

✡ પુદ્‌ગલવિપાકી પ્રકૃતિઓની જઘ૦ અનુભાગ ઉદીરણા સામાન્યથી ભવાદ્યસમયે મળે છે.

| | |
|---|---|
| * ઔદા૦ ષટ્ક, પ્રત્યેક[25] - | અલ્પાયુષ્ક સૂ.અપર્યા૦ વાઉકાય ભવપ્રથમસમયે. |
| * વૈ૦ષટ્ક - | અલ્પાયુષ્ક બા. પર્યા૦ વાઉકાયને વિકુર્વણાના પ્રથમસમયે.. |
| * ઔદા૦ અંગો૦ - | અલ્પાયુષ્ક બેઇ૦ ભવપ્રથમસમયે. |
| * વૈ૦અંગો૦ - | વૈ૦૭ ની ઉવેલના કરીને અસંજ્ઞીમાં અલ્પકાળ માટે વૈ૦ બાંધી શક્ય દીર્ઘાયુષ્ક નરકમાં જાય ત્યાં પ્રથમસમયે સંક્લિષ્ટને. |
| * તૈ.૭, શુભવર્ણાદિ ૯, અગુરુ૦, સ્થિર, શુભ, નિર્માણ... | ૨૦... વિગ્રહગતિમા સંક્લિષ્ટ મિથ્યાત્વીને... |
| * આહા૦ ૭ - | અલ્પકાળમાટે આહારક વિકુર્વનાર તત્પ્રાયોગ્ય સંક્લેશયુક્ત સાધુને આહારકના પ્રથમ સમયે.. |

---

૨૪ મિશ્રગુણઠાણે રહેલો જીવ એટલા વિશુદ્ધ પરિણામવાળો ન હોવાથી સંયમસહિત સમ્ય૦ પામી શકતો નથી. તેથી માત્ર સમ્ય૦ પ્રાપ્તિ કહી છે.

૨૫ પ્રત્યેક માટે 'ઔદા૦ની જેમ' એવો અતિદેશ કર્યા બાદ, ચૂર્ણિકારે એમ જણાવ્યું છે કે- શીઘ્રપર્યાપ્ત થનાર સૂક્ષ્મ જીવને આહારપ્રથમસમયે.....

| | |
|---|---|
| * પ્રથમ સંઘ૦સંસ્થાન – | શીઘ્રપર્યાપ્ત થનાર અલ્પાયુષ્ક અસંજ્ઞીને આહાર પ્રથમસમયે સંક્લેશમાં..... |
| * ૪ મધ્ય સંસ્થાન " – | દીર્ઘાયુષ્ક અસંજ્ઞીને આહારપ્રથમસમયે વિશુદ્ધિ માં.... |
| * ૪ સંઘયણ – | પૂર્વક્રોડ આયુષ્યવાળો આહારી મનુ૦ ભવપ્રથમસમયે વિશુદ્ધિમાં, પંચે૦ તિ૦ કરતાં મનુષ્યો અલ્પબળી હોવાથી મનુ૦ ને લીધા........ |
| * હુંડક, ઉપઘાત, સાધા૦ – | દીર્ઘાયુષ્ક પર્યા૦સૂ.એકે૦ને વિશુદ્ધિમાં... |
| * છેવટ્ઠું – | ૧૨ વર્ષાયુષ્ક બેઇ૦ને આહાર-ભવ પ્રથમસમયે. |
| * મૃદુ-લઘુ – | અનાહારી સંજ્ઞીને તત્પ્રાયોગ્ય વિશુદ્ધિમાં....... |
| * પરાઘાત – | શીઘ્રપર્યા૦ થનાર અલ્પાયુષ્ક સૂ.એકે૦ને પર્યાપ્ત થવાના પ્રથમ સમયે સંક્લેશમાં... |
| * આતપ-ઉદ્યોત – | શીઘ્રપર્યાપ્ત થનાર બાદર જીવ શરીર પર્યાપ્તિ પૂર્ણ થવાના પ્રથમ સમયે સંક્લેશમાં |
| * જિનનામ – | આયોજિકાકરણ પૂર્વના ચરમસમયે....[૨૭] |
| * કર્કશ-ગુરુ – | કેવલી સમુદ્૦ માંથી પાછા ફરતાં મન્થાન સમયે... ૫મા સમયે... |
| * અશુભવર્ણાદિ ૭, અસ્થિર, અશુભ – | સયોગીચરમસમયે. |

---

૨૬ અંતરકરણબાદ ઘાતીકર્મોનો રસ ક્ષપકને એકે૦ આદિ કરતાં અનંતમો ભાગ હોય છે, પણ શેષ અશુભનો તો પછી પણ અસંજ્ઞી આદિને જ અનંતમો ભાગ હોય છે. તેથી અહીં સયોગીચરમસમય ન આવે.

૨૭ કેવલિદૃષ્ટ મર્યાદાનુસારે અતિશુભયોગોનો એક વિશિષ્ટ વ્યાપાર એ આયોજિકાકરણ છે. સર્વકેવલી ભગવંતોને આ અવશ્ય કરવાનું હોય છે. એમાંથી જેઓને ૩ કર્મોની સ્થિતિ અલ્પ કરવા માટે કેવલિસમુદ્ઘાત કરવાનો હોય છે તેઓને જ્યારે એ કરવાનો અવસર હોય એ પૂર્વે જ આ આયોજિકાકરણનો અવસર હોય છે. કેવલિસમુદ્ઘાત નહીં કરનારા કેવલીઓને પણ આ આયોજિકાકરણ તો હોય જ છે.

* શેષ- ૩૪ - પરાવર્તમાન પ્રકૃતિના બંધક મધ્યમપરિણામી ચારે ગતિના જીવો. (૪ ગતિ, ૪આનુ૦, ૫ જાતિ, ૨ ખગતિ, ઉચ્છ૦, ત્રસત્રિક, સ્થાવરત્રિક, સુભગચતુ૦, દુર્ભગચતુ૦, ગોત્રદ્વિક, શાતા-અશાતા - આ ૩૪)

સામાન્યથી પરિણામપ્રત્યયપ્રકૃતિની રસોદીરણા ઉત્કૃ. હોય છે. ભવપ્રત્યયપ્રકૃતિની આદ્યસમયે જઘ. હોય છે.

શુભની સંક્લેશમાં જઘ૦ હોય, વિશુદ્ધિમાં ઉત્કૃ૦ હોય, અશુભમાં આનાથી વિપરીત હોય. પુદ્ગલવિપાકી પ્રકૃતિઓની અનુભાગોદીરણા પુદ્ગલાદિ સામગ્રી ઉત્કૃષ્ટ હોય તો ઉત્કૃષ્ટ, અપકૃષ્ટ હોય તો જઘ૦ હોય, ઇત્યાદિ વિચારીને અનુભાગોદીરણા સ્વામિત્વનો વિચાર કરવો.

## પ્રદેશોદીરણા -

૨ અર્થાધિકાર :- સાદ્યાદિ, સ્વામિત્વ..

(૧) સાદ્યાદિ... મૂળપ્રકૃતિ-

* વેદનીય - અનુત્કૃષ્ટ ૪ પ્રકારે.. અપ્રમત્તાભિમુખ સર્વવિશુદ્ધ પ્રમત્તને ઉત્કૃ૦

* મોહનીય - અનુ૦ ૪ પ્રકારે... ચરમઉદીરણા ઉત્કૃ. હોય. ૧૧મે થી પડનારને અનુ૦નો સાદિ..

* આયુ. - ચારે'ય ભાંગા સાદિ-સાન્ત..

* શેષ ૫ - અનુ૦ સાદિ સિવાય ૩.... ચરમઉદીરણા ઉત્કૃ. હોય. અનુક્ત બધા પ્રકારના સાદિ-સાન્ત બબ્બે ભાંગા... કુલ ૧૦ + ૧૦ + ૮ + ૪૫ = ૭૩ ભાંગા.

ઉત્તરપ્રકૃતિ-

* મિથ્યા૦ - અનુત્કૃ૦ ૪ પ્રકારે... ૧૦ પ્રથમસ્થિતિની સમયાધિકાવલિશેષે ઉત્કૃ૦

* ધ્રુવોદયી ૪૭ - અનુત્કૃ૦ સાદિ સિવાય ૩
કુલ ૯ x ૪૭ = ૪૨૩
* શેષ ૧૧૦ - સાદિ–સાન્ત બબ્બે ભાંગા... ૮૮૦
ઉત્તરપ્રકૃતિના કુલ ૧૩૧૩ ભાંગા...

(૨) સ્વામિત્વદ્વાર -

ઉત્કૃષ્ટપ્રદેશોદીરણાસ્વામિત્વ - સામાન્યથી જે જે જીવો વિવક્ષિત પ્રકૃતિઓના ઉદીરક હોય તેમાંથી સર્વવિશુદ્ધ ગુણિતકર્માંશજીવ ઉત્કૃષ્ટપ્રદેશોદીરણાનો સ્વામી હોય....

*૪૭ ઘાતીકર્મની જઘ૦ અનુભાગ ઉદીરણાનો જે સ્વામી હોય તે જ અહીં ઉત્કૃ૦ પ્રદેશોદીરણાના સ્વામી જાણવા. એમાં 'શ્રુતકેવલી' વગેરે વિશેષણોની પણ જરૂર નહીં. અવધિદ્વિકની ઉત્કૃ૦ પ્રદેશોદીરણા અવધિલબ્ધિ રહિત જીવને જાણવી.

* સમ્ય૦મોહ - ક્ષાયિક પામતી વખતે સમયાધિક આવલિકા શેષે
* શાતા, અશાતા - અપ્રમત્તાભિમુખ પ્રમત્તને.
* અપ્રથમસંઘ૦ ૫, વૈ૦૭, આહા૦૭, ઉદ્યોત - ૨૦ સર્વવિશુદ્ધ અપ્રમત્ત (પાંચ સંઘયણ માટે તત્પ્રાયોગ્ય વિશુદ્ધિવાળો.)
* દેવાયુ- ૧૦૦૦૦ વર્ષાયુષ્ક તીવ્ર અશાતાવાળો દેવ
* નરકાયુ - ૩૩ સાગરો૦ આયુષ્યવાળો તીવ્રઅશાતાવાળો નારકી. તીવ્રદુઃખ વખતે ઘણા પુદ્ગલો વેદાય માટે......
* તિ૦મનુ૦આયુ.- ૮ વર્ષાયુવાળા ૮મા વર્ષે તીવ્ર અશાતાવાળા તિ૦ મનુષ્યો
* એકે૦સ્થા૦ - વિશુદ્ધ બા૦ પર્યા૦ જીવ.
* આતપ - સર્વવિશુદ્ધ ખર બા૦ પૃથ્વી૦
* સૂક્ષ્મ- પ્રત્યેક સૂ૦ પર્યા૦ સર્વવિશુદ્ધ..
* સાધા૦, વિકલત્રિક - તે તેના સર્વવિશુદ્ધ પર્યા૦ જીવ.
* અપર્યા૦ - સંમૂ૦ મનુ૦ ચરમસમયે સર્વવિશુદ્ધિમાં

* <u>તિર્યંચગતિ</u> – દેશવિરત સર્વવિશુદ્ધ પર્યા૦ પંચે૦ તિ૦
* <u>નરકાનુ૦ તિર્યંચાનુ૦</u> – ક્ષાયિકસમ્યક્ત્વી વિગ્રહગતિમાં ૩ જા સમયે.
* <u>દેવાનુ૦ મનુ૦ આનુ૦</u> – સમ્યક્ત્વી વિગ્રહગતિમાં ૩ જા સમયે.
* <u>દેવગતિ–નરકગતિ</u> – સર્વવિશુદ્ધ સમ્યક્ત્વી.
* <u>દુર્ભગ–અનાદેય અયશ–નીચગોત્ર</u> સંયમાભિમુખ સર્વવિશુદ્ધ સમ્યક્ત્વી
* <u>સ્વરદ્વિક–ઉચ્છ૦</u> – સ્વ–સ્વનિરોધે કેવળીને...
* <u>શેષ ૬૨</u>– સયોગી કેવલીને ચરમઉદીરણા...

નામની ધ્રુવોદયી ૩૩, ઔદા૦૭, ૬ સંસ્થાન, મનુ૦ ગતિ, પંચે. જાતિ, પ્રથમ સંઘ૦, ઉપ૦, પરા, ૨ ખગતિ, ત્રસચતુષ્ક, સુભગ, આદેય, યશ, જિન, ઉચ્ચ આ પ્રકૃતિઓ શેષ ૬૨ છે.

જઘન્ય પ્રદેશોદીરણાસ્વામિત્વ–

તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટપરિણામી ક્ષપિતકર્માંશ જીવો સામાન્યથી જઘ૦ પ્રદેશોદીરક હોય છે.

* <u>અવધિદ્વિક</u> – અવધિલબ્ધિયુક્ત સર્વસંક્લિષ્ટ જીવો.
* <u>નિદ્રાપંચક</u>– તત્પ્રાયોગ્યસંક્લિષ્ટ સંજ્ઞી પર્યા૦ મિથ્યાદૃષ્ટિ.
* <u>સમ્ય૦, મિશ્ર</u> – અનંતરસમયે મિથ્યાત્વે જનાર સંક્લિષ્ટ જીવ.
* <u>આહા૦ ૭</u> – તત્પ્રાયોગ્યસંક્લેશવાળો આહારકશરીરી.
* <u>આનુ૦૪</u> – તત્પ્રાયોગ્યસંક્લેશયુક્ત તે તેના ઉદયવાળો જીવ.
* <u>આતપ</u> – અતિસંક્લિષ્ટ ખર બા. પૃથ્વીકાય.
* <u>એકે૦ સ્થા૦ સાધા૦</u> – અતિસંક્લિષ્ટ બા૦ પર્યા૦ એકે૦
* <u>સૂક્ષ્મ</u> – અતિસંક્લિષ્ટ સૂ. પર્યા૦ એકે૦
* <u>અપર્યા૦</u> – અતિસંક્લિષ્ટ અસંજ્ઞી મનુ૦ ચરમસમયે.
* <u>વિકલત્રિક</u> – અતિસંક્લિષ્ટ પર્યા૦ વિકલે૦

| | |
|---|---|
| * <u>જિન</u> - | કેવલજ્ઞાનોત્પત્તિથી માંડીને આયોજિકાકરણ ન કરે ત્યાં સુધીના શ્રી તીર્થંકર દેવો. |
| * <u>નરકાયુ</u> - | અલ્પાયુષ્ક સુખી નરક |
| * <u>શેષ ૩ આયુ</u> - | દીર્ઘાયુષ્ક સુખી જીવો. |
| * <u>શેષ ૧૨૪</u> - | સર્વસંક્લિષ્ટ પર્યા૦ સંજ્ઞી મિથ્યાદૃષ્ટિઓ. |






श्री अर्हं नमः

तस्मै श्री गुरवे नमः

ऐं नमः

# ઉપશમનાકરણ

સત્તામાં રહેલા કર્મદલિકોને એવી અવસ્થાવાળા કરવા કે જેથી એના ઉદય-ઉદીરણા -નિધત્તિ- નિકાચના થઈ ન શકે... આને ઉપશમના કહે છે. જે કરણવીર્યથી આવી ઉપશમના થાય છે એને ઉપશમનાકરણ કહે છે.

ઉપશમના બે રીતે થાય છે. કરણકૃત અને અકરણકૃત. અહીં કરણ એટલે યથાપ્રવૃત્તકરણ વગેરે સમજવા, પણ કરણવીર્ય નહીં. એટલે કે અકરણકૃત ઉપશમના યથાપ્રવૃત્તકરણ વગેરે કરણો વિના થઈ જાય છે. એવો અર્થ સમજવો. બાકી વીર્ય તો એમાં પણ કરણવીર્ય જ હોય છે , અકરણવીર્ય નહીં.

ગિરિનદીપાષાણ ન્યાયે સંસારસ્થ જીવને વેદના વગેરે કારણે દલિકોની જે ઉપશાંતતા થાય છે. એને અકરણઉપશમના કહે છે. આને અનુદીર્ણોપશમના પણ કહે છે. આ અકરણકૃત ઉપશમના માત્ર દેશોપશમના જ હોય છે. સર્વોપશમના તો કરણકૃત જ હોય છે. ગ્રન્થકારના કાળે પણ અકરણઉપશમનાના જ્ઞાતાઓનો અભાવ હોવાથી અનુયોગ વિચ્છિન્ન હતો. તેથી એના જાણકાર ૧૪ પૂર્વી વગેરેને ગ્રન્થકારે નમસ્કાર કર્યા છે.

ઉપશમનાના બે પ્રકાર છે -

(૧) દેશોપશમના - સત્તાગત સર્વદલિકો ઉપશાંત થતા નથી, કિન્તુ તેનો એક દેશ = એક ભાગ ઉપશાંત થાય છે, માટે દેશોપશમના કહેવાય છે. આના બીજા બે નામો - અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના છે. આ સર્વકર્મની થાય છે.

(૨) સર્વોપશમના - સત્તાગત સઘળાં દલિકો ઉપશાંત થાય છે. આમાં ઉત્તરોત્તર સમયે અસં.ગુણ-અસં.ગુણ દલિકો ઉપશાંત થતા હોવાથી આને ગુણોપશમના પણ કહે છે, તેમ જ તે તે કર્મથી દબાયેલ આત્મગુણ, આ ઉપશમના થવાથી સંપૂર્ણતયા પ્રકટ થાય છે, માટે આને પ્રશસ્તોપશમના

પણ કહે છે, દેશોપશમનામાં આવું ન હોવાથી એના બે નામો આનાથી વિપરીત છે. સર્વોપશમના માત્ર મોહનીયકર્મની જ હોય છે.

ઉપશમનાકરણમાં ૮ અધિકારો છે.-

પ્રથમસમ્યક્ત્વ ઉત્પાદના, દેશવિરતિલાભ, સર્વવિરતિલાભ, અનંતાનુબંધીવિસંયોજના, દર્શનમોહક્ષપણા, દર્શનમોહઉપશમના, ચારિત્રમોહ ઉપશમના, સભેદ દેશોપશમના.

(૧) પ્રથમસમ્યક્ત્વોત્પાદના-

આની પ્રાપ્તિ દર્શનમોહનીયના સર્વઉપશમથી જ થાય છે.

દર્શનમોહની સર્વોપશમના યોગ્ય કોણ ?

* સર્વપર્યાપ્તિઓથી પર્યાપ્ત સંજ્ઞી પંચે૦ ચતુર્ગતિક જીવ.
* ૩ લબ્ધિથી યુક્ત.. પંચે૦પણું, સંજ્ઞીપણું અને પર્યાપ્તપણું.. આ ૩ લબ્ધિઓથી યુક્ત અથવા,
  ઉપશમલબ્ધિ- ઉપશમાવવાની યોગ્યતા
  ઉપદેશલબ્ધિ- ગુરુઉપદેશ પામવાની યોગ્યતા
  પ્રાયોગ્યલબ્ધિ- અંતરંગકારણભૂત અનુકંપા- અકામનિર્જરા વગેરેની પ્રાપ્તિ.
* કરણકાળપૂર્વેના અંતર્મુ૦થી અનંતગુણ-અનંતગુણ વિશુધ્યમાન હોય, તેમજ ગ્રન્થિદેશે રહેલા અભવ્યથી અનંતગુણવિશુદ્ધ હોય.
* મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન કે વિભંગજ્ઞાન.. આ ૩ માંથી એક સાકાર ઉપયોગમાં હોય.
* ત્રણમાંથી એક યોગમાં હોય.
* ત્રણમાંથી એક વિશુદ્ધલેશ્યામાં હોય.
* ૭ કર્મોની સ્થિતિ અંતઃ કો.કો. સાગરો૦ હોય[1]
* સત્તાગત અશુભરસના ૪ ઠા.નો ૨ ઠા. કરતો જાય
  શુભરસના ૨ ઠા. નો ૪ ઠા. કરતો જાય.

---

૧ પ્રકૃતિસત્તા - સમ્ય૦ મિશ્ર૦ આહા૦૭, અને જિન... આ ૧૦ વિના ૧૪૪ હોય. ૪ આયુ. માંથી યથાસંભવ હોય. પ્રદેશસત્તા અજઘ૦ અનુત્કૃષ્ટ હોય. ઉદય.-યથાસંભવ હોય. પણ ૫ નિદ્રા જાતિચતુ૦, ૪ આનુ૦, સ્થાવર ચતુ૦, આતપ, આહારક, જિન, સમ્ય૦ અને મિશ્ર આટલાનો ઉદય તો હોતો જ નથી.

* પ્રકૃતિબંધ- ધ્રુવપ્રકૃતિઓનો બંધ હોય. પરાવર્તમાનમાંથી ભવપ્રાયોગ્ય શુભ બાંધે. આયુષ્ય ન બાંધે. મનુષ્યતિર્યંચો દેવપ્રાયોગ્ય બાંધે.
દેવનારકો મનુષ્ય પ્રાયોગ્ય બાંધે.
૭ મી નારકીનો જીવ તિર્યંચપ્રાયોગ્ય બાંધે. ઉદ્યોત વિકલ્પે બાંધે.

*સ્થિતિબંધ- અંતઃકો.કો. નવા નવા સ્થિતિબંધકાળે સ્થિતિબંધ P/s ન્યૂન થાય.

* રસબંધ- અશુભ ૨ ઠાણિયો સમયે સમયે અનંતગુણહીન-અનંતગુણહીન
શુભ ૪ ઠા. સમયે સમયે અનંતગુણ અનંતગુણ.

*પ્રદેશબંધ- યોગાનુસારે જઘ૦ મધ્યમ કે ઉત્કૃ૦ હોય.
આ ક્રમે અંતર્મુ૦ પસાર કર્યા બાદ યથાપ્રવૃત્તિકરણ પામે.

યથાપ્રવૃત્તિકરણ- આને પૂર્વપ્રવૃત્તકરણ પણ કહે છે.

* ત્રણે કરણો તેમજ ચોથી ઉપશાંત અદ્ધા અંતર્મુ૦ અંતર્મુ૦ કાળના હોય છે. ચારે'યનો ભેગો કાળ પણ મોટું અંતર્મુ૦ હોય છે.

* આ કરણના તે તે વિવક્ષિત સમયે રહેલા જીવો એકસરખા અધ્યવસાયવાળા જ હોય એવું હોતું નથી. પણ પરસ્પર ષટ્સ્થાનપતિત હોય શકે છે, કારણ કે આના પ્રત્યેક સમયે અસં.લોક જેટલા અધ્યવસાયસ્થાનોમાંથી કોઈપણ સ્થાન હોવું શકય છે. આ અધ્યવસાયસ્થાનોની સંખ્યા ઉત્તરોત્તરસમયે વિશેષાધિક-વિશેષાધિક હોય છે. પૂર્વ-પૂર્વસમયભાવી સ્થાનોમાંથી ઉત્તરસમયે નીચે તરફના કેટલાક સ્થાનો છૂટી જાય છે અને ઉપર તરફ એના કરતાં વધુ સ્થાનોનો એક ખંડ ઉમેરાય છે. તેથી સ્થાનોની तदेकदेशान्य અનુકૃષ્ટિ મળે છે. આ અનુકૃષ્ટિ કંડક પ્રમાણ સ્થાનોમાં ચાલે છે.

$$\text{કંડક} = \frac{\text{યથાપ્રવૃત્તિકરણકાલ}}{s} = (\text{ધારો કે ૪})$$

તો, તીવ્રતામંદતા-

૧ જઘ૦, ૨ જઘ૦, ૩ જઘ૦, ૪ જઘ૦, ૧ ઉ૦, ૫ જઘ૦, ૨ ઉ૦, ૬ જઘ૦.... આ પ્રમાણે જાણવું. છેવટે છેલ્લા કંડક પ્રમાણ સમયોનું ઉત્કૃ. કહેવું. આ બધું ઉત્તરોત્તર અનંતગુણ અનંતગુણ આવશે.

* સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ હોતા નથી.
* નવો નવો સ્થિતિબંધ P/s ન્યૂન હોય છે.

અપૂર્વકરણ- સામાન્યથી જે અવસ્થા એવી વિશિષ્ટ હોય કે જેથી પૂર્વે નહીં પ્રવર્તેલ એવી પાંચ ચીજો - અપૂર્વસ્થિતિઘાત, અપૂર્વરસઘાત, સ્થિતિબધંક અદ્ધા, ગુણશ્રેણિ અને ગુણસંક્રમ. આ પાંચ અપૂર્વ પ્રક્રિયાઓ પ્રવર્ત્તવા માંડે તેને અપૂર્વકરણ કહે છે. પ્રસ્તુત અપૂર્વકરણમાં પ્રથમસમયથી જ ગુણસંક્રમ સિવાયના ૪ અપૂર્વો હોય છે. આ અપૂર્વકરણના પણ પ્રત્યેક સમયે અસં.લોક જેટલા અધ્યવસાયો સંભવિત હોય છે, પરંતુ ઉત્તરોત્તર સમયે અધ્યવસાયોની અનુકૃષ્ટિ હોતી નથી. એટલે કે દરેક સમયે નવા નવા જ અધ્યવસાયો હોય છે. તેથી તીવ્રતામંદતા નીચે મુજબ હોય છે - ૧ જઘ૦, ૧ ઉત્કૃ., ૨ જઘ૦, ૨ઉત્કૃ.... આમ યાવત્ ચરમસમયના જઘ૦ કરતાં એનું ઉત્કૃ૦ ઉત્તરોત્તર અનંતગુણ અનંતગુણ જાણવું. યથાપ્રવૃત્તકરણના ચરમસમયભાવી અધ્ય૦સ્થાન કરતાં અપૂર્વકરણના પ્રથમ સમયભાવી જઘ૦ અધ્ય૦સ્થાન પણ અનંતગુણ હોય છે.

* અપૂર્વસ્થિતિઘાત- સત્તાગત સ્થિતિઓને ઉપરથી ખાંડવાનો પ્રારંભ કરે છે. ઘાત્યમાન પ્રથમ ખંડ જઘ૦થી P/s જેટલો હોય છે અને ઉત્કૃ. થી અનેક સાગરો૦ પ્રમાણ (સાગરો૦ શત પૃથક્ત્વ પ્રમાણ) હોય છે. પછીના ખંડો P/s જેટલા હોય છે. તે તે ખંડનો ઘાત કરતાં અંતર્મુ. કાળ લાગે છે. તે તે ખંડને ખાલી કરવા માટે પ્રથમસમયે જેટલું દલિક ઉપાડે તેના કરતાં બીજા સમયે અસં.ગુણ ઉપાડે છે. આમ ચરમસમય સુધી જાણવું. અપૂર્વકરણના કાળ દરમ્યાન આવા હજારો સ્થિતિઘાત થઈ જાય છે જેના પરિણામે અપૂર્વકરણના પ્રારંભે જે સ્થિતિસત્તા હતી તેના કરતાં અંતે સંખ્યાતગુણહીન સ્થિતિસત્તા રહે છે. ઘાત્યમાનનિષેકોનું દલિક એ ઘાત્યમાન ખંડની નીચેના નિષેકોમાં નાંખવામાં આવે છે.

* <u>અપૂર્વ રસઘાત</u> – સત્તાગત ઉત્કૃષ્ટ તરફના અનંતબહુભાગ રસના ખંડનો અંતર્મુ૦ કાળમાં ઘાત કરી નાંખે છે. તેથી એક એક રસઘાતને અંતે ઉત્તરોત્તર અનંતમો અનંતમો ભાગ રસ શેષ રહે છે. આ ૧-૧ રસઘાતનું અંતર્મુ૦ એટલું નાનું હોય છે કે જેથી ૧-૧ સ્થિતિઘાત થાય ત્યાં સુધીમાં હજારો રસઘાત થઈ જાય છે.

* <u>અપૂર્વસ્થિતિબંધ</u> – અપૂર્વકરણના પ્રથમસમયથી નવો સ્થિતિબંધ શરુ થાય છે. એટલો સ્થિતિબંધ, સ્થિતિઘાતના કાળ જેટલા અંતર્મુ૦ સુધી ચાલે છે. પછીના સમયથી નવો સ્થિતિબંધ P/S ન્યૂન થાય છે. સ્થિતિઘાત, સ્થિતિબંધ અને રસઘાત આ ત્રણે ય એકીસાથે શરુ થાય છે. હજારો રસઘાતમાંનો ચરમરસઘાત જ્યારે પૂર્ણ થાય એ જ સમયે શેષ ૨ પણ પૂર્ણ થાય છે. પછીના સમયથી પાછા એ ત્રણેયનો પ્રારંભ થાય છે. આ અપૂર્વકરણે અને આગળ પણ સર્વત્ર જ્યાં જ્યાં કોઈ નવું કરણ-નવી પ્રક્રિયા શરુ થતી હોય ત્યાં ત્યાં આ ત્રણ પણ નવા શરુ થાય છે એ ખ્યાલમાં રાખવું.

* <u>ગુણશ્રેણિ</u> – ઉપરની સ્થિતિઓમાંથી ઉપાડેલા દલિકને ઉદયસમયથી અંતર્મુ. સુધીના નિષેકોમાં અસં૦ગુણ-અસં૦ગુણ નાંખે છે. આ અંતર્મુ૦નો કાળ કે જે ગુણશ્રેણિનો આયામ કહેવાય છે તે એટલો હોય છે કે જેથી એ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણને ઓળંગી ઉપર વિશેષાધિક હોય છે. આ અંતર્મુ. કાળનો ચરમનિષેક એ ગુણશ્રેણિનું શીર્ષ કહેવાય છે. એ સ્થિર હોય છે, તેથી જેટલા નિષેકોમાં આ અસં૦ગુણની શ્રેણિથી દલિકો નંખાય છે તે નિષેકકાળ (આયામ) ઉત્તરોત્તર સમય વીતતાં વીતતાં નીચેથી એક એક સમય કપાતો જાય છે. અપૂર્વકરણના પ્રથમ સમયે ગુણશ્રેણિરૂપે જેટલું દલિક ગોઠવાય છે એના કરતાં બીજા સમયે અસં.ગુણ ગોઠવાય છે.. આમ ઉત્તરોત્તર જાણવું. જ્યાં સુધી

સ્થિતિઘાત-રસઘાત ચાલુ હોય છે ત્યાં સુધી આ ગુણશ્રેણિરૂપે દલિકોને ગોઠવવાનું પણ ચાલુ રહે છે.[૨]

*** અનિવૃત્તિકરણ-**

આના પ્રત્યેક સમયે એક-એક જ અધ્યવસ્થાન હોય છે. તેથી તુલ્યકાળે સર્વજીવોને સમાન વિશુદ્ધિ હોય છે. માટે આની જો સ્થાપના કરવામાં આવે તો એ સીધી માળા-મુક્તાવલિ જેવો આકાર ગ્રહણ કરે છે. સમાનકાળે રહેલા જીવોની વિશુદ્ધિમાં નિવૃત્તિ=વિકલ્પ ન હોવાના કારણે આને અનિવૃત્તિકરણ કહે છે. તેથી આના જેટલા સમયો હોય છે એટલા જ વિશુદ્ધિસ્થાનો હોય છે. જે ઉત્તરોત્તર અનંતગુણ-અનંતગુણ વિશુદ્ધ હોય છે. અપૂર્વકરણની જેમ અહીં પણ સ્થિતિઘાત વગેરે ૪ ચાલે છે.

(૧) અનિવૃત્તિકરણનો સંખ્યાતબહુભાગકાળ અને હજારો સ્થિતિઘાત પસાર થઈ ગયા છે, ૧ સંખ્યાતમો ભાગ કાળ બાકી છે ત્યારે...

(૨) નવો સ્થિતિઘાત શરુ થવાની સાથે મિથ્યાત્વની સ્થિતિમાં અંતર (ગાબડું) પાડવાની શરુઆત કરે... આને <u>અંતરકરણક્રિયા</u> કહે છે.

(૩) આમાં, ઉદયસમયથી માંડીને અંતર્મુ. જેટલા કાળમાં જે ઉદયમાં આવવાના હોય તેવા નિષેકોને છોડી પછીના અંતર્મુ૦કાળભાવી નિષેકોને સર્વથા ખાલી કરી નાંખવાનો પ્રારંભ કરે છે.

(૪) ઉકેરાતા નિષેકોમાં ગુણશ્રેણિનો શીર્ષતરફનો ઉપરનો સંખ્યાતમો ભાગ પણ ભેગો ખાલી થવા માંડે છે.

(૫) ઉદયસમયથી માંડીને અંતર્મુ૦ પ્રમાણ જે નિષેકો ખાલી થતાં નથી એને <u>પ્રથમસ્થિતિ</u> કહે છે, ખાલી થતાં નિષેકોને <u>અંતર</u> (કે અંતરકરણ) કહે છે, અને એની ઉપર શેષ રહેલી મિથ્યાત્વની સ્થિતિને <u>બીજીસ્થિતિ</u> કહે છે.

---

૨ ધારોકે અપૂર્વકરણનો પ્રથમસમય એ ૧૯૦૦૧ મો સમય છે. ૧૯૦૦૧ થી ૨૦૦૦૦ સુધી અપૂર્વકરણ ચાલવાનું છે, ૨૦૦૦૧ થી ૨૨૦૦૦ સુધી અનિવૃત્તિકરણ ચાલવાનું છે. તો પ્રથમ (૧૯૦૦૧મા) સમયે ૧૯૦૦૧ થી ૨૨૦૫૦ સમય સુધીમાં રહેલા નિષેકોમાં અસં૦ગુણ-અસં૦ગુણ દલિક નાંખશે. ૨૨૦૫૦ મો નિષેક ગુણશ્રેણિ શીર્ષ બનશે. બીજા (૧૯૦૦૨ મા) સમયે, ૧૯૦૦૧ મો નિષેક તો ક્ષીણ થઈ ગયો છે, એટલે ૧૯૦૦૨ થી ૨૨૦૫૦ મા નિષેકમાં દલિક પ્રક્ષેપ કરશે જે પ્રથમસમય પ્રક્ષિપ્ત દલિક કરતાં અસં.ગુણ હોય છે. ત્રીજા સમયે એના કરતાં પણ અસં.ગુણ દલિક ૧૯૦૦૩ થી ૨૨૦૫૦ મા નિષેકોમાં નાંખશે. આમ ઉત્તરોત્તર સમયે નીચેથી નિષેકની સંખ્યા ૧-૧ કપાતી જાય છે. અને તેથી ગુણશ્રેણિનો આયામ પ્રથમસમયે ૬૦૫૦ સમય, બીજાસમયે ૬૦૪૯ સમય, ત્રીજા સમયે ૬૦૪૮ સમય... એમ ઉત્તરોત્તર ઘટતો જાય છે. આયુષ્ય સિવાયના સત્તાગત દરેક કર્મોમાં આ ગુણશ્રેણિ થાય છે: એમાં ઉદયવતી પ્રકૃતિઓની ઉદયસમયથી અને અનુદયવતી પ્રકૃતિઓની ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ થાય છે. (મતાંતરે બન્નેની ઉદયાવલિકા બહાર જ થાય છે.)

(૬) પ્રથમસ્થિતિ કરતાં અંતર સંખ્યાતગુણ મોટું હોય છે.

(૭) અંતરકરણ ક્રિયાના પ્રથમસમયે ઉકેરાતાં નિષેકોમાંથી અસં૰મા ભાગનાં દલિકોને ઉપાડી મિથ્યાત્વની પ્રથમ તેમજ દ્વિતીયસ્થિતિમાં નાંખે છે. બીજા સમયે એના કરતાં અસં૰ગુણ દલિકો ઉપાડી ઉપર નીચે નાંખે છે. આ રીતે અંતર્મુ૰ જેટલા કાળમાં એ નિષેકો સંપૂર્ણતયા ખાલી થઈ જવાથી મિથ્યાત્વની સ્થિતિ વચલા અંતરના કારણે બે વિભાગમાં (પ્રથમ-દ્વિતીય સ્થિતિમાં) વહેંચાઈ જાય છે.

(૮) આ અંતરકરણક્રિયા પૂર્ણ થવા સાથે જ, ચાલુ સ્થિતિઘાત પૂર્ણ થાય છે. એટલે કે અંતરકરણક્રિયાકાળ આ એક સ્થિતિઘાતના કાળ જેટલો હોય છે.

(૯) આ વખતે પણ પ્રથમસ્થિતિ અંતર્મુ૰ જેટલી શેષ હોય છે. એને ક્રમશઃ ભોગવતો જાય છે અને બીજી સ્થિતિમાં રહેલ મિથ્યાત્વના દલિકોને અસંખ્યગુણ અસંખ્યગુણ ક્રમે ઉપશમાવતો જાય છે.

(૧૦) પ્રથમસ્થિતિમાંથી જે ઉદીરણા થાય છે એને ઉદીરણા જ કહે છે અને બીજી સ્થિતિમાંથી દલિકોનું આવવું એ આગાલ કહેવાય છે.

(૧૧) આ પ્રથમસ્થિતિની ૨ આવલિકા શેષ હોય ત્યારથી આગાલવિચ્છેદ થાય છે તેમજ મિથ્યાત્વની ગુણશ્રેણિ રચના અટકી જાય છે. શેષકર્મોની ગુણશ્રેણિ ચાલુ હોય છે.

(૧૨) પ્રથમસ્થિતિની ૧ આવલિકા શેષ રહે ત્યારથી મિથ્યાત્વના સ્થિતિઘાત, રસઘાત તેમજ ઉદીરણા બંધ પડે છે.

(૧૩) શેષ ૧ આવલિકાને ક્રમશઃ ઉદયથી ભોગવે છે. એમાં એના ચરમસમયે (કે જેના પછીના સમયે હવે ઉપ.સમ્ય૰ પામવાનો છે) બીજી સ્થિતિમાં રહેલા મિથ્યાત્વના અનુભાગને ત્રણ વિભાગમાં વિભાજિત કરી દે છે.

(૧૪) શુદ્ધ થયેલા પુંજને સમ્યક્ત્વમોહનીય કહે છે જે દેશઘાતી હોય છે, અર્ધશુદ્ધ પુંજને મિશ્રમોહનીય કહે છે, આ સર્વઘાતી હોય છે અને અવિશુદ્ધ રહેલા પુંજને મિથ્યાત્વમોહનીય કહે છે. આ પણ સર્વઘાતી હોય છે.

(૧૫) પ્રથમસ્થિતિના ચરમસમયસુધીમાં દ્વિતીયસ્થિતિગત દલિક પણ બધું ઉપશાંત થઈ ગયું હોય છે. પણ ચરમસમયન્યૂન બે આવલિકામાં બંધાયેલું દલિક હજુ અનુપશાંત હોય છે. જેને ઉપશમસમ્યક્ત્વના એટલા જ કાળમાં ઉપશમાવશે.

(૧૬) પછીના સમયે અંતરમાં પ્રવેશ કરે છે. ત્યાં મિથ્યાત્વના દલિકો ન હોવાથી ઉદય હોતો નથી. તેથી અલબ્ધપૂર્વ આત્મહિત સ્વરૂપ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે.

(૧૭) એના પ્રથમસમયથી જ ૭ કર્મોમાં નવા સ્થિતિઘાત-રસઘાત-ગુણશ્રેણિ ચાલુ થાય છે, તેમજ પૂર્વસમયે જે સમ્ય૦ મિશ્ર સ્વરૂપ બે પતદ્ગ્રહો ઊભા કર્યા છે તેમાં મિથ્યાત્વના દલિકોનો ગુણસંક્રમ શરુ કરે છે.

| | | | |
|---|---|---|---|
| દલિકપ્રક્ષેપ – | પ્રથમ સમયે | સમ્ય૦માં | અલ્પ |
| | | મિશ્રમાં | A |
| | બીજા સમયે | સમ્ય૦માં | A |
| | | મિશ્રમાં | A |

આમ ઉત્તરોત્તર અસં.ગુણ-અસં૦ગુણ દલિક અંતર્મુ૦ સુધી નાંખે છે.

(૧૮) ત્યારબાદ વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે.

(૧૯) જ્યાં સુધી ગુણસંક્રમ પ્રવર્ત્તે છે ત્યાં સુધી આયુ સિવાયના ૭ કર્મોમાં સ્થિતિઘાત-રસઘાત અને ગુણશ્રેણિ ચાલે છે, પછી અટકી જાય છે.

(૨૦) કો'ક જીવ પ્રબળવિશુદ્ધિના પ્રભાવે પ્રથમસમ્ય૦ની સાથે જ દેશવિરતિ કે સર્વવિરતિ પણ પામે છે.

(૨૧) અંતર્મુ૦ કાળ સુધી જીવ ઉપશમસમ્યક્ત્વી રહે છે.આ અંતર્મુ૦ પ્રથમસ્થિતિ કરતાં ઘણું મોટું હોય છે.

(૨૨) અંતરમાં આગળ વધતાં વધતાં જીવ જ્યારે ઉપશાંતઅદ્ધા સાધિકઆવલિકા શેષ રહે તેવા સ્થાને પહોંચે છે ત્યારે દ્વિતીય સ્થિતિમાં રહેલા ૩ પુંજોમાંથી દલિક ઉઠાવી અંતરની ઉપલી શેષ આવલિકામાં ગોઠવે છે. એમાં એ આવલિકાના પ્રથમ સમયના નિષેકમાં ઘણું દલિક નાંખે છે, બીજા સમયમાં અલ્પ... આમ યાવત્ એના ચરમ સમય સુધી અલ્પ-અલ્પ. આ રીતે દલિકો નાંખવાને ગોપુચ્છાકાર કહે છે.

(૨૩) જ્યારે એ આવલિકાનો પ્રથમસમય આવે છે ત્યારે જીવના અધ્યવસાયને અનુરૂપ એક પુંજનો ઉદય થાય છે, વિશુદ્ધ અધ્ય૦ હોય તો સમ્ય૦ પુંજનો,મધ્યમ અધ્ય૦ હોય તો મિશ્રપુંજનો અને અવિશુદ્ધ અધ્ય૦ હોય તો મિથ્યાત્વનો ઉદય થાય છે, અને એને અનુસરીને જીવ અનુક્રમે

ક્ષાયોપશમિક સમ્યક્ત્વી, મિશ્રદષ્ટિ કે મિથ્યાત્વી બને છે. આના પૂર્વના સમય સુધી એ ઔપશમિક સમ્યક્ત્વી હતો.

(૨૪) આ ઉપશમ સમ્યક્ત્વના કાળ દરમ્યાન જ (એટલે કે બીજી સ્થિતિમાં રહેલા ૩ પુંજને અંતરમાં પ્રવેશાવે અને એનો ઉદય થાય એ પહેલાં જ) જઘ૦ થી ૧ સમય અને ઉત્કૃ૦ થી ૬ આવલિકા જેટલો કાળ શેષ હોય ત્યારે કો'ક જીવો અનંતાનુબંધીનો ઉદય થવાથી સાસ્વાદનસમ્યક્ત્વ પામે છે. એ શેષકાળ પૂર્ણ થયા બાદ એ જીવ અવશ્ય મિથ્યાત્વે જાય છે.

(૨૫) સમ્યગ્દૃષ્ટિજીવ ઉપદિષ્ટ પ્રવચનની અવશ્ય શ્રદ્ધા કરે છે. ક્યારેક ગુરુનિયોગાદિ કારણે અજાણપણે અસત્યપદાર્થોની પણ શ્રદ્ધા કરે છે.

(૨૬) મિથ્યાત્વી જીવ ઉપદિષ્ટપ્રવચનની શ્રદ્ધા અવશ્ય કરતો નથી. અસદ્ભૂતપદાર્થ ઉપદિષ્ટ હો યા ન હો, તો પણ શ્રદ્ધા કરે છે.

(૨૭) મિશ્ર જીવ સાકાર કે અનાકાર ઉપયોગમાં હોય છે. જો સાકાર ઉપયોગમાં હોય તો એને વ્યંજનાવગ્રહ[3] હોય છે. અર્થાવગ્રહ હોતો નથી, કેમકે સંશયજ્ઞાની પણ અવ્યક્ત જ્ઞાની હોય છે.

---

૩ ટીપ્પણકારે આવી સમજણ આપી છે.

કર્મગ્રન્થિકી પરિભાષા આવી છે- જે આ સાકારોપયોગ હોય છે તે બે પ્રકારે હોય છે. વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ.

સંધ્યાવેળા વગેરેના કારણે, જેમાં સંદેહ પડી શકે છે તેવા સ્થાણુ-પુરુષાદિ પદાર્થો વિશે તે પદાર્થોના ઊંચાઈ વગેરે રૂપ સમાનધર્મ માત્રની જાણકારી મળી હોવાથી બેમાંથી એક' યના નિશ્ચયરૂપે ન પરિણમતો એવો જે બોધવિશેષ હોય છે તે વ્યંજનાવગ્રહ છે. 'અર્થમાત્રનું પ્રકટીકરણ (બોધ) ના હેતુભૂત ઊંચાઈ વગેરે માત્ર રૂપ વ્યંજનનું અવગ્રહણ = અવબોધન એ વ્યંજનાવગ્રહ' આવી અહીં વ્યુત્પત્તિ જાણવી.

સંશય-વિપર્યયનો વિષય ન બનેલ અને તેથી જ વિવિક્ત (અન્ય પદાર્થથી ભિન્ન) સ્વરૂપવાળા સ્થાણુ વગેરે અર્થનો 'આ સ્થાણુ છે' એવો અથવા 'આ પુરુષ છે' એવો ઉલ્લેખપૂર્વક જે અવગ્રહ થાય છે તે <u>અર્થાવગ્રહ.</u>

<u>શંકા-</u> સિદ્ધાન્તમાં તો વ્યંજનાવગ્રહની સાવ જુદી જ વ્યાખ્યા આવે છે, એ વ્યાખ્યા મુજબના વ્યંજનાવગ્રહમાં તો ઊર્ધ્વતાકાર વગેરેનું પણ ગ્રહણ હોતું નથી, તો તમે આવી વ્યાખ્યા ક્યાંથી શોધી લાવ્યા ?

<u>સમાધાન-</u> ચૂર્ણિકારના વચનથી આવી વ્યાખ્યા જણાય છે, કેમકે તેઓએ કહ્યું છે કે 'जम्हा ससयनाणी अव्वत्तनाणी वुच्चति' અર્થાત્ 'કેમકે સંશયજ્ઞાની અવ્યક્તજ્ઞાની કહેવાય છે.' આમ કહીને ચૂર્ણિકારે મિશ્ર દૃષ્ટિનો ઉલ્લેખ કર્યો છે જે મિશ્રમોહોદયના કારણે સંશયજ્ઞાની-

ચારિત્રમોહોપશમના-

પ્રારંભક- ક્ષાયોપશમિક સમ્યક્ત્વયુક્ત અવિરત, દેશવિરત કે સર્વવિરત. આ જીવોની બે અદ્ધા હોય છે. વિશોધિઅદ્ધા, સંક્લેશઅદ્ધા.

વિશોધિઅદ્ધાવાળો પ્રારંભ કરે.

---

- જેવો હોય છે. વળી એ જ મિશ્રદૃષ્ટિને સાકાર ઉપયોગમાં વ્યંજનાવગ્રહ હોય છે એવું કહ્યું છે. માટે જાણાય છે કે સંશય વ્યંજનાવગ્રહરૂપ હોય છે.

ઈન્દ્રિય અને અર્થનો સંબંધ થવા માત્રથી સ્વરૂપ-નામ- વગેરેની કલ્પના શૂન્ય સામાન્યમાત્રવિષયક જે બોધવિશેષ થાય છે તે અનાકારોપયોગ છે.

અસતકલ્પનાથી અનિવૃત્તિકરણાદિની સમજણ- ધારોકે ૧૦૦૦૧ સમયથી ૧૯૦૦૦ સમય સુધી યથાપ્રવૃત્તકરણ છે, ૧૯૦૦૧ થી ૨૦૦૦૦ સુધી અપૂર્વકરણ છે, ૨૦૦૦૧ થી ૨૨૦૦૦ સુધી અનિવૃત્તિકરણ છે. ૨૨૦૫૦ મો નિષેક એ ગુણશ્રેણિશીર્ષ છે. ૨૨૦૦૧ થી ૨૩૦૦૦ એ ઉપશાંત અદ્ધા છે. ૮ સમયની આવલિકા છે.

ગમે તે કાળે ૨૦૦૦૧ મા સમયે રહેલા કોઈપણ જીવનો અધ્ય૦ એક સરખો જ હોય છે. એમ ગમે તે કાળે ૨૦૦૦૨ મા સમયે (અનિવૃત્તિના બીજા સમયે) રહેલા જીવનો અધ્યવસાય તુલ્ય જ હોય છે પણ ૨૦૦૦૧ મા સમયે રહેલા જીવ કરતાં અનંતગુણ વિશુદ્ધ હોય છે. આમ ૨૨૦૦૦ મા સમય સુધી જાણવું. તેથી અનિવૃત્તિકરણના જેટલા (૨૦૦૦) સમયો છે એટલા જ અધ્યવસાયસ્થાનો મળશે. આ રીતે સ્થિતિઘાત વગેરે કરતાં કરતાં માની લ્યો કે જીવ ૨૧૮૦૦ મા સમયે પહોંચ્યો. જે સ્થિતિઘાત વગેરે ચાલુ હતા તે આ જ સમયે પૂરા થયા છે. ૨૧૮૦૧ મા સમયે એ નવો સ્થિતિઘાત વગેરે ચાલુ કરે છે. તેમજ ૨૨૦૦૧ મા નિષેકથી માંડીને ૨૩૦૦૦ સુધીના નિષેકોમાં રહેલા દલિકોને ખાલી કરવાનો પ્રારંભ કરે છે. આ ૨૧૮૦૧ મા સમયે , આ ૨૨૦૦૧ થી ૨૩૦૦૦ સુધીના નિષેકોમાંથી થોડું દલિક ઉપાડે છે અને એને ૨૧૮૦૧ થી ૨૨૦૦૦ સુધીના નિષેકોમાં (પ્રથમસ્થિતિમાં) અને ૨૩૦૦૧ થી ઉપરના નિષેકોમાં (બીજી સ્થિતિમાં) નાંખે છે. ૨૨૦૦૧ થી ૨૩૦૦૦ સુધીના નિષેકોમાંથી દલિકો ઉપાડતી વેળા, ૨૨૦૦૧ થી ૨૨૦૫૦ સુધીના નિષેકો, કે જેમાં ગુણશ્રેણિ નો શીર્ષભાગ આવ્યો છે, એમાંથી પણ દલિકો ઉપડવાથી એ પણ ખાલી થવા માંડે છે. એટલે કે ગુણશ્રેણિના ઉપરના ૫૦ નિષેકો પણ ખાલી થવા માંડે છે. એટલે હવે ૨૨૦૦૦ મો સમય ગુણશ્રેણિશીર્ષ બનશે, તેમજ ત્યાં સુધી જ ગુણશ્રેણિથી નવું દલિક ગોઠવાશે.

૨૧૮૦૨ મો સમય- ઉકેરાતા ૧૦૦૦ નિષેકોમાંથી પ્રથમસમય કરતાં અસંખ્યગુણ દલિક ઉપાડી એને ૨૧૮૦૨ થી ૨૨૦૦૦ મા નિષેકોમાં અને ૨૩૦૦૧ થી ઉપર નાંખશે. ગુણશ્રેણિ રચના ૨૧૮૦૨ થી ૨૨૦૦૦ સુધી કરશે.... આમ ઉત્તરોત્તર જાણવું. એમ કરતાં કરતાં ધારો કે ૨૧૮૨૫ મો સમય આવ્યો. આ સમયે ૨૨૦૦૧ થી ૨૩૦૦૦ સુધીના નિષેકોમાં રહેલ શેષ સઘળું દલિક ઉપાડીને નીચે ૨૧૮૨૫ થી ૨૨૦૦૦ માં અને ૨૩૦૦૧ થી ઉપર નાંખી દેશે. આ જ સમયે, ૨૧૮૦૧ મા સમયે જે સ્થિતિઘાત શરુ થયેલ એ પૂરો થાય છે. અંતરકરણક્રિયા પણ પૂર્ણ થાય છે.

વ્રતો અંગે ૮ ભાંગા-

| નંબર | વિશેષ | જ્ઞાન | ગ્રહણ | પાલન | વિશેષ |
|---|---|---|---|---|---|
| ૧ | મિથ્યાત્વી | x | x | x | અવ્રતી, સર્વલોક |
| ૨ | મિથ્યાત્વી | x | √ | x | અવ્રતી, પાસત્થો |
| ૩ | મિથ્યાત્વી | x | x | √ | અવ્રતી, બાળ તપસ્વી |
| ૪ | મિથ્યાત્વી | x | √ | √ | અવ્રતી, અગીતાર્થ |
| ૫ | સમ્યક્ત્વી | √ | x | x | અવ્રતી, શ્રેણિકાદિ |
| ૬ | સમ્યક્ત્વી | √ | √ | x | અવ્રતી, સંવિગ્ન પાક્ષિક |
| ૭ | સમ્યક્ત્વી | √ | x | √ | અવ્રતી, અનુત્તર દેવ |
| ૮ | સમ્યક્ત્વી | √ | √ | √ | વ્રતધર |

૨૧૮૨૯ મો સમય- ૨૨૦૦૧ થી ૨૩૦૦૦ સુધીના નિષેકોમાં એકેય દલિક રહ્યું નથી, અંતર પડી ગયું છે. ૨૦૮૨૯ થી ૨૨૦૦૦ પ્રથમસ્થિતિ છે, ૨૩૦૦૧ થી ઉપરની દ્વિતીયસ્થિતિ.. ૨૦૮૨૯ થી ૨૦૮૩૩ નિષેક સુધીની ઉદયાવલિકા છે. ૨૦૮૩૪ થી ૨૨૦૦૦ સુધીના નિષેકોમાંથી જે દલિક ૨૦૮૨૯ મા સમયમાં આવી ઉદય પામે છે તેને ઉદીરણા કહે છે, ૨૩૦૦૧ વગેરે નિષેકોમાથી જે આવે છે અને આગાલ કહે છે. ૨૩૦૦૧ વગેરે નિષેકોમાં રહેલ મિથ્યાત્વના દલિકોને ઉપશમાવવા ચાલુ કરે છે...

૨૧૯૮૫ મો સમય- આ સમયથી મિથ્યાત્વની ગુણશ્રેણિ તેમજ આગાલ હવે થતા નથી... ૨૧૯૯૩ મો સમય- હવે સ્થિતિઘાત-રસઘાત કે ઉદીરણા પણ થતા નથી. ૨૨૦૦૦ મો સમય- આ મિથ્યાત્વનો ચરમસમય છે (અનિવૃત્તિકરણનો પણ). ૨૩૦૦૧ વગેરે નિષેકોમા રહેલ મિથ્યાત્વના પુંજના ૩ ભાગ કરે છે. ૨૨૦૦૧ મો સમય- અંતરમાં પ્રવેશ, સમ્યક્ત્વપ્રાપ્તિ, ૭ કર્મોના સ્થિતિઘાતાદિ, મિથ્યાત્વનો-સમ્ય૦ મિશ્રમાં અસ૦ગુણ-અસં૦ગુણ ગુણસંક્રમ... ૨૨૦૩૧ મો સમય- મિથ્યાત્વનો હવેથી વિધ્યાતસંક્રમ.. ૭ કર્મોના સ્થિતિઘાતાદિ બંધ.. ૨૨૯૯૦ મો સમય- ૨૩૦૦૧ વગેરે નિષેકમાં રહેલા ૩ પુંજના દલિકોને ૨૨૯૯૩, ૨૨૯૯૪- યાવત્ ૨૩૦૦૦ મા નિષેકોમાં ગોપુચ્છાકારે ગોઠવે છે. એટલે કે ૨૨૯૯૩ મા નિષેકમાં વધારે, ૨૨૯૯૪ મા નિષેકમાં વિશેષહીન... એમ યાવત્ ૨૩૦૦૦ મા નિષેકમાં વિશેષહીન... એટલે હવે ૨૨૯૯૦, ૨૨૯૯૧, ૨૨૯૯૨ આ ૩ નિષેક જ ખાલી રહ્યા છે.

૨૨૯૯૩ મો સમય- જીવના અધ્યવસાયને અનુસરીને ત્રણમાંથી ૧ પુંજનો ઉદય થવાથી જીવ ક્ષાયોપ૦ સમ્યક્ત્વી, મિશ્ર કે મિથ્યાદૃષ્ટિ બને છે.

૨૨૯૫૩ થી ૨૩૦૦૦ (ચરમ ૬ આવલિકા) સુધીમાંના કોઈપણ સમયે અનંતા૦નો ઉદય થવાથી જીવ સાસ્વાદને જઈ શકે છે.

વ્રતોને જાણતો નથી, સ્વીકારતો નથી અને પાળતો નથી- આ પ્રથમ ભાંગો. વ્રતોને જાણે છે, સ્વીકારે છે અને પાળે છે.. આ છેલ્લો ભાંગો.. શેષ આના પરથી જાણી લેવા

અવદ્ય એટલે પાપ, એનાથી વિરત હોય તે વ્રતી. ૫ અણુવ્રતમાંથી કોઈપણ એક ને છ માંથી કોઈપણ એક ભાગે સ્વીકારે તે એકવ્રતી. ત્યારથી માંડી બે વ્રતી વગેરેના ભાંગા કરવા ... યાવત્ છેલ્લે અનુમતિ આવે.

અનુમતિ ૩ પ્રકારે...

*પ્રતિસેવનાનુમતિ... સ્વકૃત કે પરકૃત પાપને પ્રશંસે, અથવા તો સાવદ્ય આરંભથી બનેલ અશનાદિને આરોગે તે.

* પ્રતિશ્રવણાનુમતિ... પુત્રાદિકૃત પાપોને સાંભળે, સાંભળીને અનુમોદે, પણ નિષેધ ન કરે.

* સંવાસાનુમતિ... પુત્રાદિની સાથે રહેવા માત્ર રૂપ.. આમાં પણ સાવદ્ય-સંક્લિષ્ટ પુત્રાદિ પર મમત્વભાવ છે એ આ અનુમતિ છે.

ઉત્કૃષ્ટ શ્રાવક સંવાસાનુમતિને છોડીને શેષપાપોથી વિરત હોય છે.

આ બધા દેશવિરતના ભેદો છે. જીવ જ્યારે આ ચરમ સંવાસાનુમતિથી પણ વિરત થાય ત્યારે તે સર્વવિરત બને છે.

## દેશવિરતિલાભપ્રરૂપણા-

(૧) દેશવિરતિની પ્રાપ્તિની પ્રક્રિયામાં યથાપ્રવૃત્તિ અને અપૂર્વકરણ આ બે હોય છે. અનિવૃત્તિકરણ હોતું નથી. અપૂર્વકરણમાં પણ ગુણશ્રેણિ હોતી નથી.

(૨) અપૂર્વકરણ પૂર્ણ થયા પછીના સમયે દેશવિરતિનો લાભ થઈ જાય છે. ત્યારે અપૂર્વ સ્થિતિઘાત-રસઘાત-સ્થિતિબંધ હોય છે.

(૩) તેમજ એ જ સમયથી ગુણશ્રેણિનો પ્રારંભ થાય છે. જ્યાં સુધી આ ગુણ ટકાવી રાખે છે ત્યાં સુધી પ્રત્યેકસમયે ઉદયાવલિકાની ઉપરના સમયથી અંતર્મુ૦ સુધીના નિષેકોમાં ગુણશ્રેણિ રચના ચાલુ રહે છે.

(૪) એમાં પ્રથમ સમયે ગુણશ્રેણિનિષેકકાળ (આયામ) જેટલો હોય એટલો જ સર્વત્ર રહે છે.[૪] એટલે કે સમયે સમયે ગુણશ્રેણિશીર્ષ ઉપર ઉપર જતું જાય છે. તેથી ગુણશ્રેણિ કાળની અપેક્ષાએ અવસ્થિત હોય છે.

(૫) વિશુદ્ધિ વધે તેમ દલિકનિક્ષેપ વધે છે અને ઘટે તેમ ઘટે છે, અવસ્થિત પરિણામમાં અવસ્થિત રહે છે. આમ દલિકની અપેક્ષાએ ગુણશ્રેણિ પરિણામાનુસારે ચતુઃસ્થાનપતિત કે અવસ્થિત રહે છે. પણ દેશવિરતિગુણ પ્રાપ્તિ સમયથી અંતર્મુ. સુધી ઉત્તરોત્તર અનંતગુણ વિશુધ્યમાન હોય છે. અને તેથી ત્યાં સુધી ઉત્તરોત્તર સમયે અસં.ગુણ-અસં.ગુણ દલિકોથી ગુણશ્રેણિ કરે છે. તેમજ ત્યાં સુધી સ્થિતિઘાત વગેરે ચાલુ રહે છે.

(૬) ત્યારબાદ એ સ્વભાવસ્થ દેશવિરત કે સર્વવિરત બને છે, પછી તેણે પરિણામપ્રત્યયિક સ્થિતિઘાત-રસઘાત હોતા નથી.

(૭) પરિણામ હ્રાસ થવાથી આભોગશૂન્ય બનીને જેઓ દેશ-સર્વવિરતિથી પડે છે તેઓ બે કરણ કર્યા વગર જ પાછા દેશ-સર્વવિરતિ પામી શકે છે. પણ આભોગપૂર્વક પડીને મિથ્યાત્વે જઈને જે પાછો આવે છે તે પુનઃ બે કરણો કરીને જ દેશ-સર્વવિરતિ પામી શકે છે. પછી ભલે ને એ અંતર્મુ૦ કાળમાં જ પાછો પામી રહ્યો હોય કે લાંબા કાળે. અનાભોગથી પડનારો પણ જો અંતર્મુ૦માં પાછો ફરે તો જ બે કરણની આવશ્યકતા રહેતી નથી, અન્યથા બે કરણો કરવા જ પડે.

<u>(૩) સર્વવિરતિલાભ</u>.... દેશવિરતિની જેમ બે કરણ વગેરે જાણી લેવું.

<u>(૪) અનંતાનુબંધી વિસંયોજના-</u>

(૧) ચારિત્રમોહને ઉપશમાવવાને ઈચ્છુક જીવ જો ક્ષાયોપશમિક સમ્યક્ત્વી હોય તો પહેલાં અનંતા૦ ની અવશ્ય વિસંયોજના કરે છે.

---

૪ ધારો કે ૯૭ મા સમયે દેશવિરતિ લાભ થયો. (૪ સમયની આવલિકા છે) એ વખતે જો ૧૦૧ થી ૨૦૦ સમય સુધી ગુણશ્રેણિ થી દલિકો ગોઠવશે.. તો હમેશ માટે ગુણશ્રેણિ નિષેક કાળ (આયામ) ૧૦૦ સમય થશે. ૯૮ મા સમયે ૧૦૨ થી ૨૦૧ નિષેકમાં, ૯૯મા સમયે ૧૦૩ થી ૨૦૨ નિષેક સુધીમાં .. આમ ઉત્તરોત્તર ગુણશ્રેણિશીર્ષ ઉપર ઉપર જતું જાણવુ. દેશવિરતિ કે સર્વવિરતિની પ્રાપ્તિમા અપ્રત્યા૦ કે પ્રત્યા.નો સર્વથા ઉપશમ કે ક્ષય કરવાનો હોતો નથી. માટે અનિવૃત્તિકરણ હોતું નથી. સર્વથા ક્ષય કે ઉપશમ કરવાનો હોય તો જ અનિવૃત્તિ કરવું પડે છે.

(૨) શ્રેણિ ન માંડવાના હોય તો પણ કેટલાક ચારે ગતિના ક્ષાયોપશમિક સમ્યક્ત્વી જીવો પણ આ વિસંયોજના કરે છે.

તેથી વિસંયોજક જીવ – ચતુર્ગતિક સંજ્ઞી. પર્યા૦ પંચે૦ જીવ.

દેવ-નારક – અવિરતસમ્યક્ત્વી

તિર્યંચ – અવિરતસમ્ય૦ કે દેશવિરત

મનુષ્ય – અવિરતસમ્ય૦, દેશ કે સર્વવિરત.

(૩) આ વિસંયોજના માટે ક્રમશઃ ત્રણેય કરણો કરે છે, પણ અંતરકરણ કે ઉપશમ હોતો નથી.

(૪) અપૂર્વકરણના પ્રથમસમયથી અનંતાનુ.નો ગુણસંક્રમ પણ ચાલુ થઈ જાય છે. તેમજ એની ગુણશ્રેણિ ઉદયાવલિકાની ઉપર રચાય છે.

(૫) અનિવૃત્તિકરણે અનંતા.નો ઉદ્‌વલનાસંક્રમ પણ પ્રવર્ત્તે છે, એના દ્વારા સંપૂર્ણ ઉવેલાઈ જાય છે.

(૬) અનિવૃત્તિકરણ બાદ ૨૪ ની સત્તાવાળો બને છે. ત્યારપછી પણ ૭ કર્મોમાં સ્થિતિઘાત-રસઘાત-ગુણશ્રેણિ અંતર્મુ૦ સુધી ચાલે છે. ત્યારબાદ સ્વભાવસ્થ બને છે.

**મતાંતર** અનંતાનુબંધી ઉપશમના- કેટલાક આચાર્યો એવું માને છે કે, અનંતા૦ને ઉપશમાવીને પણ ઉપશમશ્રેણિ માંડી શકાય છે. એટલે તેઓના મતે આ ઉપશમના વિધિ જાણવો. ૩ કરણ કરે.. અનિવૃત્તિકરણના સંખ્યાતબહુભાગ વીત્યા બાદ અનંતા૦નું અંતરકરણ કરે. પ્રથમસ્થિતિમાત્ર ૧ આવલિકા છોડે, અંતર્મુ૦ પ્રમાણ અંતર, સ્થિતિબંધકાળને સમાન અંતર્મુ૦માં કરે. ઉકેરાતા દલિકને ચારિત્રમોહની બધ્યમાન અન્ય પ્રકૃતિઓમાં નાંખે. અંતરકરણક્રિયા પૂર્ણ થવાની સાથે જ બીજી સ્થિતિમાં રહેલ અનંતા૦ને ઉત્તરોત્તર અસં૦ગુણ-અસં૦ગુણ. ઉપશમાવવાનું ચાલુ કરે. અંતર્મુ૦માં સંપૂર્ણતયા ઉપશમી જાય છે.

**(૫) દર્શનમોહક્ષપણા-**

(૧) ૪ થી ૭ માંના કોઈપણ ગુણઠાણે રહેલો, ૮ વર્ષથી અધિક ઉંમરવાળો પ્રથમસંઘયણી શુક્લલેશ્યાવાળો (મતાંતરે ૩ શુભલેશ્યાવાળો) ક્ષાયોપશમિક સમ્યક્ત્વી જિનકાલીન મનુષ્ય આ ક્ષપણાનો પ્રારંભક હોય છે. સમાપ્તિ ચારે ગતિમાં થઈ શકે છે.

(૨) ૩ કરણ કરે.. અંતરકરણ હોતું નથી.

(૩) અપૂર્વકરણથી દર્શનદ્વિકનો ગુણસંક્રમ ચાલુ થાય છે. તેમજ ઉદ્‌વલના પણ ચાલુ થાય છે.[૪A] એનો પ્રથમખંડ સૌથી મોટો હોય છે. પછી ઉત્તરોત્તર વિશેષહીન-વિશેષહીન... એમ યાવત્ અપૂર્વકરણના અંત સુધી.

(૪) અપૂર્વકરણના પ્રારંભે જે સ્થિતિસત્તા હોય તે અંતે સંખ્યાતગુણહીન હોય છે. આ જ રીત સ્થિતિબંધ માટે જાણવું.

(૫) અનિવૃત્તિકરણ પ્રવેશે... અપૂર્વ સ્થિતિખંડ- સ્થિતિઘાત- રસઘાત- ગુણશ્રેણિ ચાલુ થાય છે. પ્રથમ સમયથી દર્શનમોહની દેશોપશમના નિધત્તિ અને નિકાચના સ્થગિત થાય છે.

(૬) હજારો સ્થિતિઘાત પછી દર્શનમોહની સ્થિતિસત્તા અસંજ્ઞી પચે૦ તુલ્ય થાય છે.

(૭) એમ ક્રમશ: હજારો હજારો સ્થિતિઘાત પછી ચઉ૦ તેઇ૦ બેઇ૦ અને એકે૦ પ્રાયોગ્ય સ્થિતિસત્તા થાય છે.

(૮) પછી હજારો સ્થિતિઘાત બાદ સ્થિતિ ૧ પલ્યોપમ થાય છે. (પંચસંગ્રહના મતે P/s થાય છે.) અત્યાર સુધી ઘાત્યમાન સ્થિતિખંડો P/s ના હતા. હવેથી દર્શનમોહના નવા-નવા સ્થિતિખંડ એવા હોય કે જેથી સંખ્યાતબહુભાગસત્તાને ખાંડી નાંખે, એક સંખ્યાતમો ભાગ બાકી રહે. એટલે કે સંખ્યાત ગુણહીન સંખ્યાતગુણહીન સત્તા ઉત્તરોત્તર થાય છે. પછી દર્શનમોહની સ્થિતિસત્તા P/s રહે છે.

(૯) એ બહુ જ નાનો P/s સત્તા બાકી રહે, ત્યારબાદ હજારો ગયા પછી એક સ્થિતિઘાત એવો આવે છે જેમાં મિથ્યાત્વના અસં૦ બહુભાગ ખંડાઇ જાય છે. શેષ ૨ ના સંખ્યાતબહુભાગ જ ખંડાય છે.

(૧૦) આવા હજારો ગયા બાદ મિથ્યાત્વની ૧ આવલિકા સ્થિતિશેષ રહે છે જેને પછી સ્તિબુકસંક્રમથી ખપાવી દે છે.

---

૪A સામાન્યથી સર્વત્ર અનિવૃત્તિકરણે ઉદ્‌વલના હોય છે. પણ દર્શનમોહ ક્ષપણાના અધિકારમા કમ્મપયડી અને પંચસંગ્રહમાં બન્નેમાં અપૂર્વકરણે પણ ઉદ્‌વલના કહી છે એટલી વિશેષતા જાણવી.

(૧૧) આ વખતે શેષ ર ની સત્તા P/a હોય છે. તેમજ હવેથી તે તે સ્થિતિઘાતે અસં.બહુભાગને ખંડે છે.
આ પ્રક્રિયા દરમ્યાન ઘાત્યમાન મિથ્યાત્વ શેષ ર માં પડે છે. મિશ્ર મોહનીય સમ્ય૰માં પડે છે અને સમ્ય૰ સ્વસ્થાનમાં નીચે પડે છે.

(૧૨) સંખ્યાતા સ્થિતિઘાતો બાદ મિશ્રની પણ ૧ આવલિકા શેષ રહે છે. અને એ વખતે સમ્ય૰ની સત્તા ૮ વર્ષ હોય છે.

(૧૩) હવેથી એ દર્શનમોહનો નિશ્ચયથી ક્ષપક કહેવાય છે.

(૧૪) હવેથી સમ્ય૰ના અંતર્મુ૰-અંતર્મુ૰ પ્રમાણ સ્થિતિઘાત કરે છે.

(૧૫) એ ઘાત્યમાન સ્થિતિઓના દલિકને ઉદયસમયથી ગુણશ્રેણિશીર્ષ સુધી અસં૰ગુણ-અસં૰ ગુણ નાંખે અને પછી વિશેષહીન-વિશેષહીન ગોપુચ્છાકારે નાંખે છે. આ રીતે સમ્ય૰ના ખંડોનો ઘાત થાય છે. એમાં દ્વિચરમખંડ કરતાં ચરમખંડ સંખ્યાતગુણ મોટો હોય છે.

(૧૬) આ ચરમખંડમાં ગુણશ્રેણિનો ઉપલો સંખ્યાતમો ભાગ અને એના કરતાં પણ ઉપરની અન્ય સંખ્યાતગુણ સ્થિતિઓ ખંડાઇ જાય છે. આ ખંડિત થતું દલિક ઉદયસમયથી ચરમખડની પૂર્વના ચરમનિષેક સુધી અસં૰ગુણ-અસં૰ગુણ નાંખે છે. એ ચરમનિષેક હવે ગુણશ્રેણિ શીર્ષ બને છે.

(૧૭) આ ચરમખંડ ખંડાઇ જાય એટલે જીવ કૃતકરણ કહેવાય છે. કારણ કે બધા કરણો સમાપ્ત થઇ ગયા છે. આ પછી નો કાળ કૃતકરણકાળ કહેવાય છે. એમાં મૃત્યુ પામીને જીવ ચારે ગતિમાં જઇ શકે છે. અત્યાર સુધી શુક્લ લેશ્યા હતી, હવે કોઇપણ હોય શકે છે.

(૧૮) સમ્ય૰ની શેષસ્થિતિને ભોગવીને ખપાવે છે. ત્યારબાદ ક્ષાયિક સમ્યક્ત્વી બને છે. જો પરભવાયુ કે જિનનામ નિકાચિત કર્યું ન હોય તો એ પછી અંતર્મુ૰ બાદ અવશ્ય ક્ષપકશ્રેણિ માંડે છે. કો'ક બદ્ધદેવાયુ જીવ ઉપશમશ્રેણિ માંડે છે...

(૬) દર્શનમોહઉપશમના-

ઉપશમશ્રેણિ માંડનાર જીવ જો ક્ષાયોપશમિક સમ્યક્ત્વી હોય તો પૂર્વે અવશ્ય દર્શનમોહને ઉપશમાવે છે. ૬/૭ મે ગુણઠાણે વર્ત્તમાન જીવ

પ્રથમસમ્યક્ત્વોત્પાદવત્ ૩ કરણ કરે છે. અપૂર્વકરણે મિથ્યા૦ મિશ્રનો ગુણસંક્રમ પણ હોય છે. અનિવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ શેષ હોય ત્યારે દર્શનત્રિકની અંતરકરણક્રિયા કરે છે. મિથ્યા૦મિશ્રની પ્રથમસ્થિતિ ૧ આવલિકા કરે છે અને સમ્ય૦ની અંતર્મુ૦પ્રમાણ કરે છે. ઉકેરાતાં દલિકને સમ્ય૦ની પ્રથમસ્થિતિમાં નાંખે છે. અંતરકરણક્રિયા પૂર્ણ થયા પછીના સમયથી દર્શનમોહને ઉપશમાવવાનું ચાલુ કરે છે. પ્રથમસ્થિતિના ચરમસમય સુધીમાં બીજી સ્થિતિનું બધું દલિક ઉપશાંત થઈ જાય છે. અંતરમાં પ્રવેશે ત્યારથી ઉપશમસમ્યક્ત્વ હોય. અને ત્યારબાદ અંતર્મુ૦ સુધી ૭ કર્મોમાં સ્થિતિઘાતાદિ અને મિથ્યા-મિશ્રનો ગુણસંક્રમ ચાલે છે. ત્યારબાદ વિધ્યાતસંક્રમ જાણવો. ત્યારબાદ સંક્લેશ-વિશોધિ આવી શકે છે. હજારોવાર છઠ્ઠું-સાતમું પરાવર્તન પામી પછી ઉપશમશ્રેણિ મંડે.. પ્રથમ ઉપશમ સમ્ય૦માં અનંતા૦નો ક્ષયોપ૦ હોય છે. આમાં = શ્રેણિના ઉપશમ સમ્ય૦માં વિસંયોજના હોય છે. (મતાંતરે ઉપશમ પણ ચાલે) પણ ક્ષયોપ૦ હોતો નથી. તે જાણવું.

**ચારિત્રમોહ ઉપશમના-**

(૧) આના માટે ૩ કરણો કરે........ ૭ મે ગુણઠાણે યથાપ્રવૃત્તકરણ હોય
૮ મે ગુણઠાણે અપૂર્વકરણ હોય અને
૯ મે ગુણઠાણે અનિવૃત્તિકરણ હોય છે.

(૨) અપૂર્વકરણથી સાતેય કર્મોમાં સ્થિતિઘાતાદિ પાંચેય ચાલુ થઈ જાય છે. એમાં ગુણસંક્રમ અશુભ અબધ્યમાનનો થાય છે.

<u>અનિવૃત્તિકરણ-</u>

(૩) <u>પ્રથમ સમય-</u> સ્થિતિસત્તા અંતઃ કો.કો.
સ્થિતિબંધ .. અંતઃ ક્રોડ સાગરો૦ (સાગરો૦ લક્ષ પૃથક્ત્વ)
નવા નવા બંધે (હ્રાસ.. P/s પંચસંગ્રહમાં બંધ પણ અંતઃ કો.કો. કહ્યો છે.) ઘાત્યમાન સ્થિતિખંડ-જઘ૦ P/s, ઉત્કૃષ્ટ P/s

(૪) <u>અલ્પબહુત્વ-</u>

| | | |
|---|---|---|
| નામગોત્ર | - અલ્પ | અનાદિકાળથી સ્થિતિબંધમાં આ જ અલ્પબહુત્વ અહીં સુધી હોય છે. |
| જ્ઞાના૦ ૪ | - V | |
| ચારિત્રમોહ | - V | |

(૫) અનિવૃત્તિના પ્રથમ સમયથી ૭ કર્મોમાં દેશોપશમના -નિદ્ધત્તિ-નિકાચના અટકે છે.

હજારો સ્થિતિઘાત પછી, સ્થિતિબંધ સાગરો૦ સહસ્રપૃથક્ત્વ થાય છે. અલ્પબહુત્વ પૂર્વવત્ હોય છે.

(૬) અનિવૃત્તિના સંખ્યાત બહુભાગ વીત્યા પછી,

સ્થિતિબંધ અસંજ્ઞી પ્રાયોગ્ય થાય છે. ત્યારબાદ હજારો હજારો સ્થિતિઘાત ના આંતરે ક્રમશઃ ચઉ૦ તેઇ૦ બેઇ૦ અને એકેન્દ્રિય પ્રાયોગ્ય સ્થિતિબંધ થાય છે.

(૭) એ પછી હજારો સ્થિતિબંધ પછી,

| | | |
|---|---|---|
| નામ-ગોત્ર - | ૧ પલ્યો૦ | સત્તા સાતેની |
| જ્ઞાના૦૪ - | દોઢ પલ્યો૦ | અંતઃકો.કો. હોય છે. |
| મોહ૦ - | ૨ પલ્યો૦ | |

(૮) જેનો સ્થિતિબંધ ૧ પલ્યો૦ થાય, એટલે પછીથી નવા સ્થિતિબંધો સંખ્યાતગુણહીન-સંખ્યાતગુણહીન થવા માંડે છે. એટલે એ નવા સ્થિતિબંધે અલ્પબહુત્વ -

નામ-ગોત્ર -અલ્પ

જ્ઞાના૦૪ - S

મોહનીય - V

(૯) હજારો બાદ, જ્ઞાના૦૪નો સ્થિતિબંધ ૧ પલ્યો૦ થાય છે, એ વખતે મોહનીયનો ૩/૨ પલ્યો૦ હોય છે (ક્ષાય પ્રાભૃતચૂર્ણિ મતે ૪/૩ પલ્યો૦). પછી જ્ઞાના૦ નો સંખ્યાતગુણહીન -સંખ્યાતગુણહીન થવા માંડે છે.

(૧૦) પછી, અલ્પબહુત્વ- નામગોત્ર - અલ્પ

જ્ઞાના૦ ૪ S

મોહ૦ S

(૧૧) હજારો બાદ, મોહનીયનો પણ ૧ પલ્યો૦ થાય છે... નવો નવો બંધ સંખ્યાતગુણહીન થાય...

(૧૨) ત્યારબાદ નામ-ગોત્રમાં નવો નવો બંધ અસં.ગુણહીન થવા માંડે છે. એટલે કે નામ-ગોત્રનો સ્થિતિબંધ P/a થાય છે, શેષનો P/s

અલ્પબહુત્વ→નામ-ગોત્ર - અલ્પ

જ્ઞાના૦૪ - a

મોહનીય - S

(૧૩) હજારો પછી, જ્ઞાના૦જમાં પણ નવો નવો બંધ અસં૦ગુણહીન...

અલ્પબહુત્વ- નામગોત્ર - અલ્પ
જ્ઞાના૦૪ - a
મોહનીય - a

(૧૪) હજારો બાદ એકી સાથે એવો ફેરફાર થઈ જાય છે કે, મોહનીયનો નવો બંધ પૂર્વ કરતાં અસં૦ગુણહીન થવા માંડે છે, તેમજ જ્ઞાના૦ ૪ કરતાં પણ અસં૦મા ભાગે થવા માંડે છે.

અલ્પબહુત્વ નામગોત્ર - અલ્પ
મોહ - a
જ્ઞાના૦૪ - a

મોહનીયનો બંધ જ્ઞાનાવરણાદિને તુલ્ય કે સંખ્યાતગુણહીન કે એવો કોઈ વિકલ્પ મળતો નથી.

(૧૫) હજારો પછી નામ-ગોત્રની પણ નીચે મોહનીય આવી જાય છે.

અલ્પબહુત્વ-મોહનીય - અલ્પ
નામગોત્ર - a
જ્ઞાના૦૪ - a

(૧૬) હજારો પછી વેદનીય, જ્ઞાનાવરણાદિથી અલગ પડી જાય છે.

અલ્પબહુત્વ મોહ૦ - અલ્પ
નામગોત્ર - a
જ્ઞાના૦ ૩ - a
વેદનીય - a

(૧૭) હજારો પછી, નામ-ગોત્ર, જ્ઞાના૦ની ઉપર આવી જાય છે, તેમજ વેદનીય એ બેથી V રહે છે.

અલ્પબહુત્વ મોહ૦ - અલ્પ
જ્ઞાના૦૩ - a
નામગોત્ર - a
વેદનીય - V

આ વખતે બધાની સત્તા અંતઃ કો.કો. હોય છે, પણ યથાક્રમ હીન-હીન જાણવી. (વર્તમાન સ્થિતિબંધના ક્રમે નહીં, પણ સામાન્ય સ્થિતિબંધના ક્રમે સ્થિતિસત્તા જાણવી. એટલે કે નામ-ગોત્ર અલ્પ... ઈત્યાદિ)

(૧૮) વળી જ્યારથી સ્થિતિબંધ માં આવું અલ્પબહુત્વ થાય છે, ત્યારથી અસં.સમયબદ્ધ દલિકોની ઉદીરણા હોય છે, અર્થાત્ બધ્યમાનસ્થિતિ (P/a) કરતાં ઉપરના નિષેકોમાંથી ઉદીરણા થતી નથી.[૪B]

(૧૯) હજારો બાદ, દેશઘાતીબંધ શરૂ થાય છે. તે આ ક્રમે-

સૌ પ્રથમ- દાનાંતરાય, મન:પર્યવ૦નો

હજારો બાદ- લાભાંતરાય, અવધિદ્વિકનો

હજારો બાદ- ભોગાંતરાય, શ્રુત૦ અચક્ષુ૦નો

હજારો બાદ- ચક્ષુદર્શના૦,નો

હજારો બાદ- ઉપભોગાંતરાય, મતિજ્ઞાના૦નો

હજારો બાદ- વીર્યાંતરાયનો..

આ સ્થાન અપ્રાપ્ત જીવો આ પ્રકૃતિઓનો સર્વઘાતી રસબાંધે છે.

(૨૦) હજારો બાદ, ૨૧ પ્રકૃતિઓનું અંતર કરે છે.

ઉદયપ્રાપ્ત ૧ વેદ અને ૧ સંજ્વ૦ ની પ્રથમસ્થિતિ અંતર્મું૦ કરે છે, શેષ ૧૯ ની ૧ આવલિકા....

ઉદયવતીની પ્રથમસ્થિતિ સ્વોદયકાળને અનુસરીને કરે છે.....

(૨૧) ઉદયકાળનું અલ્પબહુત્વ-

| | |
|---|---|
| સ્ત્રી-નપું. વેદ..... | અલ્પ (તુલ્ય[૫]) |
| પુ.વેદ...... | v (સંખ્યાતભાગ વૃદ્ધ) |
| સંજ્વ૦ક્રોધ..... | v |
| સંજ્વ૦માન.... | v |
| સંજ્વ૦માયા.... | v |
| સંજ્વ૦લોભ..... | v |

૪B અથવા અસં. સમયબદ્ધ ઉદીરણાનો આવો પણ અર્થ થાય છે કે... વિવક્ષિત એક સમયે દલિકોનો જે જથ્થો બંધાય છે તે 'સમયપ્રબદ્ધ' કહેવાય છે. આવા અસં. સમયોમાં બંધાયેલાં દલિકનો જથ્થો એ અસં. સમયપ્રબદ્ધદલિક કહેવાય. પ્રતિસમય આટલા જથ્થામાં દલિકોની ઉદીરણા થવી એ અસં. સમયપ્રબદ્ધઉદીરણા કહેવાય છે.

૫ સ્ત્રી-નપું. વેદનો ઉદયકાળ તુલ્ય શી રીતે ?

જો કે 'अणदसनपुंसित्थी वेयछक्कं च पुरिसवेयं च' (વિ. આ૦ ભાષ્ય ગા૦ ૧૨૮૪) મુજબ નપુંસકવેદ, સ્ત્રીવેદ, સામાન્યથી ક્રમશ: ઉપશાંત થતા હોવાથી પ્રથમસ્થિતિનું અલ્પબહુત્વ પણ મળવું જોઈએ, છતાં એક વિશેષતાના કારણે તુલ્યકાળ મળે છે... તે આ રીતે-

(૨૨) ક્રોધોદયારૂઢને અપ્રત્યા૦પ્રત્યા૦-ક્રોધની ઉપશમનાદ્ધા જ્યાં સુધી હોય તેના કરતાં એક આવલિકા અધિક સુધીની પ્રથમસ્થિતિ હોય છે. આ જ પ્રમાણે માનોદયારૂઢ વગેરેમાં જાણવું. લોભારૂઢને બે લોભની ઉપશમનાદ્ધાથી એક આવલિકા અધિક સુધી પ્રથમસ્થિતિ હોય, ત્યારબાદ સૂક્ષ્મસંપરાયાદ્ધા હોય છે.

(૨૩) આ પ્રથમસ્થિતિની ભિન્નતાના કારણે અંતર નીચેથી વિષમ અને ઉપરથી સમસ્થિતિક હોય છે.[૬] પ્રથમ સ્થિતિ કરતાં સંખ્યાતગુણ સ્થિતિઓ ઉકેરાઈને અંતર બને છે. અંતરકરણક્રિયા પ્રારંભે જે નવો સ્થિતિઘાત શરુ થયો હોય તે સ્થિતિઘાત અને અંતરકરણક્રિયા એકી સાથે પૂર્ણ થાય છે.

---

- ❋ પુરુષવેદારૂઢ જીવ- આ બન્નેની પ્રથમસ્થિતિ ૧ આવલિકા કરે છે.
  ❋ સ્ત્રીવેદારૂઢ જીવ- સ્ત્રીવેદની ૧ અંતર્મુ૦, શેષ બેની ૧ આવલિકા કરે.
  ❋ નપું.વેદારૂઢ જીવ - નપું. વેદની ૧ અંતર્મુ૦, શેષ બેની ૧ આવલિકા કરે.

સ્ત્રીવેદોદયારૂઢ જીવ સ્ત્રીવેદની જેટલી પ્રથમસ્થિતિ કરે છે, એટલી જ નપું. વેદોદયારૂઢજીવ નપું. વેદની કરે છે. અંતરકરણક્રિયા પૂર્ણ થયે નપું. વેદને ઉપશમાવવાનું શરુ કરે છે. (જેમકે અન્યવેદારૂઢ જીવ કરે છે તેમ) પણ અન્યવેદારૂઢજીવ જ્યાં નપું. વેદને સર્વથા ઉપશાંત કરી સ્ત્રીવેદને ઉપશમાવવાનું ચાલુ કરે છે, ત્યાં પહોંચવા છતાં આ જીવ નપું. વેદનો ઉદય હોવાના કારણે, એનો નપું.વેદ શેષ બેને સત્તામાં રહેલ નપું. વેદ કરતાં નિબિડ હોવાથી, નપું.વેદને સર્વથા ઉપશાંત કરી શક્યો હોતો નથી. વળી તેમ છતાં એ સ્થાને પહોંચીને એ સ્ત્રીવેદને પણ ઉપશમાવવાનું ચાલુ તો કરી જ દે છે, એટલે કે હવેથી એ બન્નેને ભેગા ઉપશમાવે છે. અને અન્યવેદારૂઢ જીવો જ્યાં સ્ત્રીવેદને ઉપશાંત કરી દે છે, ત્યાં આ જીવ નપું. અને સ્ત્રી બન્ને વેદને એકસાથે ઉપશાંત કરી દે છે. તેથી બન્નેનો ઉદયકાળ સમાન કહ્યો છે. ટૂંકમાં વિ.આ.ભાષ્યમાં પુ.વેદ કે સ્ત્રીવેદ થી આરૂઢ જીવને લક્ષમાં રાખી ક્રમ કહ્યો છે, નપું.વેદારૂઢની આ વિશેષતાના કારણે અહીં સ્ત્રી.-નપું. નો ઉદયકાળ તુલ્ય કહ્યો છે એમ જાણવું.

૬ ધારો કે ૧૦૦૧૧ મા સમયે અંતરકરણક્રિયા પૂર્ણ થાય છે અને ૪ સમયની આવલિકા છે. તો અનુદયવાળી ૧૯ પ્રકૃતિની પ્રથમસ્થિતિ ૧૦૦૧૧ થી ૧૦૦૧૪ સમય રૂપ ૧ આવલિકા જેટલી થશે. હવે, જે જીવે પુ.વેદ અને સં.ક્રોધના ઉદયે ઉપશમશ્રેણિ માંડી છે, એ જીવ ધારો કે, નપું.વેદને ૧૦૨૪૦ મા સમયે, સ્ત્રીવેદને ૧૦૩૦૦ મા સમયે, પુ.વેદને ૧૦૩૪૭ મા સમયે, સં.ક્રોધને ૧૦૩૮૨ મા સમયે, સં.માનને ૧૦૪૧૨ મા સમયે, સં.માયાને ૧૦૪૩૭ મા સમયે સંપૂર્ણતયા ઉપશમાવી દે છે અને ૧૦૪૫૫ મો સમય ૯ મા ગુણઠાણાનો ચરમ સમય છે. તો,

નપું. કે સ્ત્રી વેદોદયારૂઢ જીવ, સ્વસ્વવેદની પ્રથમસ્થિતિ ૧૦૩૦૦ મા સમય સુધીની રાખી ૧૦૩૦૧ થી ૧૨૫૦૦ સુધીના નિષેકોને ખાલી કરી અંતર પાડશે. એમ,

## (૨૪) ઉત્કીર્યમાણદલિકનિક્ષેપવિધિ–

| જે પ્રકૃતિના | બંધ | ઉદય | બન્ને હોય ... | | |
|---|---|---|---|---|---|
| | | | | બન્ને સ્થિતિમાં નાંખે | (પુ.વેદારૂઢને પુ. વેદ) |
| | × | ✔ | | પ્રથમસ્થિતિમાં નાંખે | (સ્ત્રીવેદારૂઢને સ્ત્રીવેદ) |
| | ✔ | × | | દ્વિતીય સ્થિતિમાં નાંખે | (સ્ત્રીવેદારૂઢને પુ.વેદ) |
| | × | × | | અન્યપ્રકૃતિમાં નાંખે | (પુ.વેદારૂઢને સ્ત્રીવેદ) |

---

– પુ.વેદારૂઢ – ૧૦૩૪૦ સુધી પ્રથમસ્થિતિ, ૧૦૩૪૧ થી ૧૨૫૦૦ નું અંતર

સં. ક્રોધ – ૧૦૩૭૯ સુધી પ્રથમસ્થિતિ, ૧૦૩૮૦ થી ૧૨૫૦૦ નું અંતર

સં માન – ૧૦૪૦૯ સુધી પ્રથમસ્થિતિ, ૧૦૪૧૦ થી ૧૨૫૦૦ નું અંતર

સં.માયા – ૧૦૪૩૪ સુધી પ્રથમ સ્થિતિ, ૧૦૪૩૫ થી ૧૨૫૦૦ નું અંતર

સં.લોભ – ૧૦૪૫૯ સુધી પ્રથમસ્થિતિ, ૧૦૪૬૦ થી ૧૨૫૦૦ નું અંતર

(સમયન્યૂન ૨ આવલિકા = ૭ સમય છે. પુ.વેદના બંધ, ઉદય તથા પ્રથમસ્થિતિનો વિચ્છેદ એકીસાથે થાય છે, અને ત્યારે પછી એ ૭ સમયે ઉપશમે છે. તેથી ૧૦૩૪૭ મા સમય સુધી પ્રથમસ્થિતિ ન લેતાં ૧૦૩૪૦ સુધી લીધી. સંજ્વ૦ક્રોધાદિમાં બંધઉદયવિચ્છેદ બાદ ૧ આવલિકાએ પ્રથમસ્થિતિ વિચ્છેદ થાય છે જે આવલિકા સ્તિબુકસંક્રમથી ભોગવાય છે– અને ત્યારબાદ સમયન્યૂન આવલિકાએ (૩સમય) એ સર્વથા ઉપશાંત થાય છે. તેથી એની પ્રથમસ્થિતિ સર્વથા ઉપશમ થવાના સમય કરતાં ૩ સમય ઓછી લીધી છે. ૯ માના અંતસમય બાદ બાદર લોભની ૧ આવલિકા પ્રથમસ્થિતિ શેષ હોય છે. માટે એની પ્રથમસ્થિતિ ૪ સમય અધિક લીધી)

આમ નપું.વેદ–સ્ત્રીવેદ, પુ.વેદ, સ૦ક્રોધ, માન, માયા, બા૦લોભની પ્રથમ સ્થિતિ અનુક્રમે (૧૦૦૧૧ થી ૧૦૩૦૦ વગેરે= ) ૨૯૦, ૩૩૦, ૩૬૯, ૩૯૯, ૪૨૪, ૪૪૯ સમયની છે એના પરથી એનું અલ્પબહુત્વ જાણી શકાય છે. વળી આ બધાનું અંતર ઉપરના ભાગે ૧૨૫૦૦ મા નિષેક સુધી હોવાથી સમ છે જ્યારે નીચે તરફ અનુક્રમે ૧૦૩૦૧, ૧૦૩૪૧, ૧૦૩૮૦, ૧૦૪૧૦, ૧૦૪૩૫ અને ૧૦૪૬૦ મા નિષેક થી પ્રારંભ થતો હોવાથી વિષમ છે.

૧૦૦૧૨ મા સમયથી નપું. વેદને ઉપશમાવવાનું ચાલુ થઈ જાય છે, અને ૧૦૨૪૦ મા સમય સુધીમાં એ સંપૂર્ણ ઉપશાંત થઈ જાય છે. પણ નપું. વેદોદયારૂઢ જીવને નપું.વેદનો ઉદય હોવાના કારણે ૧૦૨૪૦ મો સમય આવવા છતાં એ ઉપશાંત થઈ ગયું હોતું નથી, એટલે એને ઉપશમાવવાની પ્રક્રિયા હજુ ચાલુ જ હોય છે, અને ૧૦૨૪૧ મા સમયથી સાથે સાથે સ્ત્રીવેદને ઉપશમાવવાનું પણ ચાલુ થઈ જાય છે. ૧૦૩૦૦ મા સમયે બન્ને એકી સાથે ઉપશાંત થઈ જાય છે, અને ત્યાં સુધી જ નપું.વેદનો ઉદય પણ હોય છે. સ્ત્રીવેદોદયારૂઢને પણ ત્યાં સુધી જ સ્ત્રીવેદનો ઉદય હોય છે (સ્ત્રીવેદોદયારૂઢને નપું. વેદ, પુ.વેદારૂઢજીવની જેમ ૧૦૨૪૦ મા સમયે જ ઉપશાંત થઈ જાય છે) તેથી નપું.સ્ત્રીવેદની પ્રથમસ્થિતિ તુલ્ય હોય છે. આ બે વેદારૂઢ જીવોને ૧૦૩૦૦ મા સમયે સ્વ–સ્વ વેદોદય–

પહેલા ત્રણ વિકલ્પોમાં પણ સંજ્વ૦લોભ સિવાયની પ્રકૃતિઓનું દલિક બધ્યમાન પરપ્રકૃતિની ઉત્કીર્યમાણ સિવાયની સ્થિતિઓમાં યથાસંભવ નાંખે છે.

(૨૫) અંતર પડી ગયા પછીના સમયથી
યુગપદ્ ૭ અધિકારો પ્રવર્તે છે-
(૧) મોહનીયનો આનુપૂર્વી સંક્રમ
(૨) સંજ્વ૦લોભનો અસંક્રમ
(૩) ૭ કર્મોમાં બંધાયા બાદ ૬ આવલિકા પછી ઉદીરણા થાય. (એટલે કે ઉદીરણા માટે બંધાવલિકા ૧ ના બદલે ૬ છોડવાની)
(૪) મોહનીયનો ૧ ઠાણીયો બંધ અને ઉદય.
(૫) નપું. વેદ ઉપશમના પ્રારંભ.
(૬) મોહનીયનો સંખ્યાતવર્ષ બંધ, એટલી ઉદીરણા.
(૭) મોહનીયનો નવો નવો બંધ સંખ્યાતગુણહીન અને શેષકર્મોમાં અસં૦ગુણહીન.

---

- વિચ્છેદ થયા પછી પુ.વેદનો ઉદય થતો નથી, તેથી એ ૧૦૩૦૧ મા સમયથી જ અવેદી બની જાય છે, તેમજ આ જીવોને પુ.વેદનો બંધવિચ્છેદ પણ ૧૦૩૦૦ મા સમયે (ચરમબંધ થવા સાથે) થઈ જાય છે, કારણ કે અવેદીને વેદનો બંધ હોતો નથી. જ્યારે પુરુષવેદોદયારૂઢ જીવને ૧૦૩૪૦ના સમય સુધી પુ.વેદનો ઉદય હોવાથી પુ.વેદનો ચરમબંધ ૧૦૩૪૦ મા સમયે થાય છે. ૧૦૩૦૦ મા સમયે જે વિશુદ્ધિ હોય એના કરતાં ૧૦૩૪૦ મા સમયે અનંતગુણ વિશુદ્ધિ હોવાથી આ ચરમબંધ વધુ ઓછો હોય છે. તેથી પુ.વેદનો ચરમબંધ શેષવેદારૂઢ જીવ કરતાં પુ.વેદોદયારૂઢ જીવને ઓછો હોય છે એ જાણવું.

નપું. વેદના ઉદયવિચ્છેદ બાદ સ્ત્રી. કે પુ. વેદનો ઉદય થતો નથી, પણ કષાયની બાબતમાં એવું નથી. સંજ્વ.ક્રોધનો ઉદયવિચ્છેદ થયે જીવ અકષાયી બની જતો નથી. સં.ક્રોધનો ૧૦૩૭૫ મા સમયે ચરમ ઉદય છે તો, ૧૦૩૭૬ મા સમયે બીજી સ્થિતિમાંથી ૧૦૩૭૬ થી ૧૦૪૦૯ સુધીના નિષેકોમાં ગુણશ્રેણિક્રમે સં.માનની પ્રથમસ્થિતિ કરી એનો ઉદય થાય છે જે ૧૦૪૦૫ સમય સુધી ટકે છે. પછી એ રીતે ઉત્તરોત્તર સં.માયા-લોભની પ્રથમસ્થિતિ થઈ એ કષાયોના પણ ઉદય થાય છે. આમ ક્રોધારૂઢ જીવને ક્રમશઃ ચારેયનો ઉદય થાય છે. પણ માનારૂઢને તો પહેલે થી જ સં.માનની ૧૦૪૦૯ સુધી પ્રથમસ્થિતિ હોવાથી ૧૦૪૦૫ સુધી એનો ઉદય રહે છે અને પછી ક્રમશઃ માયા-લોભનો ઉદય થાય છે. એટલે એને ક્રોધનો ઉદય તો થતો જ નથી. એમ માયારૂઢને માત્ર માયા-લોભનો ઉદય થાય છે જ્યારે લોભારૂઢને માત્ર સં.લોભનો ઉદય જ રહે છે. પણ આ બધા જીવોને સં.ક્રોધાદિનો ઉપશમ તો તે તે ૧૦૩૮૨ વગેરે ચોક્કસ સમયે જ થાય છે, નપુ.વેદની જેમ ભિન્ન ભિન્ન સમયે નહીં.

## (૨૬) નપું.વેદ ઉપશમન પ્રક્રિયા-

કોઈપણ પ્રકૃતિને વિશેષ પ્રકારે ઉપશમાવવાનો પ્રારંભ થાય ત્યારથી, ઉત્તરોત્તર અસં. ગુણ-અસં. ગુણ ઉપશમાવે છે. તેમાં દલિકોની અપેક્ષાએ ઉદીરણા વગેરે નીચે મુજબ હોય છે.

| | | |
|---|---|---|
| ઉદીરણા | - | અલ્પ |
| ઉદય | - | a |
| ઉપશમે | - | a |
| અન્યમાં સંક્રમ | - | a |

આ પ્રમાણે ઉપશમનાના દ્વિચરમસમય સુધી જાણવું. ચરમસમયે, સંક્રમ્યમાણ કરતાં ઉપશમ્યમાન દલિક અસં૦ ગુણ હોય છે.

(૨૭) સંખ્યાતા હજારો સ્થિતિઘાત થાય ત્યાં સુધીમાં નપુ. વેદ ઉપશાન્ત થઈ જાય છે, એટલે કે જેમ પાણી છાંટીને રોલર ફેરવીને દબાવી દીધેલી ધૂળ ઉડી






શકતી નથી અને હેરાન કરતી નથી એમ કર્મરજકણો હવે ઉદયમાં આવીને હેરાન કરી શકતી નથી.

(૨૮) સ્ત્રીવેદોપશમના- નપું૦ વેદ ઉપશમી ગયા પછીના સમયથી સ્ત્રીવેદની ઉપશમના નપું.વેદની જેમ હજારો સ્થિતિઘાતના કાળમાં કરે છે.

(૨૯) આ સ્ત્રીવેદોપશમનાદ્ધાનો સંખ્યાતમો ભાગ પસાર થયો હોય છે ત્યારથી જ્ઞાના૦ ૩ નો સંખ્યાતવર્ષનો સ્થિતિબંધ થાય છે તેમજ નવો નવો બંધ સંખ્યાતગુણહીન થાય છે. વળી કેવલદ્વિક સિવાયની ૧૨ દેશઘાતીનો ૧ ઠાણીયો રસબંધ થાય છે. એ વખતે સ્થિતિબંધનું અલ્પબહુત્વ-

| | | |
|---|---|---|
| મોહનીય | - | અલ્પ |
| જ્ઞાના૦૩ | - | s |
| નામ-ગોત્ર | - | a |
| વેદનીય | - | v |

(૩૦) હજારો સ્થિતિઘાતે સ્ત્રીવેદ સર્વથા ઉપશાંત થયા પછીના સમયથી હાસ્યષટ્ક અને પુ.વેદ આ ૭ ને ઉપશમાવવાનું ચાલુ કરે છે.

(૩૧) એની ઉપશમનાદ્ધાનો સંખ્યાતમો ભાગ ગયે, નામ-ગોત્રનો સંખ્યાતવર્ષનો બંધ કરે છે. ઉત્તરોત્તર સંખ્યાતગુણહીન કરે છે અને વેદનીયનો અસં૦વર્ષનો બંધ હોય છે. એ પછીના જ બંધે વેદનીયનો પણ સંખ્યાતવર્ષનો બંધ હોય છે, એટલે કે સર્વકર્મોનો સંખ્યાતા વર્ષોનો બંધ હોય છે. ઉત્તરોત્તર બંધ સંખ્યાતગુણહીન થાય છે.

(૩૨) પુ. વેદની પ્રથમસ્થિતિની ૨ આવલિકા શેષે આગાલવિચ્છેદ થાય છે. ત્યારપછીથી હાસ્યષટ્ક પુ.વેદમાં સંક્રમતું નથી. કિન્તુ સંજ્વ૦ક્રોધમાં સંક્રમે છે. પ્રથમસ્થિતિની ૧ આવલિકાશેષે ઉદીરણાવિચ્છેદ થાય છે.

(૩૩) હજારો સ્થિતિઘાત બાદ હાસ્યષટ્ક સંપૂર્ણ ઉપશાંત બને છે. અને પુ.વેદમાં ઉદયસ્થિતિ + સમયન્યૂન ૨ આવલિકા બદ્ધદલિક અનુપશાંત હોય છે. શેષ સઘળું ઉપશાંત હોય છે. આ વખતે,

| | | |
|---|---|---|
| પુ.વેદ બંધ | - | ૧૬ વર્ષ. |
| સંજ્વ૦કષાય બંધ | - | ૩૨ વર્ષ |
| શેષ કર્મો | - | સંખ્યાતા હજાર વર્ષો |

(૩૪) સમયન્યૂન ૨ આવલિકા બદ્ધ લતાઓને પણ તેટલા બીજા કાળમાં, અવેદક જીવ, પ્રતિસમય અસંખ્ગુણ - અસંખ્ગુણ ક્રમે ઉપશમાવે છે. તેમજ પરપ્રકૃતિમાં યથાપ્રવૃત્તસંક્રમ વડે સંક્રમાવે છે.

(૩૫) અવેદીને પ્રથમ સમયે પુ.વેદનો સંક્રમ ઘણો

બીજા સમયે ..... વિશેષહીન

ત્રીજા સમયે.... વિશેષહીન

યાવત્ ચરમસમયે.... વિશેષહીન

(૩૬) પ્રથમસમય અવેદકને સંજ્વ૦બંધ..... અંતર્મુ૦ ન્યૂન ૩૨ વર્ષ, શેષ કર્મોનો - સંખ્યાતા હજાર વર્ષો

(૩૭) અવેદકના પ્રથમસમયથી <u>૩ ક્રોધને</u> ઉપશમાવવાનો પ્રારંભ કરે. આ વખતે ઉત્તરોત્તર સ્થિતિબંધ સંજ્વ૦ માં સંખ્યાતભાગહીન, શેષમાં સંખ્યાતગુણહીન જાણવા.

(૩૮) જ્યારે સંજ્વ.ક્રોધની પ્રથમસ્થિતિ સમયન્યૂન ૩ આવલિકા શેષ હોય છે ત્યારથી બે ક્રોધ સંજ્વ.ક્રોધમાં સંક્રમતા નથી પણ સંજ્વ૦ માનાદિમાં સંક્રમે છે. જ્યારે પ્રથમસ્થિતિ ૨ આવલિકા શેષ રહે છે. (ઉદયા૦ + પ્રતિઆવલિકા... ઉદયાવલિકાની પછીની આવલિકા પ્રતિઆવલિકા કહેવાય છે.) ત્યારે આગાલવિચ્છેદ થાય છે. અને જ્યારે પ્રતિઆવલિકાનો ૧ સમય બાકી હોય છે (એટલે કે પ્રથમસ્થિતિ = ઉદયા૦ + ૧ સમય = સમયાધિક આવલિકા શેષ હોય છે) ત્યારે ચરમ ૧ સમયની જઘ૦સ્થિતિ ઉદીરણા થાય છે, પછી ઉદીરણાવિચ્છેદ થાય છે. આ ચરમ ઉદીરણા વખતે.... સંજ્વ૦બંધ.... ૪ મહિના

શેષકર્મોનો.... સંખ્યાતા હજાર વર્ષો.

(૩૯) પછીના સમયે, એટલે કે પ્રતિઆવલિકા વિચ્છેદ થાય ત્યારે, સંજ્વ૦ક્રોધનો બંધોદયવિચ્છેદ, બે ક્રોધ સર્વથા ઉપશાંત... સંજ્વ૦ક્રોધની પ્રથમસ્થિતિની ૧ આવલિકા + બીજી સ્થિતિમાં સમયન્યૂન બે આવલિકા બદ્ધ દલિક અનુપશાંત હોય છે.[૭] શેષ સઘળું ઉપશાંત... આ અનુપશાંતને સમયન્યૂન

૭ કષાયપ્રાભૃતચૂર્ણિના મતે... પ્રથમસ્થિતિની સમયન્યૂન આવલિકા+ બીજી સ્થિતિમાં બે સમયન્યૂન બે આવલિકામાં બદ્ધ દલિક અનુપશાંત હોય છે. આ પ્રમાણે અન્યત્ર પણ જાણવું.

૨ આવલિકા જેટલા કાળમાં અસં.ગુણ અસં.ગુણ ક્રમે ઉપશમાવે છે તેમજ યથાપ્રવૃત્તસંક્રમ વડે સંજ્વ૦માનાદિમાં સંક્રમાવે છે. પ્રથમસ્થિતિની ૧ આવલિકાને સ્તિબુકસંક્રમ વડે ખપાવે છે.

(૭૦) સંજ્વ૦ક્રોધના બંધોદયવિચ્છેદકાળે જ સંજ્વ૦માનની બીજી સ્થિતિમાંથી દલિકો લઈ સ્વોદયકાળ કરતાં ૧ આવલિકા વધુ પ્રથમસ્થિતિ બનાવે છે.

એમાં ઉદયનિષેકમાં દલિકો અલ્પ
પછીના નિષેકમાં દલિકો a
પછીના નિષેકમાં દલિકો a.. એમ પ્રથમસ્થિતિના ચરમનિષેક સુધી જાણવું.

(૭૧) વળી ત્યારથી જ ત્રણે ય માનને ઉપશમાવવાના ચાલુ કરે છે. એ વખતે સંજ્વ૦બંધ- અંતર્મુ૦ ન્યૂન ૪ માસ [7A] શેષ કર્મોનો - સંખ્યાતા હજાર વર્ષો

પ્રથમસ્થિતિ સમયન્યૂન ૩ આવલિકા શેષ હોય ત્યારથી બે માન સંજ્વ.માનમાં સંક્રમતા નથી, માયાદિમાં સંક્રમે છે. ઈત્યાદિ સંજ્વ.ક્રોધની જેમ જાણવું.

(૭૨) સંજ્વ.માન બંધોદયવિચ્છેદે...

સંજ્વ.નો બંધ ... ૨ માસ
શેષ ... સંખ્યાતા વર્ષો

(૭૩) સંજ્વ. માયાની પ્રથમસ્થિતિ કરે છે ઈત્યાદિ પૂર્વવત્

સંજ્વ૦માયાના બંધોદયવિચ્છેદે...

સંજ્વ૦ માયા-લોભનો બંધ... ૧ માસ
શેષ... સંખ્યાતા વર્ષ

(૭૪) પછીના સમયે સંજ્વ૦લોભના ઉદયકાળના ૨/૩ ભાગ જેટલી (બાદર લોભના ઉદયકાળ કરતાં ૧ આવલિકા અધિક) સંજ્વ૦ લોભની પ્રથમસ્થિતિ કરે છે.(એટલે કે આપણી અસત્કલ્પનામાં ૧૦૪૫૯ મા નિષેક સુધીની પ્રથમસ્થિતિ કરે.)

એમાં પ્રથમ ભાગ અશ્વકર્ણકરણઅદ્ધા હોય છે.
બીજો ભાગ કિટ્ટીકરણઅદ્ધા હોય છે.

---

7A વૃત્તિકારોએ અહીં પણ ૪ માસ બંધ કહ્યો છે.

(૭૫) <u>અશ્વકર્ણકરણાદ્ધા–</u> જેમ અશ્વકર્ણ મૂળમાં વિસ્તૃત હોય છે અને પછી પછી ઘટતો જાય છે, તેમ આમાં રચાતા અપૂર્વસ્પર્દ્ધકોના અનુભાગની જો સ્થાપના કરવામાં આવે તો એવો આકાર બને છે, માટે આને અશ્વકર્ણકરણકાળ કહે છે. આના પ્રારંભકાળે બંધ–

સંજ્વ૦ – અંતર્મુ૦ ન્યૂન ૧ મહિનો

શેષ કર્મો– સંખ્યાતા વર્ષ...

(૭૬) ૩ લોભની ઉપશમના પણ સાથે જ ચાલુ થઈ જાય છે.

સાથે સાથે સંજ્વ૦લોભના પૂર્વ સ્પર્દ્ધકોમાંથી સમયે સમયે અપૂર્વ સ્પર્દ્ધકો બનાવે છે. જે સ્પર્દ્ધકો બંધ દ્વારા ક્યારેય બાંધી શકાતા નથી એટલા હીન રસવાળા આ નવા સ્પર્દ્ધકોને વિશુદ્ધિના બળે કરે છે, માટે એ અપૂર્વસ્પર્દ્ધક કહેવાય છે. હજારો સ્થિતિઘાતે આ અશ્વકર્ણકરણકાળ પૂર્ણ થાય છે.

(૭૭) <u>કિટ્ટીકરણાદ્ધા–</u> પ્રથમસમયે સંજ્વ૦બંધ – દિવસપૃથક્ત્વ

શેષ કર્મો – વર્ષસહસ્રપૃથક્ત્વ

આ સ્થાન પૂર્વે બધો અનુભાગ સ્પર્દ્ધક (પૂર્વ કે અપૂર્વ) રૂપે હતો. હવે એમાંથી કિટ્ટિઓ કરે છે. અનુભાગબંધોક્ત સ્પર્દ્ધકથી વિપરીતસ્વરૂપવાળો અનુભાગ બનાવવો તે કિટ્ટીકરણ કહેવાય છે.

<u>તાત્પર્ય–</u> જઘન્ય કે અજઘન્ય જે કાંઈ અનુભાગ બંધાય છે તે બધો બંધનકરણમાં કહેલ સ્પર્દ્ધક સ્વરૂપે જ બંધાય છે. હવે એમાંથી કિટ્ટિઓ કરે છે. સ્પર્દ્ધકમાં એકોત્તરવૃદ્ધિવાળી અનંતી વર્ગણાઓ હોય છે. આ વર્ગણાઓમાં રહેલા રસને એવો અપવર્ત્તિત કરે છે કે જેથી નવા રસમાં એકોત્તરવૃદ્ધિવાળી વર્ગણા જેવું તો રહેતું નથી (કે જેથી સ્પર્દ્ધક બની શકે) પણ એક એક વર્ગણાઓ અનંતગુણ–અનંતગુણ રસવાળી હોય છે અને તેમ છતાં આ બધી વર્ગણાઓમાંની ઉત્કૃષ્ટનો રસ પણ જઘ૦ અપૂર્વ સ્પર્દ્ધકના જઘ૦ રસ કરતાં પણ અનંતમા ભાગે હોય છે.

આ સ્વતંત્ર છૂટીછવાયેલી વર્ગણાઓને કિટ્ટિ કહે છે.

(૭૮) એક સ્પર્દ્ધકમાં જેટલી વર્ગણાઓ હોય તેના અનંતમા ભાગ પ્રમાણ કિટ્ટિઓ પ્રથમસમયે કરે છે, અને પછી ઉત્તરોત્તર સમયે અસં.ગુણહીન અસંખ્યગુણહીન કિટ્ટિઓ કરે છે, યાવત્ ચરમસમય સુધી.

(૪૯) અશ્વકર્ણકરણાદ્ધામાં કરેલ જઘ૦રસસ્પર્દ્ધકમાં જે જઘ૦ રસ હોય તેના કરતાં પણ અનંતમા ભાગના રસવાળી આ કિટ્ટિઓ હોય છે.

પ્રથમસમયે કિટ્ટીકૃત દલિક - અલ્પ
બીજા સમયે કિટ્ટીકૃત દલિક - a
ત્રીજાસમયે કિટ્ટીકૃત દલિક - a
યાવત્ ચરમસમયે કિટ્ટીકૃત દલિક - a

(૫૦) *પ્રથમસમયકૃતકિટ્ટિઓમાં*

| કિટ્ટિ | રસ | દલિક |
|---|---|---|
| જઘ૦ | અલ્પ. | સર્વબહુ |
| દ્વિચરમ જઘ૦ | A | વિશેષહીન |
| ત્રિચરમ જઘ૦ | A | વિશેષહીન |
| યાવત્ ઉત્કૃ૦ | A | વિશેષહીન |

આ જ પ્રમાણે દ્વિતીયાદિ સમયકૃત કિટ્ટિઓ અંગે જાણવું.

(૫૧) પ્રથમ સમયકૃત જઘ૦ કિટ્ટિમાં દલિક અલ્પ
દ્વિતીય સમયકૃત જઘ૦ કિટ્ટિમાં દલિક a
તૃતીય સમયકૃત જઘ૦ કિટ્ટિમાં દલિક a.. એમ ચરમસમય સુધી.

(૫૨) પ્રથમસમયકૃત ઉત્કૃ. કિટ્ટિ માં રસ સર્વબહુ
પ્રથમસમયકૃત જઘ૦ કિટ્ટિ માં રસ અનંતમો ભાગ
દ્વિતીયસમયકૃત ઉત્કૃ. કિટ્ટિ માં રસ અનંતમો ભાગ
દ્વિતીયસમયકૃત જઘ૦ કિટ્ટિ માં રસ અનંતમો ભાગ એમ યાવત્
ચરમસમયકૃત ઉત્કૃ. કિટ્ટિ માં રસ અનંતમો ભાગ
ચરમસમયકૃતજઘ૦ કિટ્ટિ માં રસ અનંતમો ભાગ

(૫૩) કિટ્ટીકરણ અદ્ધાના સંખ્યાતા બહુભાગ વીત્યે,
<u>સ્થિતિબંધ-</u> સંજ્વ૦લોભ - અંતર્મુ૦
જ્ઞાના૦ ૩ - દિવસપૃથક્ત્વ
નામ-ગોત્ર-વેદનીય - સંખ્યાતા હજાર વર્ષો
આ પ્રમાણે કિટ્ટીકરણઅદ્ધાના દ્વિચરમબંધ સુધી...

(૫૪) <u>ચરમબંધ-</u> સંજ્વ૦લોભ - અંતર્મુ૦
3 ઘાતી - દેશોન અહોરાત્ર
નામ-ગોત્ર-વેદનીય - દેશોન ૨ વર્ષ

(૫૫) <u>સંજ્વ૦લોભ માટેની કરેલી પ્રથમસ્થિતિની</u> સમયન્યૂન ૩ આવલિકા શેષે ૨ લોભ, સંજ્વ૦લોભમાં સંક્રમતા નથી, કિન્તુ સ્વસ્થાને જ ઉપશાંત થાય છે.૨ આવલિકા શેષે (ઉદયા૦+ પ્રતિઆવલિકા શેષે) આગાલવિચ્છેદ.. પડિઆવલિનો ૧ સમય શેષે જઘ૦ ૧ સમયની સ્થિતિઉદીરણા.

(૫૬) પછીના સમયે એટલે કે ૧ ઉદયાવલિકા શેષે,
સંજ્વ૦લોભ બંધવિચ્છેદ, બા૦લોભ ઉદયવિચ્છેદ તથા ૯ મા ગુણઠાણાનો અંત થાય છે. સં.લોભનું, સમયન્યૂન ૨ આવલિકાબદ્ધ દલિક, પ્રથમસ્થિતિની ૧ ઉદયાવલિકા + કિટ્ટીકૃતદલિક, આટલું અનુપશાંત હોય છે, શેષ સઘળું ઉપશાંત થઈ ગયું હોય છે.

(૫૭) લોભવેદક અદ્ધાનો જે ત્રીજો ભાગ બાકી હતો, તે સૂક્ષ્મસરાગ સૂક્ષ્મસંપરાય ગુણઠાણારૂપ હોય છે. કિટ્ટીકૃતદલિકોમાંથી એ અદ્ધા જેટલી પ્રથમ સ્થિતિ કરે છે. એને ભોગવતાં ભોગવતાં બાદરલોભની શેષ ૧ આવલિકાને સ્તિબુકસંક્રમથી ભોગવે છે તેમજ સમયન્યૂન ૨ આવલિકાબદ્ધ દલિકને તેટલા જ કાળમાં ઉપશમાવે છે. તેમજ બીજી સ્થિતિમાં રહેલ કિટ્ટીકૃત દલિકને ઉપશમાવવા પણ શરુ કરે છે. આ કાળને <u>કિટ્ટિવેદનઅદ્ધા</u> કહે છે.

(૫૮) આના પ્રથમસમયે
(અ) અપ્રથમ-અચરમસમયકૃત દરેક કિટ્ટિઓમાંથી તેમજ
(બ) પ્રથમ સમયકૃત કિટ્ટિઓમાંથી ઉત્કૃ. રસ તરફની અને ચરમ સમયકૃત કિટ્ટિઓમાંથી જઘ૦ રસ તરફની અસં.માભાગની કિટ્ટિઓને છોડીને શેષકિટ્ટિઓમાંથી, કેટલુંક દલિક ઉદયમાં આવે છે.
પ્રથમ સમયે અસં૦માભાગની કિટ્ટિઓને વેદે છે (કષાયપ્રાભૃતચૂર્ણિમાં અસં૦બહુભાગનું વેદન કહ્યું છે.)

(૫૯) બીજા સમયે , પ્રથમ સમયે ઉદયપ્રાપ્તનો ઉપરનો (ઉત્કૃ. તરફનો) અસં૦મો ભાગ ઉદયમાંથી છૂટી જાય છે, અને જઘ૦ તરફ એક નવો અસં૦મો ભાગ ઉદયમાં ઉમેરાય છે. આ રીતે ૧૦ માના ચરમસમય સુધી અસં.મા ભાગની ઘટ-વધ જાણવી. આ કાળ દરમ્યાન અનુપશાંત દલિકોને ઉત્તરોત્તર સમયે અસં૦ગુણ - અસં૦ગુણ ઉપશમાવે છે.

(૯૦) ચરમસમયે સ્થિતિબંધ - જ્ઞાના૦ ૩ - અંતર્મુ૦
નામગોત્ર - ૧૬ મહૂર્ત
વેદનીય - ૨૪ મુહૂર્ત...

(૯૧) પછીના સમયે સઘળું દલિક ઉપશાન્ત હોય છે...
એ ૧૧ મા ગુણઠાણાના કાળને ઉપશાંતઅદ્ધા કહે છે.. એ અંતમુહૂર્તકાલીન હોય છે તેના સંખ્યાતમાભાગ જેટલા નિષેકોમાં ગુણશ્રેણિ રચના પ્રતિસમય કરે છે... આખા ૧૧મા ગુણઠાણાના કાળ દરમ્યાન આ ગુણશ્રેણિરચના કાળ અને દલિકની અપેક્ષાએ તુલ્ય જ રહે છે, કારણ કે અવસ્થિત પરિણામ હોય છે.

(૯૨) ઉપશાંતમોહની પ્રકૃતિઓને સંક્રમણ, ઉદ્વર્તના, અપવર્તના, ઉદીરણા, નિદ્ધત્તિ, નિકાચના કરણ લાગતા નથી. માત્ર દર્શનમોહમાં સંક્રમ અને અપવર્તના હોય છે.

ઉપશમશ્રેણિપ્રતિપાત-

ભવક્ષયે... આયુષ્ય પૂર્ણ થવાથી...

ઉપશમઅદ્ધાક્ષયે... જેમ પાણીથી ધૂળને દબાવેલી હોય તે અમુક કાળ બાદ પાછી ઊડવા માંડે છે એ રીતે ઉક્ત ૩ કરણાદિ રૂપ શુદ્ધ અધ્યવસાયોથી ઉપશાંત થયેલ કર્મરજ અમુક કાળ સુધી જ દબાયેલી રહી શકે છે. આ કાળને ઉપશમઅદ્ધા કહે છે. એ કાળ પૂર્ણ થયે, દબાઈને રહેલી સંજ્વ૦લોભાદિની કર્મરજ પાછી ઉદયાદિ પામવા માંડે છે. એટલે જીવ ગુણઠાણામાં નીચે ઉતરે છે. આ ઉપશમઅદ્ધાક્ષયે થયેલ પ્રતિપાત કહેવાય છે.

ભવક્ષયે પડનાર સીધો ૪ થા ગુણઠાણે પહોંચી જાય છે (કેમ કે દેવલોકમાં જાય છે.) એને એક જ સમયમાં બધા કરણો ચાલુ થઇ જાય છે. જે કર્મો ઉદયમાં આવે તે ઉદયસમય સુધી પડે છે. શેષ કર્મો ઉદયાવલિકાની બહાર ગોઠવાય છે. આ દલિકો ગોપુચ્છાકારે (ઉત્તરોત્તર નિષેકમાં વિશેષહીન-વિશેષહીન ક્રમે) ગોઠવાય છે.

ઉપશમઅદ્ધાક્ષયે પડનાર જે વિધિએ ચડયો હતો તે જ વિધિએ પશ્ચાનુપૂર્વી ક્રમે છઠ્ઠા ગુણઠાણા સુધી અવશ્ય પડે છે. એમાં બીજીસ્થિતિમાંથી લોભાદિ ઉદયપ્રાપ્ત કર્મોના દલિકોને લઈ પ્રથમ સ્થિતિ બનાવે છે. ઉદયાવલિકામાં

ગોપુચ્છાકારે ગોઠવે છે, એની બહાર ગુણશ્રેણિ શીર્ષ સુધી ગુણશ્રેણિ ક્રમે અને પછી ગોપુચ્છાકારે ગોઠવે છે. અનુદયવાળી પ્રકૃતિઓની ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિથી પ્રથમસ્થિતિ ગુણશ્રેણિશીર્ષ સુધી બનાવે છે, પછી વિશેષ-વિશેષહીન ક્રમે ગોપુચ્છાકારે.

ચડતી વખતે જે જે સ્થળથી જે કાંઈ બંધ-ઉદય-કરણ વગેરે બંધ પડેલા તે તે સ્થળથી, પડતી વખતે તે તે દેશોપશમના , નિદ્ધત્તિ, નિકાચના, બંધન, ઉદીરણા, ઉદ્વર્તના, અપવર્ત્તના, સંક્રમણ એ આઠેય કરણો તેમજ ઉદય વગેરે શરૂ થાય છે. માત્ર 'આનુપૂર્વી સંક્રમ જ થાય' એવું હોતું નથી, તેમજ ૬ આવલિકા બાદ ઉદીરણા થાય એવું પણ હોતું નથી. બંધાવલિકા બાદ થઈ શકે છે.

કોઈપણ કષાયોદયારૂઢ જીવ પડતી વખતે જ્યારે ૧૦ મે આવે છે ત્યારે સૂક્ષ્મલોભનો ઉદય થાય છે. ૯ મે ગુણઠાણે ક્રમશઃ લોભ, માયા, માન, ક્રોધનો ઉદય ક્રોધારૂઢ જીવને થાય છે. એમાં લોભ વગેરેનો ઉદય થાય ત્યારે સ્વ-સ્વ ઉદયકાળ કરતાં કંઈક અધિક આયામવાળી ગુણશ્રેણિ ૩ લોભ વગેરેની થાય છે. અને જ્ઞાનાવરણીયાદિ શેષકર્મોની ગુણશ્રેણિ અનિવૃત્તિ૦ અને અપૂર્વકરણ કરતાં વિશેષાધિક થાય છે. એનું શીર્ષ સ્થિર હોય છે. જે કષાયોદયથી આરૂઢ થયો હોય તે કષાયોદય થાય ત્યારથી તે કષાયની ગુણશ્રેણિ પણ શેષકર્મોની ગુણશ્રેણિ જેટલી થાય છે.

શ્રેણિથી પડેલો જીવ ક્રમશઃ છઠ્ઠા ગુણઠાણે આવે છે. પછી છઠ્ઠે-સાતમે ગુણઠાણે હજારો વાર પરાવર્ત્તિત થઈ કોઈ જીવ ૫, ૪, ૨ કે ૧ લે ગુણઠાણે પણ જાય છે.

ઉપશમઅદ્ધામાં કાળ કરેલો જીવ અવશ્ય દેવ બને છે, કેમકે શેષ ૩ આયુ બાંધ્યા હોય તો ઉપશમશ્રેણિ માંડી શકાતી નથી, માટે સાસ્વાદનસુધી પડેલો જીવ પણ દેવલોકમાં જાય છે.

શ્રેણિના પુરુષવેદનો બંધવિચ્છેદ વગેરે સ્વરૂપ તે તે સ્થાને, ક્ષપકને જે સ્થિતિબંધ હોય છે (૮ વર્ષ) તેના કરતાં, ઉપશમશ્રેણિમાં ચડનારને દ્વિગુણ (૧૬ વર્ષ) સ્થિતિબંધ હોય છે, અને ઉપશમશ્રેણિથી પડનારને એના કરતાં પણ દ્વિગુણ (૩૨ વર્ષ) સ્થિતિબંધ હોય છે. આ જ ક્રમે અનુભાગ બંધ અશુભમાં અનંતગુણ-અનંતગુણ અને શુભમાં અનંતમો ભાગ અનંતમો ભાગ જાણવો.

એક ભવમાં ઉપશમશ્રેણિ વધુમાં વધુ ૨ વાર માંડી શકાય છે, અને આખા ભવચક્રમાં ૪ વાર માંડી શકાય છે. ક્ષપકશ્રેણિ તો ૧ જ વાર માંડવાની હોય છે. ૧ ભવમાં ૧ ઉપશમશ્રેણિ અને ૧ ક્ષપકશ્રેણિ પણ માંડી શકાય છે.(સિદ્ધાન્તાભિપ્રાય મુજબ ૧ ભવમાં કોઈપણ એક જ શ્રેણિ માંડી શકાય છે.)

ઉપશમશ્રેણિની આ પ્રરૂપણા પુરુષવેદોદયારૂઢ જીવ માટે કરી...

<u>સ્ત્રીવેદોદયારૂઢ જીવ-</u>

સ્ત્રીવેદની પ્રથમસ્થિતિ અંતર્મું૦ કરે. એના ચરમસમયે સ્ત્રીવેદની ૧ ઉદયસ્થિતિ સિવાયનું સઘળું દલિક ઉપશાંત હોય. ત્યારબાદ અવેદક બનીને પુરુષવેદ + ૬ હાસ્યાદિને એક સાથે તુલ્યકાળમાં ઉપશમાવે છે. શેષ પ્રક્રિયા પુરુષવેદવત્

<u>નપુંસકવેદોદયારૂઢ જીવ-</u>

નપું. વેદની પ્રથમસ્થિતિ અંતર્મું૦ (સ્ત્રીવેદોદયારૂઢ જીવ સ્ત્રીવેદની કરે એટલી) કરે. અંતરકરણક્રિયા પૂર્ણ થયા બાદ તુર્ત નપુ.વેદને ઉપશમાવવાનું શરુ કરે. અન્યવેદારૂઢ જીવ જ્યાં તેને સંપૂર્ણ ઉપશમાવી દે છે ત્યાં પણ આ જીવ આને સંપૂર્ણ ઉપશાંત કરી શક્યો હોતો નથી. એટલે ત્યાં આવ્યા પછી પણ આની ઉપશમના તો ચાલુ જ હોય છે અને સ્ત્રીવેદને પણ ઉપશમાવવાનું ચાલુ કરી દે છે. વેદોદયના ચરમસમયે સ્ત્રીવેદ સંપૂર્ણ ઉપશાંત હોય છે, અને નપું.વેદનો ૧ ઉદયસમય સિવાય શેષ સઘળું દલિક ઉપશાંત થઈ ગયું હોય છે. એ પછી અવેદકજીવ ૭ નોકષાયોને ઉપશમાવવા ચાલુ કરે છે. શેષ પુરુષવેદવત્...

<u>ઉપશમશ્રેણિ પ્રતિપાત</u>

આ કર્મપ્રકૃતિચૂર્ણિને આશ્રીને ઉપશમશ્રેણિનો પ્રતિપાત વિધિ વગેરે સંક્ષેપમાં કહ્યા. કષાયપ્રાભૃતચૂર્ણિમાં કંઈક વિસ્તારથી આપેલ એ પ્રતિપાતવિધિ આવો છે. સામાન્યથી તે તે પ્રત્યેક પ્રક્રિયાનો ઉપશામકને જેટલો કાળ હોય છે તેના કરતાં પ્રતિપાતમાં કંઈક ન્યૂન હોય છે.

(૧) સૂ. સંપરાયના પ્રથમ સમયે ત્રણ લોભની અપવર્તના કરી ગુણશ્રેણિ રચે છે. એમાં સંજ્વ૦ લોભની ગુણશ્રેણિ ઉદયસમયથી કરે છે જ્યારે શેષ બે લોભની ગુણશ્રેણિ ઉદયાવલિકાબહાર કરે છે. કિટ્ટિલોભવેદનકાળ જેટલો હોય તેના કરતાં કંઈક અધિક આયામવાળી એ ગુણશ્રેણિ હોય છે.

(૨) આયુષ્ય સિવાયના શેષ કર્મોની ગુણશ્રેણિનો આયામ અનિવૃત્તિકરણ અને અપૂર્વ કરણઅદ્ધા કરતાં પણ કંઈક અધિક કરે છે. એનું શીર્ષ સ્થિર હોય છે. એટલે ઉત્તરોત્તર સમયે નીચે–નીચેથી એક–એક નિષેક ક્ષીણ થતાં શેષ–શેષ માં ગુણશ્રેણિ નિક્ષેપ થાય છે. અર્થાત્ જેમ–જેમ સમય પસાર થાય છે તેમ–તેમ એનો આયામ એક–એક સમય ઘટતો જાય છે.

(૩) પણ ત્રિવિધ લોભની ગુણશ્રેણિનો આયામ તો એટલો જ રહે છે. તેથી ઉત્તરોત્તર સમયે શીર્ષ ઉપર ઉપર જાય છે.

(૪) ચડતી વખતે ત્રિવિધ લોભમાં જે સર્વઉપશાંતતા પરિણામ પેદા કરેલો તે, પડતી વખતે સૂ.સંપરાયના પ્રથમ સમયે એક જ સમયમાં નાબુદ થઈ જાય છે. અને ત્રિવિધલોભ અનુપશાંત થઈ જાય છે.

(૫) એ વખતે સ્થિતિબંધ – જ્ઞાના૦ ૩ – અંતર્મુ૦
નામ–ગોત્ર – ૩૨ મુહૂર્ત
વેદનીય – ૪૮ મુહૂર્ત

(૬) પછીના સમયે (૧૦ માના બીજા સમયે) દલિકોની અપેક્ષાએ ગુણશ્રેણિ અસં૦ ગુણહીન હોય છે. (એટલે કે પ્રથમસમયે જેટલું દલિક ગુણશ્રેણિ રચનાથી ગોઠવાયેલું હોય તેના અસં૦મા ભાગનું જ દલિક બીજા સમયે ગોઠવાય છે. એમ ઉત્તરોત્તર જાણવું) એ સમયે સ્થિતિબંધ પૂર્વસમય જેટલો જ હોય છે, રસબંધ અશુભમાં અનંતગુણ અને શુભમાં અનંતમો ભાગ હોય છે.

(૭) સંજ્વ૦ લોભના ઉદયકાળના ત્રીજાભાગમાં સૂક્ષ્મલોભનો ઉદય હોય છે. એમાં અસં૦ બહુભાગ કિટ્ટિઓ ઉદય પામે છે. એમાં પણ ૧૦ માના પ્રથમ સમયે ઉદય પામેલી કિટ્ટિઓ અલ્પ હોય છે. ઉત્તરોત્તર સમયે વિશેષાધિક હોય છે.

(૮) સૂક્ષ્મ કિટ્ટિવેદનઅદ્ધા પૂર્ણ થાય એટલે ૧૦ મું ગુણઠાણું પૂર્ણ થાય છે. બાદરલોભનો ઉદય થાય છે. નવમા ગુણઠાણાના આ પ્રથમ સમયથી જ મોહનીયકર્મનો અનાનુપૂર્વી સંક્રમ શરુ થાય છે. બે લોભનો સંજ્વ૦લોભમાં સંક્રમ થાય છે.

(૯) ઉદયાવલિકાની બહાર રહેલ સર્વ કિટ્ટિઓ નાશ પામે છે. ઉદયાવલિકામાં રહેલી કિટ્ટિઓ સ્તિબુક સંક્રમથી ભોગવાઈ જાય છે.

(૧૦) સ્પર્ધકસ્વરૂપ લોભનો ઉદય અને સંજ્વ૦ લોભનો બંધ શરૂ થાય છે.

(૧૧) આ વખતે સ્થિતિબંધ આ પ્રમાણે હોય છે-

સંજ્વ૦લોભ - અંતર્મુ૦
ઘાતી૦૩ - દેશોન બે અહોરાત્ર
વેદનીય, નામ, ગોત્ર - દેશોન ૪ વર્ષ

(૧૨) આ પ્રથમસ્થિતિબંધ પૂર્ણ થયા પછી જે બીજો સ્થિતિબંધ થાય છે તે આ પ્રમાણે હોય છે - સંજ્વ૦લોભ - પૂર્વબંધ કરતાં [illegible]

ઘાતી૦૩ - દિવસપૃથક્ત્વ
વેદનીય, નામ-ગોત્ર - સંખ્યાતા હજાર વર્ષ

(૧૩) લોભવેદનાદ્ધાના બીજા ત્રિભાગનો સંખ્યાતમો ભાગ વીતે ત્યારે.

સ્થિતિબંધ - સંજ્વ૦લોભ - મુહુર્ત પૃથક્ત્વ
ઘાતી૦૩ - વર્ષસહસ્ર પૃથક્ત્વ
નામ-ગોત્ર, વેદનીય - સંખ્યાતા હજારવર્ષો

(૧૪) આ રીતે હજારો સ્થિતિબંધ ગયા પછી લોભવેદક અદ્ધા પૂર્ણ થાય છે.

(૧૫) પછીના સમયે અપ્રત્યા૦,પ્રત્યા૦ અને સંજ્વ૦માયાને અપવર્તીને ગુણશ્રેણિ રચના કરે છે. એમાં સંજ્વ૦ માયાની ઉદયસમયથી અને શેષ બે માયા અને ૩ લોભની ઉદયાવલિકા બહાર દલિક રચના કરે છે. ત્રણલોભ અને ત્રણમાયા આ છ એ પ્રકૃતિઓનું ગુણશ્રેણિશીર્ષ એક હોય છે જે માયા વેદકકાળ કરતાં કંઈક અધિક હોય છે. માયા વેદનના સંપૂર્ણકાળ દરમ્યાન એટલા જ આયામ વાળી ગુણશ્રેણિ ઉત્તરોત્તર સમયે રચાયા કરે છે. એટલે કે ગુણશ્રેણિશીર્ષ એક-એક સમય ઉપર જતું જાય છે. શેષકર્મોનો ગુણશ્રેણિનિક્ષેપ તો પૂર્વવત્ શીર્ષને સ્થિરરાખી શેષ-શેષ આયામમાં થાય છે.

(૧૬) આ માયાવેદનકાળે ૩ લોભ અને ૨ માયા સંજ્વ૦માયામાં સંક્રમે છે તેમજ ૩ માયા અને બે લોભ સંજ્વ૦ લોભમાં સંક્રમે છે.

(૧૭) માયાવેદનના પ્રથમ સમયે સ્થિતિબંધ-

સંજ્વ૦માયા-લોભ - ૨ મહિના
શેષ ઘાતી૦૬ - સંખ્યાતા હજારવર્ષો

(૧૮) નવો નવો સ્થિતિબંધ મોહનીયમાં વિશેષાધિક હોય છે, શેષકર્મોમાં સંખ્યાતગુણ હોય છે.

(૧૯) આ રીતે હજારો સ્થિતિબંધ બાદ સંજ્વ૦માયાના વેદનનો ચરમસમય આવે છે. ત્યારે સ્થિતિબંધ - સંજ્વ૦ - અંતર્મુ૦ન્યૂન ૪ મહિના
શેષ ૬ - સંખ્યાતા હજાર વર્ષો

(૨૦) પછીના સમયે ત્રિવિધ માનને અપકર્ષે છે. સંજ્વ૦માનની ઉદયસમયથી અને શેષ બે માનની ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ કરે છે. પ્રતિપતમાન આ જીવને માનોદયકાળ જેટલો હોય એના કરતાં કંઈક અધિક આ ગુણશ્રેણિ કરે છે. હવેથી ત્રિવિધ માયા અને ત્રિવિધ લોભની પણ એટલી જ ગુણશ્રેણિ ઉદયાવલિકાની બહાર કરે છે. જ્ઞાના૦ વગેરે ૬ કર્મોની તો, પડતા જીવે સૂક્ષ્મસંપરાયના પ્રથમ સમયે જે ગુણશ્રેણિ કરી હોય તેના શીર્ષને જ શીર્ષ તરીકે રાખી શેષ-શેષમાં નિક્ષેપ કરવા દ્વારા ગુણશ્રેણિ કરે છે.

(૨૧) નવે કષાયો સંજ્વ૦ માન, માયા, લોભમાં સંક્રમે છે.

(૨૨) માનોદયપ્રથમસમયે સ્થિતિબંધ - સંજ્વ૦ - ૪ મહિના
શેષ ૬ - સંખ્યાતા હજાર વર્ષો

(૨૩) હજારો સ્થિતિબંધ બાદ માનોદયનો ચરમસમય આવે ત્યારે સ્થિતિબંધ - સંજ્વ૦ - અંતર્મુ૦ન્યૂન ૮ મહિના
શેષ ૬ - સંખ્યાતા હજાર વર્ષો

(૨૪) પછીના સમયે ૩ ક્રોધને અપકર્ષે છે. સંજ્વ૦ક્રોધની ઉદય સમયથી અને શેષ બે ક્રોધની તેમજ અન્ય ૯ કષાયોની ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ કરે છે. બારે'ય કષાયોનો ગુણશ્રેણિ નિક્ષેપ જ્ઞાના૦ આદિ શેષકર્મોને તુલ્ય થાય છે. અને તેથી બારે કષાયોનો શેષકર્મોની જેમ શેષ-શેષમાં નિક્ષેપ થાય છે. (પ્રથમ સમયે કરેલી ગુણશ્રેણિનું શીર્ષ સ્થિર રહે અને પછીના સમયોમાં એ જ શીર્ષને શીર્ષ તરીકે રાખી નીચેથી ૧-૧ સમય કપાતો જતો હોવાથી શેષ-શેષ આયામમાં ગુણશ્રેણિ નિક્ષેપ થાય એને શેષ-શેષમાં નિક્ષેપ થયો કહેવાય છે.)

(૨૫) પ્રથમસમયક્રોધવેદકને બારે કષાયોનો ૪ સંજ્વ૦માં સંક્રમ હોય છે.

(૨૬) ત્યારે સ્થિતિબંધ- સંજ્વ૦ ૪ - ૮ મહીના
શેષ ૬ - સંખ્યાતા હજારવર્ષો

(૨૭) સંખ્યાતા હજારો સ્થિતિબંધ પછી મોહનીયના ચતુર્વિધબંધનો ચરમ સમય આવે છે. એ વખતે સ્થિતિબંધ- સંજ્વ૦૪- અંતર્મુ૦ન્યૂન ૬૪ વર્ષ
શેષ ૬ - સંખ્યાતા હજારવર્ષો

(૨૮) પછીના સમયે પુ.વેદના બંધ- ઉદયનો પ્રારંભ થાય છે.

(૨૯) એ જ સમયે સાતે નોકષાયોનો સર્વોપશમ પરિણામ નષ્ટ થઈ જાય છે. અને અપવર્તનાથી પુ.વેદની ઉદય સમયથી અને શેષ ૬ ની ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ થાય છે. બાર કષાયો અને જ્ઞાના૦ વગેરે ૬ કર્મોની ગુણશ્રેણિ જેટલી જ આ ૭ ની પણ ગુણશ્રેણિ થાય છે. તેમજ શેષ-શેષમાં નિક્ષેપ થાય છે.

(૩૦) સવેદીના પ્રથમ સમયે સ્થિતિબંધ- પુ.વેદ - ૩૨ વર્ષ
૪ સંજ્વ૦ - ૬૪ વર્ષ
શેષ ૬ - સંખ્યાતા હજાર વર્ષો

(૩૧) આ પ્રથમ સમયથી પુ.વેદ અનુપશાંત છે. સ્ત્રીવેદ હજુ ઉપશાંત છે. એ પણ અનુપશાંત થાય એ સમયથી પૂર્વના સમય સુધીના સવેદીપણાંના કાળના સંખ્યાતા બહુભાગ પસાર થાય ત્યારે નામ, ગોત્ર અને વેદનીયકર્મનો અસં૦ વર્ષ સ્થિતિબંધ થાય છે.

(૩૨) ત્યારે અલ્પબહુત્વ- મોહનીય - અલ્પ
જ્ઞાના૦ ૩ - s
નામ-ગોત્ર - a
વેદનીય - v

(૩૩) હજારો સ્થિતિબંધ બાદ એક જ સમયમાં સ્ત્રીવેદ અનુપશાંત થઈ જાય છે. અને તેની ઉદયાવલિકા બહાર શેષકર્મોને તુલ્ય ગુણશ્રેણિ થાય છે, શેષ-શેષમાં નિક્ષેપ થાય છે.

(૩૪) સ્ત્રીવેદ જે સમયે અનુપશાંત થયો તે સમયથી, નપુંસકવેદ અનુપશાંત થવાના સમય સુધીના વચલા કાળના સંખ્યાત બહુભાગ પસાર થાય ત્યારે

જ્ઞાના૦૩નો અસં૦વર્ષ સ્થિતિબંધ થાય છે. એ વખતે સ્થિતિબંધનું અલ્પબહુત્વ –

| | | |
|---|---|---|
| મોહનીય | - | અલ્પ |
| જ્ઞાના૦ ૩ | - | a |
| નામ-ગોત્ર | - | a |
| વેદનીય | - | v |

(૩૫) જે સમયથી જ્ઞાના૦૩નો અસં૦વર્ષ સ્થિતિબંધ થાય છે એ જ સમયથી કેવલદ્વિક વિનાની જ્ઞાના૦૧૨ નો (દેશઘાતી) બે ઠા. રસ બંધાવો શરુ થાય છે.

(૩૬) સંખ્યાતા હજારો સ્થિતિબંધ પછી નપું૦વેદ અનુપશાંત થાય છે. ઉદયાવલિકાની બહાર શેષકર્મોને તુલ્ય ગુણશ્રેણિ થાય છે.

(૩૭) નપું૦વેદ અનુપશાંત થવાના સમયથી માંડીને અંતરકરણક્રિયાનો કાળ ન આવે ત્યાં સુધીના કાળના સંખ્યાતા બહુભાગ ગયે મોહનીયનો પણ અસં૦વર્ષ નો બંધ થાય છે. ત્યારથી જ મોહનીયના ૨ ઠા. રસના બંધ-ઉદય પ્રવર્તે છે. આ વખતે સ્થિતિબંધમાં અલ્પબહુત્વ–

| | | |
|---|---|---|
| મોહનીય | - | અલ્પ |
| જ્ઞાના૦૩ | - | a |
| નામ-ગોત્ર | - | a |
| વેદનીય | - | v |

(૩૮) પ્રતિપતમાન બધા જીવોને ઉદીરણા માટે ૬ આવલિકાનો નિયમ હોતો નથી. બંધાવલિકા વીત્યે ઉદીરણા થાય છે. ૯ મા ગુણઠાણાથી મોહનીયનો અનાનુપૂર્વી સંક્રમ હોવાથી લોભનો પણ સંક્રમ હોય છે.

(૩૯) હજારો સ્થિતિબંધ પછી વીર્યાન્તરાયનો સર્વઘાતી રસ બંધાય છે.
સ્થિતિબંધ પૃથક્ત્વ પછી મતિ૦- ઉપભોગા૦ સર્વઘાતી બંધાય
સ્થિતિબંધ પૃથક્ત્વ પછી ચક્ષુ૦ સર્વઘાતી બંધાય
સ્થિતિબંધ પૃથક્ત્વ પછી શ્રુત-અચક્ષુ૦ – ભોગા૦ સર્વઘાતી બંધાય
સ્થિતિબંધ પૃથક્ત્વ પછી અવધિદ્વિક- લાભા૦ સર્વઘાતી બંધાય
સ્થિતિબંધ પૃથક્ત્વ પછી મન:પર્યવ૦ – દાના૦ સર્વઘાતી બંધાય છે.

(૪૦) હજારો સ્થિતિબંધ પછી અસં૰સમયપ્રબદ્ધની ઉદીરણા અટકે છે અને સમયપ્રબદ્ધના અસં૰લોકમાં ભાગ જેટલી ઉદીરણા પ્રવર્તે છે. (અર્થાત્ અત્યાર સુધી પ્રત્યેક સમયે, અસં૰ સમયોમાં જેટલું દલિક બંધાય એટલી ઉદીરણા થતી હતી-હવેથી, એક સમયમાં બંધાયેલ દલિકરાશિને અસં૰લોક પ્રદેશ પ્રમાણ રાશિથી ભાગવાથી જે આવે એટલા દલિકોની એક એક સમયમાં ઉદીરણા થાય છે.) આ વખતે સ્થિતિબંધનું અલ્પબહુત્વ પૂર્વવત્ હોય છે.

(૪૧) આ પ્રમાણે હજારો સ્થિતિબંધ ગયા બાદ, એક જ ઝાટકે સ્થિતિબંધનું અલ્પબહુત્વ આવું થઈ જાય છે -

મોહનીય - અલ્પ
નામ-ગોત્ર - a
જ્ઞાના૰૩ - v
વેદનીય - v

(૪૨) સંખ્યાતા હજારો સ્થિતિબંધ આ રીતે ગયા પછી એક ઝાટકે,

મોહનીય - અલ્પ
નામ-ગોત્ર - a
જ્ઞાના૰૩, વેદનીય - v (પરસ્પર તુલ્ય)

(૪૩) સંખ્યાતા હજાર સ્થિતિબંધ પછી એક સાથે,

મોહનીય - અલ્પ
નામ-ગોત્ર - v
જ્ઞાના૰૪ - v

(૪૪) હજારો સ્થિતિબંધ પછી એકી કલમે,

નામ-ગોત્ર - અલ્પ
જ્ઞાના૰૪ - v
મોહનીય - v

(૪૫) પતમાન જીવના સ્થિતિબંધોની આ પ્રક્રિયામાં જ્યારથી અસં૰વર્ષનો બંધ શરુ થાય છે ત્યારથી નવો-નવો બંધ અસં૰ગુણ જાણવો.

(૪૬) ઉપરોક્ત ક્રમે સ્થિતિબંધ થતાં એક સ્થિતિબંધ એવો થાય છે કે જેથી સાતે'ય કર્મોનો સ્થિતિબંધ P/a થી સીધો P/s થઈ જાય છે.

(૪૭) હવેથી નવો-નવો સ્થિતિબંધ સંખ્યાતગુણ થાય છે. આ દરેકમાં સ્થિતિબંધની અપૂર્વ વૃદ્ધિ P/s પ્રમાણ હોય છે.

(૪૮) આવા સંખ્યાત હજારો સ્થિતિબંધ P/s વૃદ્ધિ વાળા પસાર થયા પછી એક સ્થિતિબંધ એવો થાય છે કે જેથી મોહનીયમાં સ્થિતિબંધ ની અપૂર્વ વૃદ્ધિ પલ્યોપમના સંખ્યાતબહુભાગ પ્રમાણ થાય છે ,જ્ઞાના૦ વગેરે ૪ માં દેશોન ૩/૪ પલ્યો૦ જેટલી અને નામ-ગોત્રમાં દેશોન (સંખ્યાતમો ભાગ હીન) ૧/૨ પલ્યો૦ જેટલી વૃદ્ધિ થાય છે. આ વૃદ્ધિ થવાના કારણે થતો મોહનીયનો યત્સ્થિતિબંધ - ૧ પલ્યો૦

જ્ઞાના૦૪ - ૩/૪ પલ્યો૦

નામ-ગોત્ર - ૧/૨ પલ્યો૦ હોય છે.

(૪૯) હવેથી અનિવૃત્તિકરણના શેષ કાળ અને અપૂર્વકરણના સમ્પૂર્ણકાળ દરમ્યાન નવા નવા બંધમાં P/s વૃદ્ધિ હોય છે.

(૫૦) હજારો સ્થિતિબંધ બાદ એકે૦ ને તુલ્ય સ્થિતિબંધ થાય છે. એ જ રીતે હજારો સ્થિતિબંધોના આંતરે આંતરે ક્રમશઃ બેઈ૦,તેઈ૦,ચઉ૦ અને અસંજ્ઞી પચે૦ તુલ્યસ્થિતિબંધ થાય છે.

(૫૧) ત્યારબાદ હજારો સ્થિતિબંધ ગયે અનિવૃત્તિકરણનો ચરમસમય આવે છે. એ વખતે સ્થિતિબંધ અંતઃ કોટિ સાગરો૦ (સાગરોપમ લક્ષપૃથક્ત્વ) હોય છે. (પ્રત્યન્તરમાં અંતઃ કોડના સ્થાને અંતઃ કો.કો.સાગરો છે.)

(૫૨) પછીના સમયે અપૂર્વકરણમાં પ્રવેશ થતાંની સાથે દેશોપશમના, નિદ્ધત્તિ અને નિકાચના કરણ ચાલુ થઈ જાય છે.

(૫૩) એ જ વખતથી મોહનીયનો નવવિધ બંધક બને છે, હાસ્ય-રતિ કે અરતિ શોકમાંથી એક યુગલની ઉદય-ઉદીરણા થાય છે, ભય-જુગુપ્સાનો ઉદય ઉદીરણા ભજનાએ થાય છે.

(૫૪) અપૂર્વકરણકાળનો સંખ્યાતમો ભાગ વીત્યે પરભવસંબંધી (દેવપ્રાયોગ્ય) નામ પ્રકૃતિઓનો બંધ શરુ થાય છે.

(૫૫) હજારો સ્થિતિબંધ પછી કે જ્યારે અપૂર્વકરણના સંખ્યાતબહુભાગ પસાર થઈ ગયા છે ત્યારથી નિદ્રાદ્વિકનો બંધ શરુ થાય છે.

(૫૬) સંખ્યાતા હજારો સ્થિતિબંધ ગયા પછી અપૂર્વકરણનો ચરમસમય આવે છે. અત્યાર સુધી ગુણશ્રેણિ નિક્ષેપ શેષ-શેષમાં હતો.

(૫૭) હવે પછીના સમયે, એટલે કે યથાપ્રવૃત્તકરણના પ્રથમ સમયે, પૂર્વસમયે થયેલી ગુણશ્રેણિના આયામ કરતાં સંખ્યાતગુણ આયામવાળી ગુણશ્રેણિ રચે છે. (યથાપ્રવૃત્તકરણે શ્રેણિનિમિત્તક ગુણશ્રેણિ હોતી નથી. પણ સંયતની યથાપ્રવૃત્તસંયત ગુણશ્રેણિ હોય છે. ઉપશમશ્રેણિ નિમિત્તક ગુણશ્રેણિ કરતાં એનો આયામ સંખ્યાતગુણ હોય છે.) હવેથી અંતર્મુ૦ સુધી એટલા જ આયામ વાળી ગુણશ્રેણિ ઉત્તરોત્તર સમયે કરે છે.(કારણકે આઠમે ગુણઠાણેથી સાતમે આવ્યા બાદ અંતર્મુ.તો સંયમપરિણામ હોય છે. અને સંયતની યથાપ્રવૃત્તસંયતગુણશ્રેણિનો આયામ અવસ્થિત હોય છે.) ત્યારબાદ એ આયામ વધે છે, ઘટે છે કે અવસ્થિત રહે છે. (જો નીચે પડે તો ગુણશ્રેણિ આયામ વધે છે. ક્ષાયિક સમ્ય૦ પામવા વગેરેની પ્રક્રિયા કરે તો આયામમાં હાનિ થાય છે, અન્યથા આયામ અવસ્થિત રહે છે.)

(૫૮) યથાપ્રવૃતકરણના પ્રથમસમયથી ગુણસંક્રમનો વિચ્છેદ થઈ જાય છે. અને યથા યોગ્ય યથાપ્રવૃત્તસંક્રમ કે વિધ્યાતસંક્રમ થાય છે.

(૫૯) ઉપશમશ્રેણિમાં ચડતો જીવ ઉપશામક કહેવાય છે, પડતો જીવ પ્રતિપતમાન કહેવાય છે. ઉપશામકના અપૂર્વકરણના પ્રથમસમયથી પ્રતિપતમાનના અપૂર્વકરણના ચરમ સમય સુધીમાં જેટલો કાળ (૮-૯-૧૦-૧૧-૧૦-૯-૮ ગુણઠાણા સુધીમાં જેટલો કાળ) પસાર થાય છે. તેના કરતાં પણ સંખ્યાતગુણકાળ સુધી હજુ ઉપશમ સમ્યક્ત્વ ટકે છે.

(૬૦) આ ઉપશમસમ્યક્ત્વના કાળમાં કોઈ જીવ અવિરતિ, દેશવિરતિ કે એ બન્ને પણ પામી શકે છે.

(૬૧) આ ઉપશમસમ્યક્ત્વકાળની ૬ આવલિકા શેષ હોય ત્યારે સાસ્વાદન ગુણઠાણું પણ પામી શકે છે. (કષાયપ્રાભૃતચૂર્ણિકારના મતે પણ અનંતા૦ વિસંયોજક જીવ જ ઉપશમશ્રેણિ માંડે છે. એટલે પડતા જીવને પણ અનંતા૦ની સત્તા હોતી તો નથી જ. તેમ છતાં બીજું ગુણઠાણું પામી શકવાનું જે જણાવ્યું છે તેનાથી સૂચિત થાય છે કે 'અન્ય કષાયોના તીવ્ર ઉદયથી પણ બીજું ગુણઠાણું પામી શકાય છે' એ વાત કષાયપ્રાભૃત ચૂર્ણિકારને પણ માન્ય છે. કર્મપ્રકૃતિ ટીપ્પણમાં એ રીતે ખુલાસો પણ છે.)

(૯૨) સાસ્વાદને જઈ મૃત્યુ પામનાર જીવ પણ નિયમા દેવગતિમાં જાય છે, કારણ કે એ પહેલાં જો કોઈ અન્ય આયુષ્ય બાંધી દીધું હોય તો જીવ ઉપશમ શ્રેણિ માંડી શક્તો જ નથી.

આ બધી પ્રરૂપણા પુરુષવેદ અને ક્રોધના ઉદયથી શ્રેણિમાંડનાર જીવને આશ્રીને કહી. પુરુષવેદ અને માનના ઉદયે મંડાતી શ્રેણિમાં નીચે મુજબ ફેરફાર હોય છે -

ઉપશમકજીવ ૭ નોકષાયોને ઉપશમાવે ત્યાં સુધીમાં કોઈ ફરક હોતો નથી. ત્યારબાદ સંજ્વ૦માનને જ વેદતો જીવ સંજ્વ૦ક્રોધને ઉપશમાવે છે. એ વખતે સંજ્વ ક્રોધની પ્રથમસ્થિતિ હોતી નથી. ક્રોધોદયારૂઢજીવ જેટલા કાળમાં સંજ્વ૦ક્રોધને ઉપશમાવે છે એટલા જ કાળમાં આ જીવ પણ એને ઉપશમાવી દે છે. ક્રોધોદયારૂઢ જીવને જ્યાં સંજ્વ૦માનના બંધોદયવિચ્છેદ થાય છે, ત્યાં જ માનોદયારૂઢ જીવને પણ એ વિચ્છેદ થાય છે. અને ત્યાર બાદ પણ ૧ આવલિકા જેટલી સંજ્વ૦માનની પ્રથમસ્થિતિ, હોય છે. એટલે કે સંજ્વ૦માનની પ્રથમસ્થિતિ, ક્રોધોદયારૂઢ જીવ ક્રોધની પ્રથમસ્થિતિ અને પછી માનની પ્રથમસ્થિતિ જેટલી કરે છે એ બન્ને ભેગી જેટલી કરે છે. ત્યાર પછી ઉપશમકની વિધિમાં કોઈ ફર્ક હોતો નથી. પછી પડતા જીવનો વિધિ પણ સંજ્વ૦માયાને વેદે ત્યાં સુધી તુલ્ય જ હોય છે. માનવેદક અદ્ધા માં ફેર પડે છે. ૩ લોભ, ૩ માયા અને ૩ માનનો ગુણશ્રેણિ નિક્ષેપ શેષકર્મોને તુલ્ય કરે છે અને શેષ-શેષમાં નિક્ષેપ કરે છે. ક્રોધોદયે શ્રેણિમાંડીને પડનાર જીવને જેટલો માનોદયકાળ હોય એટલો માનોદયારૂઢ જીવને કાળ પસાર થાય ત્યારે ત્રિવિધક્રોધને એક જ સમયમાં અનુપશાંત કરી શેષકર્મો જેટલી ગુણશ્રેણિ ઉદયાવલિકાની બહાર કરે છે, શેષ-શેષમાં નિક્ષેપ કરે છે. બાકીનું બધું ક્રોધોદયારૂઢવત્

આમ માનોદયારૂઢજીવને ચડતી વખતે યથાપ્રવૃત્તકરણથી પુરુષવેદચરમ ઉદય સુધી કોઈ ફર્ક હોતો નથી. અવેદી પ્રથમસમયથી ક્રોધના ઉપશમના કાળ સુધી તફાવત હોય છે. ત્યાર બાદ માન-માયા-લોભની ઉપશમઅદ્ધામાં, ઉપશાંત ગુણઠાણે, અને પડતી વખતે લોભ-માયા વેદનકાળમાં કોઈ તફાવત હોતો નથી. પછી માનવેદનકાળમાં જ્યાં સુધી ક્રોધ અનુપશાંત નથી થતો ત્યાં સુધી ભિન્નતા હોય છે (શેષકર્મતુલ્ય ગુણશ્રેણિ થાય છે એ તફાવત જાણવો.) પછી ક્રોધની ઉદયસમયથી ગુણશ્રેણિ હોતી નથી, (કારણકે માનોદય જ ચાલુ હોય છે.) કિન્તુ ઉદયાવલિકા બહાર હોય છે. ત્યારપછી કોઈ તફાવત હોતો નથી.

પુ.વેદસાથે માયોદયારૂઢ જીવના વિધિમાં તફાવત-

ક્રોધોદયારૂઢ જીવને ક્રમશઃ ક્રોધ,માન અને માયાની જેટલી પ્રથમસ્થિતિ થાય એટલી માયોદયારૂઢજીવને પહેલેથી જ માયાની થાય. માયાને ભોગવતાં જ ક્રોધ,માન અને માયાને ઉપશમાવે છે. પછી લોભને ઉપશમાવવામાં કોઈ તફાવત નથી.પડતી વખતે લોભવેદનકાળમાં કોઈ ભિન્નતા હોતી નથી. માયાનો ઉદય થાય ત્યારથી જ શેષકર્મોને તુલ્ય ગુણશ્રેણિ કરે અને શેષ-શેષમાં નિક્ષેપ કરે . માયાને ભોગવતાં ભોગવતાં જ યથાક્રમ માન, ક્રોધને સ્વ-સ્વકાળે અપવર્ત્તી ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ કરે.... શેષ ક્રોધારૂઢવત્

લોભથી શ્રેણિમાંડનાર જીવના વિધિમાં તફાવત-

ક્રમશઃ ક્રોધ,માન, માયા અને બાદરલોભની જેટલી પ્રથમસ્થિતિ હોય એટલી અંતરકરણ કરે ત્યારથીજ સંજ્વ૦લોભની પ્રથમસ્થિતિ કરે. એને ભોગવતા ક્રમશઃ ક્રોધ, માન,માયાને ઉપશમાવે. પછી પડતી વખતે ૯ મે આવે ત્યાં સુધી કોઈ તફાવત હોતો નથી. ૯ માના પ્રથમસમયથી જ ત્રણ લોભની શેષકર્મોને તુલ્ય ગુણશ્રેણિ કરે છે. લોભને વેદતાં વેદતાં જ યથાક્રમે શેષ કષાયને અનુપશાંત કરી અપવર્ત્તે છે અને શેષકર્મો ને તુલ્ય ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ કરે છે.

સ્ત્રીવેદ-નપું. વેદથી શ્રેણિ માંડનારની પ્રક્રિયામાં જે ભિન્નતા હોય છે તે આગળ આવી ગઈ છે.

પુ.વેદ અને ક્રોધના ઉદયે ઉપશમશ્રેણિ માંડનાર જીવને અપૂર્વકરણના પ્રથમ સમયથી લઈને પડતી વખતે અપૂર્વકરણના ચરમસમયે આવે ત્યાં સુધીમાં કાળ સાથે સંબંધ ધરાવનાર જે બાબતો હોય છે તેનું કષાયપ્રાભૃતચૂર્ણિમાં આપેલ ૯૯ બોલનું અલ્પબહુત્વ આ પ્રમાણે છે.

ઉપ૦ = ઉપશામક (શ્રેણિમાં ચડતો જીવ)

પ્રતિ૦ = પ્રતિપતમાન (પડતો જીવ)

| | | |
|---|---|---|
| (૧) | અનુભાગખંડને ઉકેરવાનો જઘ૦ કાળ | અલ્પ |
| (૨) | અનુભાગખંડને ઉકેરવાનો ઉત્કૃ૦ કાળ | V |
| (૩) | જઘ. સ્થિતિબંધ અદ્ધા અને સ્થિતિખંડને ઉકેરવાનો જઘ.કાળ | S (પરસ્પર તુલ્ય) |
| (૪) | પ્રતિપતમાનને જઘ૦ સ્થિતિબંધકઅદ્ધા | V |
| (૫) | અંતરકરણક્રિયાકાળ | V |
| (૬) | ઉત્કૃ૦સ્થિતિબંધકઅદ્ધા અને સ્થિતિખંડને ઉકેરવાનો ઉત્કૃ.કાળ | V (પરસ્પર તુલ્ય) |

| | | |
|---|---|---|
| (૭) | સૂ.સંપરાયના ચરમસમયે ગુણશ્રેણિ આયામ[8] | S |
| (૮) | ઉપશાંત કષાયનો ગુણશ્રેણિ આયામ | S |
| (૯) | પ્રતિપતમાનનો સૂ.સંપરાયકાળ | S |
| (૧૦) | પ્રતિપતમાનની સૂ.સંપરાયે થતી લોભની ગુણશ્રેણિનો આયામ | V |
| (૧૧) | ઉપશામકનો સૂ. સંપરાયકાળ, કિટ્ટિઓને ઉપશમાવ-વાનોકાળ અને સૂ.સંપરાયની પ્રથમસ્થિતિ | V (પરસ્પર તુલ્ય) |
| (૧૨) | ઉપશામકની કિટ્ટીકરણઅદ્ધા[9] | V |
| (૧૩) | પ્રતિ૦ને બાદર સાંપરાયિક લોભવેદકઅદ્ધા | S |
| (૧૪) | તેનો જ ત્રિવિધલોભ ગુણશ્રેણિ આયામ | V |
| (૧૫) | ઉપ૦ બા.સંપરાય લોભવેદક અદ્ધા | V |
| (૧૬) | ઉપ૦ બા.લોભની પ્રથમસ્થિતિ[10] | V |
| (૧૭) | પ્રતિ૦ લોભવેદક અદ્ધા | V |
| (૧૮) | પ્રતિ૦ માયાવેદક અદ્ધા | V |

૮. અપૂર્વકરણના પ્રથમસમયે સાતે કર્મોની ગુણશ્રેણિ કરેલી તેનો આયામ અપૂર્વકરણ અને અનિવૃત્તિ કરણ કરતાં વિશેષાધિક કહેલ છે. સૂક્ષ્મસંપરાયકાળ અને તેના ચરમસમયે થતી ગુણશ્રેણિ નું શીર્ષ એ બેના સરવાળા જેટલો એ વિશેષાધિક હોય છે. એટલે કે આ સૂક્ષ્મસંપરાયના ચરમસમયે ગુણશ્રેણિનું જે શીર્ષ હોય છે એ જ અપૂર્વકરણના પ્રથમ સમયે થયેલ ગુણશ્રેણિનું શીર્ષ હોય છે. અપૂર્વકરણ વગેરેમાં જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ ગુણશ્રેણિનો આયામ નીચેથી ૧-૧ સમય કપાતો જાય છે અને શેષ-શેષમાં નિક્ષેપ થાય છે. આમ આયામ ઘટતાં ઘટતાં સૂ. સંપરાયના ચરમસમયે જેટલો રહે છે તેનો આ ૭ મા બોલમાં ઉલ્લેખ છે. આને જ ગુણશ્રેણિશીર્ષ કહે છે. (મોહનીયકર્મમાં અંતર પાડતી વખતે આ શીર્ષ પણ ઉકેરાય જાય છે.)
ઉપશમકની ગુણશ્રેણિનો આ જઘ૦ આયામ છે. અપૂર્વકરણે પ્રથમસમયે એનો જે આયામ હોય છે તે ઉત્કૃ૦ હોય છે. ગુણશ્રેણિની પ્રરૂપણામાં ઉપશામકનો ગુણશ્રેણિ આયામ ઉપશાંતની ગુણશ્રેણિના આયામ કરતાં સંખ્યાતગુણ જે કહેલ છે તે ઉપશામકની ગુણશ્રેણિના ઉત્કૃ. આયામની અપેક્ષાએ જાણવું. આ આયામનો ઉલ્લેખ આગળ ૪૫ મા બોલમાં છે. ઉપશામકની ગુણશ્રેણિના જઘ. આયામની અપેક્ષાએ ઉપશાંતની ગુણશ્રેણિનો આયામ સંખ્યાત ગુણ હોય છે જેનો ઉલ્લેખ ૮ મા બોલમાં છે.

૯ લોભવેદનકાળના પ્રથમસમયે બા૦લોભની જેટલી પ્રથમસ્થિતિ કરે છે તેના કરતાં કિટ્ટિવેદનઅદ્ધા (૧૦ મા ગુણઠાણાનો કાળ) કંઈક ન્યૂન અડધા જેટલી હોય છે એવો ક.પ્રા. ચૂર્ણિનો મત છે. તેથી કિટ્ટીકરણઅદ્ધા V હોય છે, તુલ્ય નહીં.

૧૦ ઉદયવિચ્છેદ પછીપણ પ્રથમસ્થિતિ ૧ આવલિકા જેટલી શેષ રહેતી હોવાથી.

| | | |
|---|---|---|
| (૧૯) | પ્રતિ૦ માયાવેદકને ૬ કષાયોનો ગુણશ્રેણિ આયામ | v |
| (૨૦) | પ્રતિ૦ માનવેદક અદ્ધા | v |
| (૨૧) | પ્રતિ૦ માનવેદકને ૯ કષાયોનો ગુણશ્રેણિ આયામ | v |
| (૨૨) | ઉપ૦ માયાવેદક અદ્ધા | v |
| (૨૩) | માયાની પ્રથમસ્થિતિ[૧૦] | v |
| (૨૪) | માયાની ઉપશમનાદ્ધા[૧૧] | v |
| (૨૫) | ઉપ૦ માનવેદક અદ્ધા | v |
| (૨૬) | માનની પ્રથમસ્થિતિ[૧૦] | v |
| (૨૭) | માનની ઉપશમનાદ્ધા[૧૧] | v |
| (૨૮) | ક્રોધની ઉપશમનાદ્ધા | v |
| (૨૯) | હાસ્યાદિ ૬ ઉપશમનાદ્ધા | v |
| (૩૦) | પુ.વેદ ઉપશમનાદ્ધા | v |
| (૩૧) | સ્ત્રીવેદ ઉપશમનાદ્ધા | v |
| (૩૨) | નપું.વેદ ઉપશમનાદ્ધા | v |
| (૩૩) | ક્ષુલ્લકભવગ્રહણ | v |
| (૩૪) | ઉપશાંતઅદ્ધા (૧૧ મા ગુણઠાણાનોકાળ) | દ્વિગુણ |
| (૩૫) | પુ. વેદ પ્રથમસ્થિતિ | v |
| (૩૬) | સંજ્વ૦ક્રોધ પ્રથમસ્થિતિ | v |
| (૩૭) | મોહનીયકર્મને ઉપશમાવવાનો કાળ[૧૨] | v |
| (૩૮) | પ્રતિ૦ અંસં૦ સમયપ્રબદ્ધ ઉદીરણા જ્યાં સુધી ચાલે છે તે કાળ | v |

૧૧ ઉદયવિચ્છેદ પછી ૧ આવલિકા પ્રથમસ્થિતિ હોય છે અને તે પછી પણ સમયન્યૂન આવલિકા સુધી હજુ ઉપશમાવવાનું ચાલુ રહે છે. તેથી.

૧૨ અંતરકરણક્રિયા પૂર્ણ થયા પછીના સમયથી ઉપશમાવવાનું ચાલુ થાય છે. સંજ્વ૦ક્રોધની પ્રથમસ્થિતિ પૂર્ણ થાય ત્યા સુધીમાં નપું.વેદ, સ્ત્રીવેદ,હાસ્યાદિ ૬, પુ. વેદ અને લગભગ સંજ્વ૦ક્રોધ ઉપશમી જાય છે. ત્યારબાદ પણ માન,માયા અને લોભને ઉપશમાવે છે જેમાં ૧૦ મા ગુણઠાણાના ચરમ સમય સુધી જીવ પહોંચી જાય છે. એટલે કે અંતરકરણક્રિયા પૂર્ણ થાય ત્યાંથી ૧૦માના ચરમસમય સુધી નો કાળ એ મોહનીયને ઉપશમાવવાનો કાળ છે જે સંજ્વ૦ક્રોધની પ્રથમસ્થિતિથી v છે.

| | | |
|---|---|---|
| (૩૯) | ઉપ૰ ને અસં૰ સમયપ્રબદ્ધ ઉદીરણા ચાલવાનો કાળ | V |
| (૪૦) | પ્રતિ૰ અનિવૃત્તિ૰કાળ | S |
| (૪૧) | ઉપ૰ અનિવૃત્તિ૰કાળ | V |
| (૪૨) | પ્રતિ૰ અપૂર્વ૰કાળ | S |
| (૪૩) | ઉપ૰ અપૂર્વ૰કાળ | V |
| (૪૪) | પ્રતિ૰ ઉત્કૃ૰ ગુણશ્રેણિઆયામ | V |
| (૪૫) | ઉપ૰ અપૂર્વકરણે પ્રથમસમયકૃત ગુણશ્રેણિ આયામ (ઉપ૰નો ઉત્કૃ૰) | V |
| (૪૬) | ઉપ૰ ક્રોધવેદક અદ્ધા | S |
| (૪૭) | યથાપ્રવૃત્ત સંયતનો ગુણશ્રેણિ આયામ | S |
| (૪૮) | દર્શનમોહની ઉપશાંત અદ્ધા | S |
| (૪૯) | ચારિત્રમોહ ઉપશમનામાં અંતર માટે ઉકેરાતી સ્થિતિઓ (=અંતર) | S |
| (૫૦) | દર્શનમોહનીયનું અંતર | S |
| (૫૧) | જઘ૰ અબાધા | S |
| (૫૨) | ઉત્કૃ૰અબાધા | S |
| (૫૩) | ઉપ૰ મોહનીયનો જઘ૰સ્થિતિબંધ | S |
| (૫૪) | પ્રતિ૰ મોહનીયનો જઘ૰ સ્થિતિબંધ | S |
| (૫૫) | ઉપ૰ જ્ઞાના૰૩ જઘ૰ સ્થિતિબંધ | S |
| (૫૬) | પ્રતિ૰ જ્ઞાના૰૩ જઘ૰ સ્થિતિબંધ | S |
| (૫૭) | અંતમુહૂર્ત (ઉત્કૃ૰અંતર્મુ૰) | S |
| (૫૮) | ઉપ૰ નામ–ગોત્ર જઘ૰ સ્થતિબંધ | S ૧૬મુ૰ |
| (૫૯) | ઉપ૰ વેદનીય જઘ૰ સ્થિતિબંધ | V ૨૪ મુ૰ |
| (૬૦) | પ્રતિ૰ નામ–ગોત્ર જઘ૰ સ્થિતિબંધ | V ૩૨મુ૰ |
| (૬૧) | પ્રતિ૰ વેદનીય જઘ૰ સ્થિતિબંધ | V ૪૮ મુ૰ |
| (૬૨) | ઉપ૰ સંજ્વ૰માયા જઘ૰ સ્થિતિબંધ | S ૧ મહિનો |
| (૬૩) | પ્રતિ૰ સંજ્વ૰માયા જઘ૰ સ્થિતિબંધ | દ્વિગુણ, ૨ મહિના |

## સાદિ-અનાદિ પ્રરૂપણા-

જે મૂળ-ઉત્તર પ્રકૃતિઓની સત્તા અનાદિ-સાંત હોય છે તેઓની દેશોપશમના ૪ પ્રકારે-

મૂળપ્રકૃતિઓ આઠેયના ચાર પ્રકાર...

| | |
|---|---|
| અનાદિ મિથ્યાત્વીને | અનાદિ |
| અભવ્યને | અનંત |
| ભવ્યને | સાન્ત |
| ૯ મે જઈ પડનારને | સાદિ |

ઉત્તરપ્રકૃતિઓ- ઉદ્‌વલ્યમાન ૨૩ + જિનનામ + ૪ આયુ૦ અધ્રુવસત્તાક હોવાથી સાદિ-સાન્ત જ

શેષ ૧૩૦ ધ્રુવસત્તાક પ્રકૃતિઓની ચારે પ્રકારે.....

મિથ્યા૦ અનંતા૦- પોતપોતાના અપૂર્વકરણની ઉપર જઈ પડનારને સાદિ હોય, શેષ સુગમ

શેષ કર્મોની- ૯ મે જઈ પડનારને સાંદિ

પ્રકૃતિસ્થાનદેશોપશમના- સામાન્યથી જે સત્તાસ્થાન હોય તે બધા મળે.

મોહનીય કર્મ- ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૧
શેષ સત્તાસ્થાનો અનિવૃત્તિકરણે હોવાથી દેશોપશમના હોતી નથી.

નામકર્મ- પ્રકૃતિસ્થાનસંક્રમમાં જે સ્થાનો કહ્યા હતા તે યશનામ સાથે અહીં સમજવા.

માટે ૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫, ૯૩, ૮૪, ૮૨
આમાંના પ્રથમ ૪ સામાન્યથી ૮ માના અંત સુધી હોય.
છેલ્લા ૩ એકેન્દ્રિયાદિને હોય, પણ શ્રેણિમાં ન હોય.

જ્ઞાનાવરણ, દર્શના૦, વેદનીય અને અંતરાયમાં અનુક્રમે ૫, ૯, ૨ અને ૫ પ્રકૃતિઓનું ૧-૧ પ્રકૃતિસ્થાન જાણવું. શેષ સત્તાસ્થાનો ૯ મે કે ઉપર હોવાથી દેશોપશમના હોતી નથી.

આયુષ્યમાં ભવાંતર આયુ બંધાયા પછી બે પ્રકૃતિઓ સત્તામાં હોવાથી (બન્નેમાં દેશોપશમના ચાલુ હોવાથી) બેનું પ્રકૃતિસ્થાન અને એ પૂર્વે ૧ નું૦

ગોત્રમાં ૨ ની સત્તાવાળાને ૨ નું, ૧ ની સત્તાવાળાને ૧ નું. આમ આયુ-ગોત્રમાં બબ્બે પ્રકૃતિસ્થાન છે.

સ્થિતિઉપશમના- ઉત્કૃ. સ્થિતિસંક્રમના જે સ્વામી કહ્યા તે જ ઉત્કૃ૦સ્થિતિ દેશોપશમનાના મૂળ-ઉત્તરપ્રકૃતિમાં સ્વામી જાણવા.

પણ જઘ૦ સ્થિતિદેશોપશમના અભવ્યપ્રાયોગ્ય જઘ૦સ્થિતિ કે જે એકે૦માં હોય છે, ત્યાં તે જાણવી૦

કિન્તુ ઉદ્‌વલ્યમાન <u>૨૩</u> માં ચરમખંડ જે P/a શેષ હોય ત્યારે એના ચરમસમયે જઘ૦સ્થિતિદેશોપશમના કરે. જિનનામની જઘ૦ સ્થિતિદેશોપશમના અપૂર્વકરણના ચરમસમયે જાણવી.

અનુભાગદેશોપશમના- અનુભાગસંક્રમવત્

એટલે કે નરાયુ તિર્યંચાયુ અને આતપ આ ૩નો સત્તામાં ૩/૪ ઠાણીયો રસ હોવા છતાં ઉદ્‌વ૦, અપવ૦ અને અન્યપ્રકૃતિનયન સંક્રમણ જેમ માત્ર ૨ ઠા. રસનાં જ થાય છે તેમ દેશોપશમના પણ (અને તેથી નિદ્ધત્તિ- નિકાચના પણ) ૨ ઠાણીયા રસની જ જાણવી.

શુભપ્રકૃતિઓની ઉત્કૃ૦ અનુભાગદેશોપ૦ અપૂર્વકરણે લેવી.

અશુભપ્રકૃતિઓની ઉત્કૃ૦ અનુભાગ દેશોપ૦ મિથ્યાત્વીને જાણવી.

<u>જઘ૦</u> જ્ઞાનાવરણીયાદિમાં અભવ્યસિદ્ધિ પ્રાયોગ્ય જઘ૦ રસની જઘ૦ રસદેશોપ૦ જાણવી.

પ્રદેશદેશોપશમના- પ્રદેશસંક્રમવત્

જ્યાં પ્રદેશસંક્રમ અનિવૃત્તિકરણાદિમાં મળતો હોય ત્યાં જઘ૦ પ્રદેશ દેશોપશમના અપૂર્વકરણે જાણવી.



## નિધત્તિ-નિકાચના કરણ

ઉદ્વ૦ અને અપવ૦ સિવાયનું કોઈ કરણ સત્તાગત દલિકોને લાગી ન શકે એવી અવસ્થાવાળા કરવા તે નિધત્તિકરણ છે. એકેય કરણ લાગી ન શકે એવા કરવા તે નિકાચના કરણ છે.

શેષ ભેદ સ્વામી વગેરે પ્રરૂપણા દેશોપશમના તુલ્ય જાણવી.

જ્યાં ગુણશ્રેણિ હોય છે, ત્યાં સામાન્યથી દેશોપ૦, નિધત્તિ, નિકાચના અને યથાપ્રવૃત્તસંક્રમ પણ હોય છે. તેથી હવે તેના પ્રદેશોનું અલ્પબહુત્વ

| | | |
|---|---|---|
| ગુણશ્રેણિથી રચાતું દલિક | - | અલ્પ |
| દેશોપશમના પામતું દલિક | - | a |
| નિધત્ત થતું દલિક | - | a |
| નિકાચિત થતું દલિક | - | a |
| યથાપ્રવૃત્તસંક્રમથી સંક્રમતું દલિક | - | a |

આઠ કરણોના અધ્યવસાયો-

| | | |
|---|---|---|
| સ્થિતિબંધ અધ્ય૦ સ્થાનો | - | અલ્પ |
| ઉદીરણાના અધ્ય૦સ્થાનો | - | a |
| સંક્રમણ, ઉદ્વ૦, અપવ૦ અધ્ય૦સ્થાનો | - | a |
| ઉપશમના અધ્ય૦ સ્થાનો | - | a |
| નિધત્તિ અધ્ય૦સ્થાનો | - | a |
| નિકાચના અધ્ય૦ સ્થાનો | - | a |

**કરણાષ્ટકં સમાપ્તમ્**

શ્રા અહનમ

तस्मै श्रीं गरवे नम

ऐं नम.

# अथ उदयाधिकारः

ઉદયાધિકાર મુખ્યતયા ઉદીરણાને તુલ્ય છે. પ્રકૃતિઉદય, સ્થિતિઉદય, અનુભાગોદય, પ્રદેશઉદય એમ ૪ ના મૂળપ્રકૃતિ-ઉત્તરપ્રકૃતિ ભેદે બબ્બે ભેદ, સ્વામિત્વ, સાદિ-અનાદિ પ્રરૂપણા વગેરે બધું ઉદીરણા પ્રમાણે જાણી લેવું. કારણ કે જ્યાં ઉદય હોય છે ત્યાં સામાન્યથી ઉદીરણા પણ હોય છે, જ્યાં ઉદીરણા હોય છે ત્યાં ઉદય હોય છે. તેમ છતાં પ્રકૃતિઉદય વગેરેમાં જે થોડી ઘણી વિશેષતા છે તે નીચે મુજબ-

પ્રકૃતિઉદય - ૪૧ પ્રકૃતિઓમાં ક્યારેક ઉદીરણા વિના જ ઉદય હોવો પણ સંભવ છે.

| | |
|---|---|
| જ્ઞાના૦૧૪, સંજ્વ૦લોભ સમયક્ત્વ૦ | સ્વસ્વ સત્તાવિચ્છેદ પૂર્વેની ૧ આવલિકા ઉદીરણા ન હોય, માત્ર ઉદય હોય છે. |
| મિથ્યા૦, ૩ વેદ - | પ્રથમસ્થિતિની ૧ આવલિકા શેષ હોય ત્યારે. |
| ૪ આયુ૦ - | સ્વ સ્વ ની ચરમ આવલિકા મનુ૦ આયુ૦માં અપ્રમત્તાદિને પણ માત્ર ઉદય. |
| શાત-અશાત - | અપ્રમત્તાદિને માત્ર ઉદય. |
| ૫ નિદ્રા - | શરીરપર્યાપ્ત થયાના પછીના સમયથી ઈન્દ્રિયપર્યા૦ થવા સુધી માત્ર ઉદય.* |
| મનુ૦ગતિ, પંચે૦, ત્રસત્રિક, સુભગ-આદેય-યશ ઉચ્ચ૦જિન - | ૧૪ મે ગુણઠાણે માત્ર ઉદય.... |

સ્થિતિઉદય - બે પ્રકારે- સ્થિતિક્ષયે અને પ્રયોગથી.

કાળ પસાર થતાં થતાં સ્વાભાવિક રીતે જેની સ્થિતિ ક્ષીણ થવાથી જે સ્થિતિ

* શરીરપર્યાપ્તિ પૂર્વે નિદ્રાદ્વિકના ઉદય-ઉદીરણા બન્ને હોતા નથી. આ મુખ્યમત છે. મતાંતરે શરીરપર્યાપ્તિ પૂર્વે આ બન્ને હોય છે, માત્ર શરીર પર્યા૦ અને ઈન્દ્રિયપર્યા૦ની વચમાં જ એકલો ઉદય હોય છે.

ભોગવાય છે તે સ્થિતિક્ષયે થનાર <u>સ્વભાવઉદય</u> છે. સ્વાભાવિક રીતે સ્થિતિ હજુ ક્ષીણ થઇ ન હોવા છતાં ઉદીરણાકરણરૂપ પ્રયોગથી દલિકોનો ઉદયાવલિકામાં પ્રક્ષેપ કરીને જે ભોગવાય છે તે <u>પ્રયોગ ઉદય</u> અથવા <u>ઉદીરણા ઉદય</u> કહેવાય છે.

આમ જે નિષેકોમાંથી ઉદીરણા થાય છે તે બધી સ્થિતિઓના દલિકો પણ ઉદય પામતા હોવાથી એ સ્થિતિઓ પણ ઉદયયોગ્ય સ્થિતિઓ કહેવાય છે. ઉદયસમય ઉદયયોગ્ય હોવા છતાં ઉદીરણાયોગ્યહોતા નથી. તેથી ઉદીરણાયોગ્ય સ્થિતિઓ કરતાં ઉદયયોગ્ય સ્થિતિઓ કરતાં ઉદયયોગ્ય સ્થિતિઓ ૧ નિષેક જેટલી અધિક હોય છે. તેથી ઉત્કૃ. સ્થિતિ ઉદય ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા કરતાં ૧ સમય અધિક હોય છે.

જઘન્યસ્થિતિ ઉદય → જે ૪૧ પ્રકૃતિઓમાં ઉદીરણા વિના પણ ઉદયની સંભાવના છે તેમાંની નિદ્રાપંચક સિવાયની <u>૩૬ પ્રકૃતિઓનો</u> જઘ. સ્થિતિ ઉદય ૧ સમયમાત્રનો ચરમ ઉદયાવલિકાવગેરેમાં મળે છે. નિદ્રાપંચકમાં ઉદીરણા વિના પણ જ્યારે ઉદય હોય છે ત્યારે પણ અપવર્તનાથી ઉપરના નિષેકોનું દલિક ઉદયસમય સુધી આવી ભોગવાતું હોવાથી એ નિષેકોનો પણ સ્થિતિઉદય હોવાથી ૧ સમયમાત્રનો સ્થિતિઉદય મળતો નથી.

શેષ પ્રકૃતિઓમાં જે જઘ.સ્થિતિઉદીરણા છે તેના કરતાં ૧ સમય અધિક જઘ. સ્થિતિ ઉદય જાણવો.

અનુભાગઉદય - આની પ્રરૂપણા પણ અનુભાગોદીરણા જેવી જાણવી.

માત્ર જ્ઞાના૦ ૧૪, ૩ વેદ, સંજ્વ૦લોભ અને સમ્ય૦મોહનીય <u>આ ૧૯ પ્રકૃતિઓમાં</u> ચરમસમયે જઘ૦ અનુભાગઉદય હોય છે. ચરમઉદીરણાએ જે ઉદય હોય છે એના કરતાં પણ ચરમઉદયે જઘ૦અનુભાગ ઉદય હોય છે.

પ્રદેશોદય - ૨ દ્વાર સાદ્યાદિપ્રરૂપણા અને સ્વામિત્વ.

(૧) સાદ્યાદિપ્રરૂપણા-

મૂળપ્રકૃતિ - <u>મોહનીય-આયુ વિના ૬ કર્મો-</u>

અજઘ૦ પ્રદેશોદય સાદ્યાદિ ૪ પ્રકારે → ક્ષપતિકર્માંશ દેવ સંક્લેશમાં ઉત્કૃ. સ્થિતિ બાંધવી શુરુ કરે ત્યારે ઉત્કૃ. દલિકોની ઉદ્વર્તના થવાથી નીચેના નિષેકો વધુ ખાલી થાય છે. બંધાન્તે કાળ કરીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય ત્યારે

પ્રથમ સમયે એક સમય માટે જઘ૦ પ્રદેશોદય હોય છે. બીજા વગેરે સમયોમાં ઉત્તરોત્તર અસં.ગુણ-અસં.ગુણ યોગ હોવાથી ઉદીરણા કરણથી પ્રચુર દલિકો આવવાના કારણે જઘ. પ્રદેશોદય મળતો નથી. તેથી ૬ × ૪ = ૨૪ ભાંગા......

આ ૬નો અનુત્કૃષ્ટ પ્રદેશોદય સાદિ વિના ૩ પ્રકારે. ગુણશ્રેણિના શીર્ષે વર્તમાન ગુણિતકર્માંશ જીવને ચરમઉદયે ૧ સમય માટે ઉત્કૃ. પ્રદેશોદય હોય છે. એ પછી ક્યારેક ઉદય ન થવાથી અનુ૦ની સાદિ મળતી નથી. તેથી ૬ × ૩ = ૧૮ ભાંગા.

આ ૬ જઘ૦ ઉત્કૃ૦ વિકલ્પો સાદિ-સાન્ત બબ્બે પ્રકારે.

તેથી ૬ × ૨ × ૨ = ૨૪ ભાંગા... કુલ ૨૪ + ૧૮ + ૨૪ = ૬૬ ભાંગા.

<u>મોહનીયકર્મ-</u> અજઘ૦ અને અનુત્કૃ૦ ચારે પ્રકારે મળે છે.

ઉપશાંતમોહ ગુણઠાણેથી પડતા ક્ષપિતકર્માંશજીવને એ પડવાની પ્રથમાવલિકાના ચરમસમયે જઘ૦ પ્રદેશોદય હોય છે. કારણકે આ આવલિકા અંતરકરણની અંદર સમાવિષ્ટ હોવાથી જ્યારે પડે છે ત્યારે એમાં, બીજી સ્થિતિમાંથી સૂક્ષ્મકિટ્ટીકૃત દલિકોને ખેંચી પ્રથમસ્થિતિ જે બનાવે છે એની પ્રથમ આવલિકામાં ગોપુચ્છાકારે દલિક રચના કરતો હોવાથી આવલિકાના ચરમસમયે સર્વાલ્પ દલિકો હોય છે. એ પછીના સમયથી ગુણશ્રેણિક્રમે દલિકો ગોઠવાયા હોવાથી જઘ૦ મળે નહીં. તેથી અજઘ૦નો સાદિ ભાંગો મળે છે. અથવા ઉપશમશ્રેણિમાં ઉદયવિચ્છેદ થયા બાદ પુન: ઉદય સાદિ ભાંગો મળે છે.

ગુણિતકર્માંશ જીવને ક્ષપકશ્રેણિમાં ૧૦ માના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે, એ સિવાયનો બધો અનુત્કૃ. હોય છે. તેથી ૧૧ મેથી પડનારને પુન: જે ઉદય થાય તે અનુત્કૃષ્ટના સાદિ તરીકે મળે છે.

તેથી મોહનીયના ૪ + ૪ + ૨ + ૨ = ૧૨ ભાંગા, <u>આયુષ્યના</u> ચારેય વિકલ્પોના સાદિ-સાન્ત બબ્બે ભાંગા.... કુલ ૮ ભાંગા

મૂળપ્રકૃતિના કુલ ૬૬ + ૧૨ + ૮ = ૮૬ ભાંગા...

ઉત્તરપ્રકૃતિ-

<u>મિથ્યાત્વ-</u> અજઘ૦ અનુત્કૃ૦ ના ચાર ચાર ભાંગા.

અંતરકરણકરીને પ્રથમ સમ્યક્ત્વ પામેલો ક્ષપિતકર્માંશ જીવ મિથ્યાત્વે આવે અને અંતરને પૂરવા જે નિષેકરચના ગોપુચ્છાકારે કરે છે તેના ચરમસમયે જઘ૦ પ્રદેશોદય હોય છે, એ સિવાયનો બધો અજઘ. હોવાથી ચારે ભાંગા મળે છે.

ગુણિતકર્માંશ દેશવિરત જીવ સર્વવિરતિ પામીને એની ગુણશ્રેણિ એવી રીતે કરે કે જેથી પૂર્વે દેશવિરતિની અધિક આયામવાળી કરેલી ગુણશ્રેણિનું જ્યાં શીર્ષ હોય ત્યાં જ આ સર્વવિરતિની અલ્પ આયામવાળી ગુણશ્રેણિનું શીર્ષ આવે. ત્યાર બાદ મિથ્યાત્વે જાય અને આ શીર્ષે ઉત્કૃ. પ્રદેશોદય હોય છે આ સિવાયનો બધો અનુત્કૃ. હોવાથી ચારે ભાંગા મળે છે.

તેથી મિથ્યાત્વના ૧૨ ભાંગા




<u>શેષ ધ્રુવોદયી ૪૭ ના</u> જ્ઞાનાવરણાદિની જેમ જેમ અજઘ૦ના ૪-૪ ભાંગા હોય છે. ક્ષપિતકર્માંશ સંક્લિષ્ટ દેવ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધવાનો પ્રારંભ કરેલ એટલે ઘણા દલિકોની ઉદ્‌વર્તના થાય છે. બંધાન્તે કાળ કરી એકે૦ માં જાય. ત્યાં પ્રથમસમયે જઘ૦ પ્રદેશોદય હોય છે. વિશેષમાં

<u>અવધિદ્વિક</u> → એ જ સંક્લિષ્ટ દેવને દેવભવમાં જ બંધાવલિકાના ચરમસમયે જઘ. પ્રદેશોદય હોય છે.

આ ૪૭નો ઉત્કૃ. પ્રદેશોદય ગુણિતકર્માંશજીવને સ્વ સ્વ ચરમ ઉદય હોય છે. તેથી ત્યાંથી પુનઃ પડવાનું ન હોવાથી અનુ. નો સાદિ ભાંગો મળતો નથી. માટે ૩-૩ ભાગા... એટલે ૪૭ પ્રકૃતિના પ્રત્યેકના ૪ + ૩ + ૨ + ૨ = ૧૧ ભાંગા મળવાથી કુલ ૪૭ × ૧૧ = ૫૧૭ ભાંગા મળશે.

શેષ ૧૧૦ અધ્રુવોદયી પ્રકૃતિના સાદિ-શાન્ત બબ્બે જ ભાંગા મળવાથી ૧૧૦ × ૪ × ૨ = ૮૮૦ ભાંગા...

તેથી ઉત્તરપ્રકૃતિના કુલ ૧૨ + ૫૧૭ + ૮૮૦ = ૧૪૦૯ ભાંગા.



→ બે પ્રકારે-ઉત્કૃ૦ પ્રદેશોદય સ્વામિત્વ

જઘ૦ પ્રદેશોદય સ્વામિત્વ

ઉત્કૃષ્ટપ્રદેશોદય સ્વામિત્વ- આ માટે સૌ પ્રથમ ૧૧ ગુણશ્રેણિની પ્રરૂપણા કરાય છે.

બંધકાળે જે સ્વાભાવિક નિષેક રચના થાય છે તે ગોપુચ્છાકારે હોય છે. એટલે કે પ્રથમ નિષેકમાં ઘણું દલિક ગોઠવાય છે. પછી ઉત્તરોત્તર નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન (અસં૦ભાગહીન) દલિક ગોઠવાય છે યાવત્ ચરમનિષેક સુધી. જીવના પરિણામોની વિશેષ પ્રકારની વિશુદ્ધિના પ્રભાવે ગુણશ્રેણિરચના થાય છે. ઉદયવતી પ્રકૃતિમાં ઉદય નિષેકથી અને અનુદયવતી પ્રકૃતિમાં ઉદય નિષેકથી અને અનુદયવતી પ્રકૃતિમાં ઉદયાવલિકા પછીના નિષેકથી આ રચના થાય છે. એમાં પ્રથમ નિષેક (કે જે મૂળ છે તેના) કરતાં બીજા નિષેકમાં અસં.ગાગ દલિક ગોઠવાય છે. બીજા નિષેક કરતાં ત્રીજા નિષેકમાં અસં.ગુણ દલિક ગોઠવાય છે. એમ ઉત્તરોત્તર અસં૦ગુણ-અસં૦ગુણ દલિક અંતર્મુહૂર્તના સમયપ્રમાણ નિષેકો સુધી ગોઠવાય છે. મૂળથી શીર્ષ સુધીના આ નિષેકોની સંખ્યાને- ગુણશ્રેણિનો 'આયામ' કહેવાય છે. એમાંના ચરમનિષેકને ગુણશ્રેણીશીર્ષ કહે છે. એ પછીના નિષેકોમાં સ્વાભાવિકરીતે જે દલિકો ગોપુચ્છાકારે ગોઠવાયેલા હતા તે જ પ્રમાણે રહે છે. આ ગુણશ્રેણિની રચનાની હેતુભૂત વિશુદ્ધિઓ મુખ્યતયા ૧૧ પ્રકારની હોવાથી ગુણશ્રેણિ પણ ૧૧ પ્રકારની થાય છે. એમાં વિશુદ્ધિ જેમ જેમ વધુ હોય છે તેમ તેમ ગુણશ્રેણિનો આયામ હીનહીન હોય છે અને દલિકો અધિક-અધિક ગોઠવાય છે. ક્રમશ: કાળ પસાર થતાં થતાં ગુણશ્રેણિગત તે તે નિષેકનો ઉદય થવાથી ઉત્તરોત્તર અસંખ્યગુણ અસંખ્યગુણ કર્મદલિકોની નિર્જરા થતી જાય છે.

પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્તિકાળે અપૂર્વકરણની ગુણશ્રેણિનો પ્રારંભ થાય છે. આને સમ્યક્ત્વપ્રાપ્તિ નિમિત્તક ગુણશ્રેણિ કહે છે. સમ્યક્ત્વપ્રાપ્તિ બાદ પણ અંતર્મુ૦ સુધી ગુણશ્રેણિ રચના સમ્યક્ત્વ નિમિત્તે ચાલુ રહે છે. મિથ્યાત્વ અવસ્થામાં રચાયેલા દલિકો કરતાં આમાં અસંખ્યગુણ દલિકો ગોઠવાતા હોવા છતાં આયામ એટલો જ હોવાથી આ ગુણશ્રેણિને પૃથક્ ગણવામાં આવતી નથી.

દેશવિરતિની પ્રાપ્તિ જ્યે ગુણઠાણેથી કરે તો અપૂર્વકરણમાં સ્થિતિઘાત, રસઘાત, અને અપૂર્વસ્થિતિબંધ થાય છે, પણ ગુણશ્રેણિ એકેય કર્મની થતી નથી, (ગુણસંક્રમ પણ થતો નથી.) અપૂર્વકરણ પૂર્ણ થયે દેશવિરતિ ગુણઠાણું પામે છે. તે સમયથી દેશવિરતિનિમિત્તક ગુણશ્રેણિનો પ્રારંભ થાય છે અને જ્યાં સુધી આ ગુણઠાણું જળવાય ત્યાં સુધી એ ચાલુ રહે છે. (આયુ૦ સિવાયના શુભાશુભ બધા કર્મોમાં આ ગુણશ્રેણિઓ થાય છે.)

દેશવિરતિથી જ્યારે સર્વવિરતિ પામવા માટે યથાપ્રવૃત્ત અને અપૂર્વ કરણ કરે ત્યારે પણ દેશવિરતિનિમિત્તક જ ગુણશ્રેણિ હોય છે. માત્ર વિશુદ્ધિ વધી હોવાના કારણે એટલા જ આયામમાં દલિકનિક્ષેપ અસં૦ગુણ થતો હોય છે.જે સમયે સર્વવિરતિ પામે તે સમયથી સાતેય કર્મોમાં સર્વવિરતિનિમિત્તક ગુણશ્રેણિ ચાલુ થાય છે અને જ્યાં સુધી સર્વવિરતિ ટકી રહે ત્યાં સુધી આ ચાલુ રહે છે. એમાં આયામ બધે સરખો રહે છે, દલિકો વિશુદ્ધિ-સંક્લેશને અનુસરીને વધઘટ થયા કરે છે. (દેશવિરતિ માટે પણ આ વાત સમાન જાણવી.)

અનંતા૦ ની વિસંયોજનામાં પણ અપૂર્વકરણથી સાતેય કર્મોમાં ગુણશ્રેણિ સ્થિતિઘાત-રસઘાત થાય છે, ગુણસંક્રમ માત્ર અનંતા૦નો જ થાય છે. વિસંયોજના થઈ ગયા પછી પણ અંતર્મુ૦સુધી ૭ કર્મોમાં ગુણશ્રેણિ વગેરે હોય છે, પછી હોતા નથી.

દર્શનમોહ ક્ષપણામાં પણ અપૂર્વકરણથી સાતેય કર્મોમાં સ્થિતિ-રસઘાત અને ગુણશ્રેણિ થાય છે, 'કૃતકરણ' થયા બાદ અંતર્મુ૦ સુધી એ ચાલે છે, પછી બંધ પડે છે.

૮, ૯ અને ૧૦ મા ગુણઠાણે ઉપશામશ્રેણિમાં ઉપશામકની અને ક્ષપકશ્રેણિમાં ક્ષપકની ગુણશ્રેણિ સાતેય કર્મોમાં હોય છે. ૧૧ મે ગુણઠાણે ઉપશાંતમોહની અને ૧૨ મે ગુણઠાણે ક્ષીણમોહની ગુણશ્રેણિ હોય છે.

૧૩ મા ગુણઠાણાના પ્રથમસમયથી સયોગિકેવલિનિમિત્તક ગુણશ્રેણિ ચાલુ થાય છે અને આયોજિકાકરણ સુધી ચાલે છે. આયોજિકાકરણથી અયોગી નિમિત્તક ગુણશ્રેણિ થાય છે.

૧૪મા ગુણઠાણે કરણવીર્ય-યોગ ન હોવાથી સ્થિતિઘાત-રસઘાત-ગુણશ્રેણિ કે કરણ વગેરેમાંનું કાંઈ હોતું નથી, માત્ર જે રીતે (ગુણશ્રેણિ ક્રમે)

દલિકો ગોઠવાયેલા હોય છે એને ભોગવવાનું હોય છે. (અનુદયવતી પ્રકૃતિઓનો સ્તિબુકસંક્રમ હોય છે.)

| | ગુણશ્રેણિ | આયામ | દલિક. |
|---|---|---|---|
| (૧) | સમ્યક્ત્વોત્પાદ | સર્વાધિક | સર્વાલ્પ |
| (૨) | દેશવિરતિ | સંખ્યાતગુણહીન | a |
| (૩) | સર્વવિરતિ | સંખ્યાતગુણહીન | a |
| (૪) | અનંતા૦વિસંયોજના | સંખ્યાતગુણહીન | a |
| (૫) | દર્શનમોહક્ષપણા | સંખ્યાતગુણહીન | a |
| (૬) | ચારિત્રમોહોપશામક | સંખ્યાતગુણહીન | a |
| (૭) | ઉપશાંતમોહ | સંખ્યાતગુણહીન | a |
| (૮) | ચારિત્રમોહક્ષપક | સંખ્યાતગુણહીન | a |
| (૯) | ક્ષીણમોહ | સંખ્યાતગુણહીન | a |
| (૧૦) | સયોગિકેવલી | સંખ્યાતગુણહીન | a |
| (૧૧) | અયોગિકેવલી | સંખ્યાતગુણહીન | a |

પ્રથમ ત્રણ ગુણશ્રેણિ રચનારો જીવ શીઘ્ર પડીને મિથ્યાત્વે જાય અને અપ્રશસ્ત મૃત્યુ દ્વારા નરકાદિ ગતિમાં જાય તો ત્યાં પણ શેષ રહેલા ગુણશ્રેણિ દલિકને ભોગવે છે. એટલે પ્રથમ ૩ ગુણશ્રેણિઓનું અસ્તિત્વ ચારેય ગતિમાં સંભવે છે, જ્યારે શેષ ૮ માત્ર મનુષ્યજન્મમાં તેમજ યથાસંભવ દેવભવમાં જ હોય છે, કારણકે આ શ્રેણિઓ ક્ષીણ થયા પૂર્વે અશુભ પરિણામ આવી શક્તો નથી. (અનંતા૦જવિસંયોજના નરકાદિમાં જ કરી હોય તો એની ગુણશ્રેણિ નરકાદિમાં પણ મળે છે.)

સામાન્યથી, ગુણશ્રેણિશીર્ષે વર્તતો ગુણિતકર્માંશ જીવ ઉત્કૃ. પ્રદેશોદયનો સ્વામી હોય છે. વિશેષતા નીચે પ્રમાણે–↓–

★ <u>જ્ઞાના૦૧૪–</u> ૮ વર્ષે સંયમ પામી અંતર્મુ૦કાળમાં શીઘ્રક્ષપક થનાર ગુણિત કર્માંશ જીવ ૧૨ માના ચરમસમયે ઉત્કૃ. પ્રદેશોદયનો સ્વામી હોય છે. આમાં, અવધિદ્વિકમાટે અવધિલબ્ધિરહિતનો ક્ષપક લેવો, અન્યથા અવધિ ઉત્પત્તિકાળે ઘણા દલિકોની નિર્જરા થતી હોવાથી ઉત્કૃ૦ પ્રદેશોદય મળે નહીં, એમ

ચિરકાળ બાદ ક્ષપક થનારને પણ ચિરકાળમાં ઘણાં દલિકો ખપી જવાથી ઉત્કૃ. ન મળે, તેથી શીઘ્રક્ષપક લેવો. આ પ્રમાણે આગળ પણ યથાયોગ્ય જાણવું.

| | |
|---|---|
| ★ સમ્ય૰, સંજ્વ૰૪, ૩ વેદ- | શીઘ્રક્ષપક ગુણિતકર્માંશ સ્વ-સ્વચરમોદયે. |
| ★ ઔદા૰૭, નામની ધ્રુવોદયી ૩૩, ૬ સંસ્થાન, પ્રથમસંઘ૰, પ્રત્યેક, ઉપઘાત, પરાઘાત, ૨ ખગતિ... | પર....શીઘ્રક્ષપક ગુણિતકર્માંશ સયોગી ચરમ સમયે. |
| ★ શ્વાસો૰ ૨ સ્વર..... | ૩ સ્વસ્વનિરોધકાળે શીઘ્રક્ષપક ગુણિતકર્માંશ કેવળીને. |
| ★ શાત-અશાતા, મનુ૰ગતિ, પંચે૰ જાતિ, ત્રસ-૩, સુભગ આદેય, યશ, જિન, ઉચ્ચ૰ | ૧૨.....શીઘ્રક્ષપક ગુણિતકર્માંશ અયોગીને ચરમસમયે. |
| ★ નિદ્રા-પ્રચલા- | ૧૧ મા ગુણઠાણે પ્રથમ સમયે થયેલ ગુણશ્રેણિના શીર્ષે વર્તમાન જીવ. ૧૧ મા ગુણઠાણે અવસ્થિત પરિણામ હોવાથી દલિક અને આયામની અપેક્ષાએ સર્વ સમયે એક સરખી ગુણશ્રેણિ રચાય છે. એટલે એ રીતે તો પ્રથમ કે અન્ય સમયની ગુણશ્રેણિ લઈએ તો પણ કોઈ વિશેષ ફેર પડતો નથી. તેમ છતાં સ્વાભાવિક નિષેકરચનાથી ગોઠવાયેલ દલિક ઉત્તરોત્તર સમયે હીન-હીન હોવાથી પ્રથમ સમયની ગુણશ્રેણિ કહી છે. |
| ★ વૈ૰૭, દેવદ્વિક- ૯. | ૧૧ મે ગુણઠાણે કાળ કરી દેવલોકમાં ગયેલ ગુણિતકર્માંશ જીવને ૧૧ માના પ્રથમસમયની ગુણશ્રેણિના શીર્ષે. |
| ★ મિથ્યા૰,મિશ્ર, અનંતા૰૪-૬ | દેશવિરતિ બાદ સર્વવિરતિ પામી એ બન્નેની ગુણશ્રેણિઓનું શીર્ષ મળે એ પહેલાં મિથ્યાત્વે કે મિશ્રે જાય...... શીર્ષપ્રાપ્તસમયે ઉત્કૃ. પ્રદેશોદય.... |

| | |
|---|---|
| ★ <u>જાતિચતુ૦ સ્થા૦ ૪-૮</u> | ઉપરોક્ત જીવ મિથ્યાત્વ પામી તે તે ગતિમાં જાય ત્યારે ગુણશ્રેણિ શીર્ષે. |
| ★ <u>થીણદ્ધિ-૩...</u> | દેશ-સર્વવિરતિના ભેગા થયેલા ગુણશ્રેણિ શીર્ષે. (આમાં મિથ્યાત્વ પામ્યો ન હોય તો પણ ચાલે, કેમકે છટ્ઠે ગુણઠાણે પણ આનો ઉદય સંભવે છે.) |
| ★ <u>૮ મધ્યમકષાય, હાસ્યાદિ ૬...</u> | ૧૪. ઉપશમશ્રેણિમાં અંતરકરણક્રિયાના પૂર્વસમયે કાળ કરીને દેવ થયેલ ગુણિત-કર્માંશજીવને અંતર્મુ૦ બાદ ગુણશ્રેણિશીર્ષ ઉદય પામે ત્યારે. અંતરકરણક્રિયા જો ચાલુ થઈ જાય તો ગુણશ્રેણિનો ઉપરનો ભાગ ખંડાવાનો ચાલુ થઈ જવાની ઉત્કૃ૦પ્રદેશોદય મળે નહી. |
| ★ <u>દેવાયુ-નરકાયુ-</u> | દીર્ઘકાળ સુધી ઉત્કૃ.યોગે જઘ૦ આયુ બાંધી મરીને દેવ કે નરક થયેલ ગુણિતકર્માંશને ભવપ્રથમસમયે. જઘ૦ આયુ એટલા માટે કે નિષેકો ઓછા થવાથી પ્રથમાદિ દરેક નિષેકમાં દલિકો વધુ મળે. |
| ★ <u>મનુષ્યાયુ,તિર્યંચાયુ-</u> | દીર્ઘકાળ સુધી ઉત્કૃ.યોગે યુગલિકોનું ૩ પલ્યો૦ પ્રમાણ મનુ૦ કે તિર્યંચનું આયુ બાંધી ત્યાં ઉત્પન્ન થઈ સર્વ અલ્પ જીવિત સમાન અંતર્મુ૦ છોડીને શેષ સઘળું અપવર્ત્તે. જે સમયે 'અપવર્ત્યમાનં અપવર્ત્તિતં' ન્યાયે અપવર્તિત થઈ જાય છે એ સમયે ઉત્કૃ. પ્રદેશોદય મળે. |
| ★ દુર્ભગ-અનાદેય-અયશ ગતિદ્વિક, આનુપૂર્વી -૩, નીચગોત્ર. | ૯..... પ્રથમ દર્શનમોહક્ષપણા નિમિત્તે ગુણિશ્રેણિ રચી પછી ક્રમશઃ દેશવિરતિ અને સર્વવિરતિ પામી તત્તન્નિમિત્તક ગુણશ્રેણિ |

એવી રીતે બનાવે કે જેથી એ ત્રણેયનું શીર્ષ એક સ્થાને આવે. પછી સંક્લેશ પરિણામે પડે. આ શીર્ષસ્થાને તે તેનો ઉત્કૃ. પ્રદેશોદય મળે.

આમાંથીદુર્ભગ-અનાદેય-અયશ-નીચગોત્રનો અવિરત થયે મનુષ્યભવમાં પણ ઉત્કૃ. પ્રદેશોદય સંભવે છે. નરકમાં જનારને નરકદ્વિકનો, તિર્યંચમાં જનારને તિ૦રનો અને મનુષ્યમાં જનારને મનુષ્યાનુપૂર્વીનો ઉત્કૃ૦ ઉદય સંભવે છે.

* અપ્રથમ ૫ સંઘ૦- ગુણિતકર્માંશજીવ ક્રમશ:, વિશુધ્યમાન દેશવિરતિની-સર્વવિરતિની અને અનંતા૦ વિસંયોજનાની ગુણશ્રેણિ એ રીતે કરે કે જેથી શીર્ષ એક થાય. એ શીર્ષના ઉદયે ઉત્કૃ૦ પ્રદેશોદય હોય.

* આહા૦ ૭, ઉદ્યોત → ઉત્તરતનુ કરીને અપ્રમત્ત થયેલ ગુણિતકર્માંશ જીવ અપ્રમત્તતાના પ્રથમ સમયે કરેલ ગુણશ્રેણિના શીર્ષે.

* આતપ → ગુણિતકર્માંશ પંચે૦ જીવ, બેઈં૦ થઈ તત્પ્રાયોગ્ય સ્થિતિ કરી એકે૦ માં જઈ એકે૦પ્રાયોગ્ય સ્થિતિસત્તા કરી શીઘ્ર શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થવાના પ્રથમ સમયે ખર બાદર પૃથ્વીકાયના જીવને બેઈં૦ પ્રયોગ્યસ્થિતિને એકે૦જીવ શીઘ્ર એકે૦ પ્રાયોગ્ય કરી શકે છે. માટે બેઈં૦ કહ્યા છે. સ્થિતિને એકે૦ પ્રાયોગ્ય કરવાથી નિષેકો ઘટી જવાના કારણે પુષ્ટ બનવાથી ઉત્કૃ૦ પ્રદેશોદય મળે છે.

જઘન્યપ્રદેશોદયસ્વામિત્વ- (સર્વત્ર ક્ષપિતકર્માંશ જીવ જાણવો.)

* અવધિદ્વિક- અવધિજ્ઞાની સાધુ ચરમ સમયસુધી સંયમ પાળી અવધિજ્ઞાનસહિત દેવલોકમાં ઉત્પન્ન થઈ અંતર્મુ૦ બાદ મિથ્યાત્વે જઈ ઉત્કૃ૦ સંક્લેશમાં ઉત્કૃ૦સ્થિતિબંધ શરુ કરે. (તેથી ઘણું દલિક ઉદ્વર્તિત થાય.) એ બંધાવલિકાના ચરમ સમયે જઘ૦ પ્રદેશોદય હોય.

★ ૪ જ્ઞાના૦૩ દર્શના૦–

જઘ૦ આયુષ્ક દેવ તરીકે ઉત્પન્ન થઈ અંતર્મું૦ બાદ સમ્ય૦ પામે. ચરમ અંતર્મું૦ શેષે મિથ્યાત્વે જઈ ઉત્કૃ૦ સંક્લેશમાં ઉત્કૃ૦ સ્થિતિબંધ કરે. ત્યાંથી ચ્યવી એકે૦ માં જાય ત્યાં પ્રથમ સમયે ઉત્કૃ૦ સંક્લેશમાં અનુભાગ ઉદીરણા અધિક હોવાથી પ્રદેશોદીરણા અલ્પ હોય છે. તેમજ ઉદ્વર્ત્તના ઘણી થાય છે. માટે જઘ૦ પ્રદેશોદય મળે.

★ નપું૦ વેદ, તિ૦ગતિ સ્થા૦, નીચ, થીણદ્ધિ ૩

૭..... મતિજ્ઞાનાવરણાદિવત્. થીણદ્ધિત્રિકમાં ઇન્દ્રિયપર્યાપ્તિના પ્રથમ સમયે. ત્યારબાદ ઉદીરણા પણ ચાલુ થઈ જવાથી જઘ૦ પ્રદેશોદય ન મળે.

★ ૫ અંતરાય, અરતિ, શોક, શાતા-અશાતા-ઉચ્ચ–

૧૦..... અવધિદ્વિકવત્

★ નિદ્રાદ્વિક–

અવધિદ્વિકવત્ પણ, ઉત્કૃ૦ સ્થિતિબંધ અટક્યા પછી જ્યારે એનો ઉદય ચાલુ થાય ત્યારે જઘ૦પ્રદેશોદય. ઉત્કૃ૦સંક્લેશમાં નિદ્રાદિનો ઉદય હોતો નથી.

★ દર્શનત્રિક–

ઉપશમસમ્ય૦થી પડતાં બીજી સ્થિતિમાંથી પ્રથમસ્થિતિ બનાવવા અંતરમાં એક આવલિકામાં ગોપુચ્છાકારે જે દલિકો ગોઠવે છે તેના ઉદયને ઉદીરણાઉદય કહે છે. આ આવલિકાના ચરમ સમયે તે તેના ઉદયે૦

★ અનંતા૦ વિના ૧૨ કષાય, પુ. વેદ, હાસ્ય, રતિ, ભય, જુગુ૦

૧૭..... આ બધાને ઉપશમાવી દેવલોકમાં ગયેલાને ઉદીરણા ઉદયની આવલિકાના ચરમસમયે.

ઉપશમશ્રેણિમાંથી દેવ બનેલાને સ્ત્રી, નપું. વેદ, અનંતા૦ અરતિ-શોકનો ઉદય ન હોવાથી એ લીધા નથી.

★ અનંતા૦૪- જ્યાર ઉપશમશ્રેણિથી શેષમોહનીયના દલિકો પણ ઘણાં ઓછા કરી નાંખે. પછી અંતર્મુ૦ માટે અનંતા૦ બાંધે (ત્યારે અન્ય દલિકો પણ ઓછા સંક્રમે) ત્યાર બાદ સમ્યક્ત્વ પામી સાધિક ૧૩૨ સાગરો૦ સુધી ટકાવે. પછી મિથ્યાત્વે જાય ત્યાં પ્રથમાવલિકાના ચરમસમયે. ત્યારબાદ પ્રથમસમયબદ્ધની ઉદીરણા થવાથી જઘ૦ ન મળે.

★ સ્ત્રીવેદ- દેશોનપૂર્વક્રોડ સંયમ પાળી છેલ્લા સંભવિત નાના અંતર્મુ૦ માટે મિથ્યાત્વે જઈ દેવી તરીકે ઉત્પન્ન થઈ શીઘ્ર પર્યાપ્ત શીઘ્ર સંક્લેશ પામી સ્ત્રીવેદની ઉત્કૃ૦ સ્થિતિ બાંધી ઘણી ઉદ્વર્ત્તના કરે. એ બંધાવલિકાના ચરમસમયે જઘ૦ પ્રદેશોદય.

★ ૪ આયુ- સંભવિત અલ્પકાળમાં સંભવિત અલ્પયોગે ઉત્કૃ૦ આયુ બાંધે. પછી તે તે ભવમાં યથા સંભવ દીર્ઘકાળ સુધી તીવ્ર અશાતાને ભોગવે (જેથી ઘણા પુદ્ગલો નિર્જરી જાય). સ્વ-સ્વ આયુના ચરમસમયે જઘ૦ પ્રદેશોદય હોય.

★ નરકગતિ- ક્ષપિતકર્માંશની પ્રક્રિયામાં ૧૦૦૦૦ વર્ષાયુષ્ક દેવમાં ઉત્પન્ન થયો. ત્યાં સમ્ય૦ પામી અનંતા. વિસંયોજના કરે. અતિ નાના અંતર્મુ૦માટે મિથ્યાત્વે જઈ ઉત્કૃ૦સંક્લેશમાં ઉત્કૃ૦સ્થિતિ બાંધતો કાળ કરે. એકે૦મા ઉત્પન્ન થયો. અંતર્મુ૦બાદ અસંજ્ઞી પંચ૦માં જાય. શીઘ્ર કાળ કરી નરકમાં જાય. ત્યાં સર્વપ્રયાપ્તિ એ પર્યાપ્ત થવાના પ્રથમસમયે જઘ૦ પ્રદેશોદય. જો પર્યાપ્ત થયા પૂર્વે લઈએ તો સ્વર વગેરેનો આમાં સ્તિબુક સંક્રમ થવાથી જઘ૦ પ્રદેશોદય ન મળે.

★ ૪ આનુપૂર્વી- સ્વ-સ્વગતિનામકર્મવત્, ભવદ્યસમયે વિગ્રહગતિમાં.

★ દેવગતિ- અવધિદ્વિકવત્, વિશેષમાં, ત્યારે ઉદ્યોતનો પણ વેદક લેવો જેથી એનું દલિક સ્તિબુકસંક્રમથી ન આવે.

★ <u>આહા૦૭-</u> દેશોનપૂર્વક્રોડ સંયમ પાલનના અંતભાગે ઉદ્યોતોદય-સહિત આહા૦ના ઉદયે.

★ મનુ૦ગતિ, પંચે૦જાતિ, વિકલ-૩, અચરમ ૫ સંસ્થાન, ૬ સંઘયણ, ઔદા૦ વૈ૦ અંગોપાંગ, ખગતિ ૨, ત્રસ, શુભગ, સ્વર-૨, આદેય- ૨૫.·મતિજ્ઞાના૦ વત્... વિશેષમાં, એકે૦માં આનો ઉદય ન હોવાથી જ્યાં જ્યાં જેનો જેનો ઉદય હોય ત્યાં ત્યાં તે જીવ શીઘ્ર પર્યાપ્ત થવાના પ્રથમ સમયે. સ્વપ્રાયોગ્ય વધુમાંવધુ પ્રકૃતિ ભોગવતો હોય ત્યારે.

★ એકે૦, ઔ૦૬, વૈ૦૬, તૈ૦૭, હુંડક, વર્ણાદિ ૨૦, જિનવિના ૭ પ્રત્યેક-સ્થાવર અને દુસ્વર વિનાની સ્થાવરાદિ ૮, બાદર, પર્યા૦પ્રત્યેક, સ્થિર, શુભ-યશ, ૬૨. મતિજ્ઞાના૦ વત્.... આ બધીનો એકે૦ માં ઉદય સંભવે છે. એટલે ત્યાં જ જઘ૦ પ્રદેશોદય મળે.

★ <u>તીર્થંકરનામકર્મ-</u> ક્ષપિતકર્માંશને ૧૩ માના પ્રથમસમયે. પછી ગુણશ્રેણિના કારણે બહુ પુદ્‌ગલો હોય.



श्री अर्हं नम
तस्मै श्री गुरवे नम
ऐं नम

## સત્તાવિધિ

૩ અર્થાધિકાર- ભેદ, સાદિ-અનાદિ પ્રરૂપણા અને સ્વામિત્વ.

ભેદદ્વાર - મુખ્ય બે ભેદ..... મૂળપ્રકૃતિસત્તાકર્મ અને ઉત્તરપ્રકૃતિસત્તાકર્મ.
બન્નેના પ્રકૃતિસત્તાકર્મ વગેરે ૪-૪ ભેદ છે.

એમાં મૂળપ્રકૃતિસત્તાકર્મ જ્ઞાનાવરણીયાદિ ૮ પ્રકારે છે અને ઉત્તરપ્રકૃતિસત્તાકર્મ આભિનિબોધિકજ્ઞાનાવરણીયાદિ ૧૫૮ પ્રકારે છે. સ્થિતિ, અનુભાગ અને પ્રદેશોનો ભેદ સ્વસ્થાને કહેવાશે.

આત્મા પર કર્મરૂપે વિદ્યમાન દલિક સત્તાકર્મ કહેવાય છે.

સાદિ-અનાદિપ્રરૂપણા -

મૂળપ્રકૃતિ - આઠેય કર્મો ધ્રુવસત્તાક હોવાથી 'સાદિ' ભાંગો હોતો નથી, અનાદિ, ધ્રુવ, અધ્રુવ ભાંગા મળે છે.

ઉત્તરપ્રકૃતિ -સમ્ય૦, મિશ્રમોહનીય, ૪ આયુ૦, નરકદ્વિક, મનુ૦૨, દેવદ્વિક, વૈ૦૭, આહા૦૭, જિન, ઉચ્ચગોત્ર આ ૨૮ પ્રકૃતિઓ અધ્રુવસત્તાક હોવાથી સાદિ-શાન્ત જ હોય છે.

અનંતા૦ ૪ સાદિ-શાન્ત, અનાદિ-અનંત ચારે ભાગે હોય છે. વિસંયોજકને મિથ્યાત્વે ગયા બાદ સાદિ.

શેષ ૧૨૬ પ્રકૃતિઓ અનાદિ,અનંત તથા સાન્ત હોય છે.

સ્વામિત્વદ્વાર -એકેક પ્રકૃતિસત્તાસ્વામિત્વ અને પ્રકૃતિસ્થાનસત્તાસ્વામિત્વ.

એકેક પ્રકૃતિસત્તાસ્વામિત્વ-

જ્ઞાના૦૧૪ - ૧૨ માના ચરમસમય સુધી
નિદ્રા ૨ - ૧૨ માના દ્વિચરમસમય સુધી

| | | |
|---|---|---|
| ૪ આયુ. | - | તે તે ભવના ચરમસમય સુધી |
| મિથ્યાત્વ | - | ૧ લા ૩ ગુણઠાણે નિયમા, પછી ૧૧ સુધી ભજનાએ. |
| મિશ્ર | - | ૨ જા-ત્રીજા ગુણઠાણે નિયમા, ૧,૪થી ૧૧ ભજના. |
| સમ્ય૦ | - | ૨ જે અવશ્ય, ૧,૩થી ૧૧ ભજના |
| અનંતા.૪ | - | ૧લે-૨જે અવશ્ય, ૩ થી ૭ ભજના. (જેઓ અનંતા.ની પણ ઉપશમના માને છે તેઓના મતે ૩ થી ૧૧ ભજના) |

મધ્યમ ૮ કષાય, સ્થાવરાદિ ૧૩ + થીણદ્ધિ ૩ (૧૬), નપુંવેદ, સ્ત્રીવેદ, હાસ્યષટ્ક, પુ૦વેદ, સંજ્વ૦ક્રોધ, માન, માયા, ક્રમશઃ ૯ મા ગુણઠાણાના તે તે ભાગ સુધી.

| | | |
|---|---|---|
| સંજ્વ૦લોભ | - | ૧૦માના ચરમસમય સુધી. ઉપશમશ્રેણિમાં આ પ્રકૃતિઓ ૧૧ મે પણ હોય છે. |
| મનુ૦ગતિ, પંચે૦, ત્રસ, બા૦ પર્યા૦, સુભગ,આદેય, યશ, જિન, અન્યતર વેદનીય, ઉચ્ચ, મનુ૦આયુ. | - | ૧૨..... ૧૪ માના ચરમસમય સુધી. |
| શેષ ૮૩ | - | ૧૪ માના દ્વિચરમસમય સુધી. |
| જિનનામ | - | બીજે-ત્રીજે ન જ હોય. |
| આહા૦૭ | - | સર્વગુણઠાણે ભજનાએ. |

આહા૦ ૭ અને જિન-આની ભેગી સત્તા ૧ લે ગુણઠાણે હોતી નથી.

**પ્રકૃતિસ્થાનસત્તા-**

| | | |
|---|---|---|
| ★ જ્ઞાનાવરણ-અંતરાય | | એક ૫-૫ પ્રકૃતિનું સત્તાસ્થાન |
| ★ દર્શનાવરણ- | (૧) | ૯ - ૯મા કે ૧૧ મા ગુણઠાણા સુધી. |
| | (૨) | ૬ - ૯ માથી ૧૨ માના દ્વિચરમસમય સુધી |
| | (૩) | ૪ - ૧૨ માના ચરમસમયે |
| ★ વેદનીય - | (૧) | ૨ - ૧૪ માના દ્વિચરમસમય સુધી |
| | (૨) | ૧ - ૧૪ માના ચરમસમયે |
| ★ ગોત્ર - | (૧) | ૨ - ૧૪ માના દ્વિચરમસમય સુધી |
| | (૨) | ૧ - ઉચ્ચ ઉવેલાયા પછી ૧લે, નીચ ગયા પછી ૧૪ માના ચરમસમયે. |

| | | | |
|---|---|---|---|
| ★ આયુ. - | (૧) | ૨ - | નવું આયુષ્ય બંધાયા બાદ |
| | (૨) | ૧ - | નવા આયુષ્યના બંધ પૂર્વે. |
| ★ મોહનીય - | (૧) | ૨૮ - | બીજે અવશ્ય, ૧,૩ થી ભજના |
| | (૨) | ૨૭ - | ૧લે અને ત્રીજે ભજનાએ |
| | (૩) | ૨૬ - | ૧લે ભજનાએ |
| | (૪) | ૨૪ - | ૩ થી ૧૧ ભજનાએ. |
| | (૫) | ૨૩ - | ૪ થી ૭ ભજનાએ. |
| | (૬) | ૨૨ - | ૪ થી ૭ ભજનાએ. |
| | (૭) | ૨૧ - | ૪ થી ૧૧ ભજનાએ |
| | (૮) | ૧૩ - | ક્ષપકશ્રેણિમાં ૯મા ગુણઠાણાના તે તે ભાગે આ સત્તાસ્થાન હોય છે. |
| | (૯) | ૧૨ - | |
| | (૧૦) | ૧૧ - | |
| | (૧૧) | ૫ - | |
| | (૧૨) | ૪ - | |
| | (૧૩) | ૩ - | |
| | (૧૪) | ૨ - | |
| | (૧૫) | ૧ - | ૧૦ મા ગુણઠાણે. |

<u>તે તે ગુણઠાણે મોહનીયના સત્તાસ્થાનો-</u>

૧લે - ૨૮, ૨૭, ૨૬ ; ૨ જે - ૨૮ ; ત્રીજે - ૨૮, ૨૭, ૨૪ ; ૪ થી ૭ મે - ૨૮, ૨૪, ૨૩, ૨૨, ૨૧ ; ૮ મે - ૨૮, ૨૪, ૨૧; ૯ મે - ૨૮, ૨૪, ૨૧, ૧૩, ૧૨, ૧૧, ૫, ૪, ૩, ૨ ; ૧૦ મે - ૨૮, ૨૪, ૨૧, ૧ ; ૧૧ મે - ૨૮, ૨૪, ૨૧, ૧૨ થી ૧૪ - ૦

કેટલાક આચાર્યો દર્શનત્રિકનો પ્રથમ ક્ષય થાય એમ માની ૨૫નું સત્તાસ્થાન પણ માને છે. આ જ આચાર્યોના મતે અનંતા૦ની ઉપશમના માની છે.

<u>નામકર્મ-</u> ૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫, ૯૩, ૯૦, ૮૯, ૮૪, ૮૩, ૮૨, ૯ અને ૮ આમ નામકર્મના કુલ ૧૨ સત્તાસ્થાનો સુગમ છે.

૧ લે ગુણઠાણે- ૧૦૨, ૯૬, ૯૫, ૯૩, ૮૪, ૮૨, આ ૬ સત્તાસ્થાનો હોય છે.

બીજે-ત્રીજે - ૧૦૨, ૯૫

૪ થી ૮ મે - ૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫

૯ ૧૦ મે - ૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫, ૯૦, ૮૯, ૮૩, ૮૨ (છેલ્લા ૪ ક્ષપકશ્રેણિમાં જ હોય છે.)

૧૧મે - ૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫

૧૨-૧૩મે - ૯૦, ૮૯, ૮૩, ૮૨

૧૪ મે - ૯૦, ૮૯, ૮૩, ૮૨, ૯, ૮ (છેલ્લા ૨ સ્થાનો ચરમસમયે હોય છે.)

સ્થિતિસત્તા- ભેદદ્વાર - પ્રકૃતિસત્તાવત્

## સાદિ-અનાદિ પ્રરૂપણા-

મૂળપ્રકૃતિ- આઠેય કર્મોની અજઘન્ય સાદિ સિવાય ૩ પ્રકારે. સત્તાવિચ્છેદ કાળે જઘ૦ ૧ સમયની સ્થિતિસત્તા હોય છે, પછી પુન: સત્તા ન હોવાથી સાદિ નહી. તેથી ૨૪ ભાંગા.

શેષ અનુત્કૃ૦, ઉત્કૃ૦, જઘ૦ ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા... તેથી ૪૮ ભાંગા, મૂળપ્રકૃતિના કુલ ૭૨ ભાંગા.

### ઉત્તરપ્રકૃતિ-

★ <u>અનંતા૦ ૪</u> - અજઘ૦ ૪ પ્રકારે. વિસંયોજકને ઉદ્વેલનાથી ચરમખંડ ઉવેલાયા બાદ રહેલી ૧ આવલિકા પ્રમાણ સત્તા સ્તિબુકસંક્રમથી ભોગવાતી ભોગવાતી જ્યારે બે સમયસ્થિતિવાળી ૧ સ્થિતિસત્તા દ્વિચરમસમયે શેષ રહે છે એ એની જઘ૦સ્થિતિસત્તા છે. વિસંયોજક પાછો મિથ્યાત્વે જાય ત્યારે પુન: અનંતા૦ બાંધે છે એ અજઘ૦ સ્થિતિસત્તાનો સાદિ ભાંગો છે.

શેષ ઉત્કૃ૦, અનુકૃ૦, જઘ૦ના સાદિ સાન્ત બબ્બે ભાંગા... કુલ <u>૪૦</u> ભાંગા.

★ જિન, ૨૩ ઉવેલાતી પ્રકૃતિઓ ૪ આયુષ્ય ૨૮- અજઘ૦ વગેરે ચારેયના સાદિ-સાન્ત બબ્બે ભાંગા..... કુલ ૨૨૪ ભાંગા.

★ <u>શેષ ૧૨૬-</u> અજઘ૦.ના સાદિ સિવાય ૩-૩ ભાંગા...

પોતપોતાના સત્તાવિચ્છેદ વખતે એક નિષેકની સ્થિતિસત્તા જઘ૦ તરીકે મળ્યા બાદ પુન: સત્તા ન હોવાથી અજઘ૦નો સાદિ ભાંગો મળતો નથી. આ જઘ૦ સ્થિતિસત્તા તરીકે મળતો ૧ નિષેક સત્તાવિચ્છેદકાળે ઉદયવતી પ્રકૃતિમાં ૧

સમયની સત્તાવાળો હોય છે અને અનુદયવતી પ્રકૃતિમાં ૨ સમયની સત્તાવાળો હોય છે.

શેષ ૩ ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા.... કુલ ૧૧૩૪ ભાંગા...

તેથી ઉત્તરપ્રકૃતિના કુલ ૪૦ + ૨૨૪ + ૧૧૩૪ = ૧૩૯૮ ભાંગા.

ઉત્કૃષ્ટસ્થિતિસત્તાસ્વામિત્વ–

* ઉદયબન્ધોત્કૃષ્ટા ૮૬ પ્રકૃતિની ઉત્કૃ૦ સ્થિતિસત્તા ઉત્કૃ૦સ્થિતિબંધ તુલ્ય હોય છે, કારણકે ઉદયસમયથી અબાધા સુધીમાં પણ પૂર્વબદ્ધ દલિકની સત્તા તો હોય જ છે.

  જ્ઞાના૦૧૪, અશાતા, મિથ્યા૦, ૧૬ કષાય, પંચે૦જાતિ, વૈ૦૭, તૈ૦૭, હુંડક, વર્ણાદિ-૨૦, અગુરુ૦, ઉપઘાત પરા૦, ઉચ્છ્૦, ઉદ્યોત, કુખગતિ, ત્રસચતુષ્ક, અસ્થિર ષટ્ક, નિર્માણ, નીચગોત્ર, આ ૮૬ પ્રકૃતિઓ ઉદયબંધોત્કૃષ્ટા છે. (ટીકાકારોના મતે શુભવર્ણાદિ ૧૧ તથા નીલ-કટુક ઉદયસંક્રમોત્કૃષ્ટા છે.)

* અનુદયબંધોત્કૃષ્ટા ૨૦ પ્રકૃતિની ઉત્કૃ૦ સ્થિતિસત્તા સમયન્યૂન ઉત્કૃ. સ્થિતિબંધ તુલ્ય હોય છે, કેમકે ઉદયસમયનો નિષેક સ્તિબુકસંક્રમથી ઉદયવતી પ્રકૃતિમાં સંક્રમી ગયો હોવાથી અનુદયવતીનો સત્તા તદ્દીક હોતો નથી. તેમ છતાં યત્સ્થિતિ ઉત્કૃ૦ સ્થિતિબંધ જેટલી જાણવી, કેમકે દલિકરહિતનો પણ એ સમય તો વિદ્યમાન હોય છે જ. નિદ્રાપંચક, નરકદ્વિક, તિ૦દ્વિક, એકે૦, ઔદા૦૭, છેવટ્ઠું, આતપ અને સ્થાવર આ ૨૦ અનુદયબંધોત્કૃષ્ટા છે. ઉદયસંક્રમોત્કૃષ્ટા ૩૦ પ્રકૃતિની ઉત્કૃ૦સ્થિતિસત્તા આવલિકાન્યૂન ઉત્કૃ૦સ્થિતિ બંધતુલ્ય હોય છે. બંધાવલિકા વીતી ગઈ હોવાથી ૧ આવલિકા ન્યૂન કરવી પડે છે.

શાતા, સમ્ય૦ ૯ નોકષાય, મનુ૦ગતિ, પ્રથમ પાંચ સંઘ૦- સંસ્થાન, શુભખગતિ, સ્થિરષટ્ક, ઉચ્ચગોત્ર, આ ૩૦ ઉદયસંક્રમોત્કૃષ્ટા છે.

સમ્ય૦ મોહનીય પણ ઉદયસંક્રમોત્કૃષ્ટા હોવા છતાં એમાં મિથ્યા૦નો સંક્રમ ઉત્કૃ૦ સ્થિતિબંધ બાદ અંતર્મૂહૂર્તે થતો હોવાથી એની ઉત્કૃ૦સ્થિતિ સત્તા અંતર્મુ૦ ન્યૂન ઉત્કૃ૦સ્થિતિબંધ જેટલી મળે છે.

અનુદયસંક્રમોત્કૃષ્ટા ૧૯ સમયાધિક આવલિકા ન્યૂન ઉત્કૃ૦ સ્થિતિબંધ તુલ્ય ઉત્કૃ૦સ્થિતિસત્તા જાણવી... આમાં બંધાવલિકા + ઉદયસમય ઉપર મુજબ બાદ કરવા પડે છે. ઉત્કૃ૦ સ્થિતિબંધ પછી અંતર્મુહૂર્તે ૪ થે આવે ત્યારે મિશ્રની ઉત્કૃ૦સ્થિતિસત્તા સંક્રમથી મળે છે. એટલે મિશ્રમાટે ઉત્કૃ૦સ્થિતિબંધમાંથી અંતર્મુ૦ + ઉદયસમય બાદ કરવા.

મિશ્ર૦, દેવદ્વિક, વિકલત્રિક, આહા૦૭, મનુ૦આનુ૦, સૂક્ષ્મત્રિક અને જિન આ ૧૮ અનુદયસંક્રમોત્કૃષ્ટા છે.

ઉત્કૃ૦ સ્થિતિબંધથી પડ્યા પછી તરત જ આ પ્રકૃતિઓ બંધાય છે, પણ ઉદય હોતો નથી, માટે ઉદયસમય પણ બાદ કરવો પડે છે.

યત્સ્થિતિ તો ઉદય કે અનુદયવતિની તુલ્ય જ હોય છે.

**જઘ૦સ્થિતિસત્તાસ્વામિત્વ–**

★ સંજ્વ. ક્રોધ, માન, માયા, પુ.વેદ, હાસ્ય ષટ્ક

૧૦... જઘ૦ સ્થિતિસંક્રમ તુલ્ય જઘ૦ સ્થિતિસત્તા હોય છે. આ ૧૦ પ્રકૃતિઓનો ચરમસંક્રમ અંતરમાં રહેલો જીવ કરે છે. એટલે ઉદયાવલિકા તો સત્તામાં પણ હોતી જ નથી. બીજી સ્થિતિમાં જેટલી સ્થિતિસત્તા હોય તે બધી સંક્રમે છે, માટે જઘ૦ સ્થિતિસંક્રમ તુલ્ય જઘ૦સ્થિતિસત્તા જાણવી.

★ શેષ પ્રકૃતિઓમાં ૧ નિષક રૂપ ૧ સ્થિતિ જઘ૦સ્થિતિસત્તા તરીકે મળે છે, વિશેષ એ કે એ વખતે ઉદયવતી પ્રકૃતિઓમાં તેની સ્થિતિ ૧ સમય હોય છે અને અનુદયવતીમાં ૨ સમયની હોય છે.[1]

---

૧ ધારો કે ૧૦૦ મો સમય એ ૧૪ મા ગુણઠાણાનો ચરમસમય છે. એ વખતે મનુષ્યગતિ એ ઉદયવતી પ્રકૃતિ છે, પણ દેવગતિ એ ઉદયવતી પ્રકૃતિ નથી, અનુદયવતિ છે. ૧૦૦મા સમયે મનુષ્યગતિનો ઉદય હોવાથી એની સત્તા કે જેની સ્થિતિ ૧૦૦ મા સમયરૂપ ૧ સમયની છે તે તો માનવી જ પડે છે, કેમકે સત્તા વિના ઉદય હોય ન શકે. એટલે મનુષ્યગતિની આ જઘ. સ્થિતિસત્તા ૧૦૦ મા સમયે ૧ સમય સ્થિતિની મળે છે. પણ ૧૦૦ મા સમયે દેવગતિનો ઉદય ન હોવાથી એ મનુ૦ગતિવગેરેમાં સ્તિબુકસંક્રમથી સંક્રમી ગઈ હોય છે. તેથી એ સમયે એની સત્તા માની શકાતી નથી. ૯૯મા સમયે આ ૧૦૦મા સમયે ઉદયમાં આવવાની યોગ્યતાવાળા નિષેકગતિ દલિકોનો સ્તિબુકસંક્રમ થયો હોતો નથી, એટલે એની સત્તા દેવગતિ રૂપે હોય છે જેની સ્થિતિ ૯૯ અને ૧૦૦મા સમયરૂપ બે સમયની છે. વળી આ ૯૯ મા સમયે જ ઉદય પામવાની યોગ્યતાવાળા નિષેકગત દલિકો તો ઉદયવતીમાં સંક્રમી ચૂક્યા હોવાથી એ નિષેકની દેવગતિરૂપે સત્તા હોતી નથી. તેથી ૯૯મા સમયે અનુદયવતી એવી દેવગતિની પણ એક જ (૧૦૦મા) નિષેકરૂપે એક સ્થિતિની સત્તા હોય છે જેનો સ્થિતિકાળ ૯૯ અને ૧૦૦ મા સમયરૂપ બે સમય છે. આમ અનુદયવતીની જઘ. સ્થિતિસત્તા આગળા સમયે બે સમયસ્થિતિક ૧ સ્થિતિની હોય છે.

જ્ઞાના૦૧૪, સમ્ય૦, સંજ્વ૦લોભ, ૪આયુ૦, નપું૦, સ્ત્રીવેદ, શાતા-અશાતા, ઉચ્ચ૦, મનુ૦ગતિ, પચે૦, ત્રસત્રિક, સુભગ, આદેય, યશ અને જિન એમ <u>૩૪</u> પ્રકૃતિઓ ઉદયવતિ જાણવી અને શેષ <u>૧૧૪</u> પ્રકૃતિઓ અનુદયવતી જાણવી.

<u>સામાન્યથી જઘ૦ સ્થિતિસત્તાનો સ્વામી-</u>

| | |
|---|---|
| ★ <u>દર્શનસપ્તક -</u> | ૪ થી ૭ ગુણઠાણાવાળો જીવ. |
| ★ <u>૪ આયુ૦ -</u> | પોતપોતાના ચરમસમયે |
| ★ ૮ કષાય, નામની ૧૩, થીણદ્ધિત્રિક, ૯ નો કષાય, સંજ્વ૦ક્રોધ, માન, માયા - | ૯ મા ગુણઠાણાવાળો જીવ. |
| ★ <u>સંજ્વ૦ લોભ -</u> | ૧૦ મા ગુણઠાણાવાળો |
| ★ <u>જ્ઞાના૦૧૪, નિદ્રાદ્વિક -</u> | ૧૨ મા ગુણઠાણાવાળો |
| ★ <u>શેષ ૯૪ -</u> | અયોગી ગુણઠાણાવાળો |

સ્થિતિવિકલ્પો → ઉત્કૃ૦સ્થિતિ સત્તામાં હોવી તે એક સત્તા સ્થાન છે. સમયન્યૂન ઉત્કૃ૦સ્થિતિ એ બીજું સત્તાસ્થાન, બે સમયન્યૂન ઉત્કૃ૦સ્થિતિ એ ત્રીજું સત્તાસ્થાન.... આમ ૧-૧ સમયન્યૂન કરતાં કરતાં એકે૦ની જઘ૦ સ્થિતિસત્તા સુધી જવું.... ત્યાં સુધીના સત્તાસ્થાનો નિરંતર મળે છે. એની નીચે ક્ષપણા-ઉદ્વેલના કરવામાં સાંતર પણ મળે છે નિરંતર પણ મળે છે. એકે૦ની જઘ૦સ્થિતિ પછી નવો P/s પ્રમાણ સ્થિતિખંડ અંતર્મુ૦માં ખાડે છે. એ અંતર્મુ૦ના સમયે સમયે નીચેથી ૧-૧ નિષેક ક્ષીણ થતો હોવાથી અંતર્મુ૦ ના સમય પ્રમાણ નિરંતર સત્તાસ્થાનો મળે છે. ત્યારબાદ એકી ઝાટકે P/s પ્રમાણ સ્થિતિખંડ (ટીકામાં P/a પ્રમાણસ્થિતિખંડ) ઉખડી જવાથી વચલા સ્થિતિસ્થાનો મળતા નથી. ત્યારબાદ નવો ખંડ ઉકેરાતી વખતે પાછા અંતર્મુ૦ સુધી નિરંતર સ્થિતિસ્થાનો મળે છે.[2] એમ કરતાં કરતાં ચરમખંડ ઉકેરાયે ૧

---

૨ ધારો કે એકે.ની જઘ. સ્થિતિસત્તા ૧૦૦૦૦ સમય છે. P/S પ્રમાણ સ્થિતિખંડ ૧૦૦ સમયનો છે. એને ઉકેરતાં ૧૦ સમય લાગે છે. એને ઉકેરવાની પ્રક્રિયાના પ્રથમસમયે સ્થિતિસત્તા ૯૯૯૯ સમયની હશે, બીજા સમયે ૯૯૯૮ સમયની, ત્રીજા સમયે ૯૯૯૭ સમયની..... એમ ૧૦ મા સમયે ૯૯૯૦ સમયની હશે, કારણકે નીચેથી ૧-૧ સમય હીન હીન થતો જાય છે ૧૧ મા સમયે નીચેથી ૧ સમય જશે. અને ઉપરથી એકી સાથે ૧૦૦ સમય ચાલી ગયા હોવાથી ૯૮૮૯ સમયની સ્થિતિસત્તા હશે, પણ ૯૯૮૯ સમયની નહીં. એટલે જણાય છે કે ૧૦૦૦૦ સમયની સત્તા થયા બાદ ૯૯૯૯ થી ૯૯૯૦ સુધીના ૧૦ (અંતર્મુ૦ ના સમયપ્રમાણ) સ્થિતિસ્થાનો નિરંતર મળે છે. પછી વચ્ચે અંતર પડી જાય છે... પાછા ૯૮૮૦ ૧૦ સ્થાનો નિરંતર મળ્યા બાદ પાછું અંતર પડશે... એમ યાવત્ ચરમ આવલિકા સુધી જાણવું. અહીં અંતર્મુ. માટે ૧૦ ની જે કલ્પના દેખાડી એ સર્વત્ર નિયત રહે છે એવો નિશ્ચય આના પરથી ન કરવો.

આવલિકા શેષ રહે છે. એના સમય જેટલા સત્તાસ્થાનો નિરંતર મળે છે યાવત્ છેલ્લે ૧ સ્થિતિ શેષ રહે છે, જે જઘન્ય સ્થિતિસત્તાસ્થાન હોય છે.

અનુભાગસત્તા-

સ્થાન, પ્રત્યય, વિપાક, શુભ-અશુભ, ભેદ, સાદિ-અનાદિ, સ્વામિત્વ વગેરે બધું અનુભાગસંક્રમ પ્રમાણે જાણી લેવું. વિશેષતા એ છે કે - મતિ- શ્રુત - અવધિજ્ઞાના૰, ચક્ષુ-અચક્ષુ-અવધિદર્શના૰, જસંજ્વ૰, ૩વેદ, ૫ અંતરાય- આ ૧૮ કર્મોની જઘ૰ અનુભાગસત્તા એક ઠાણીયો રસ દેશઘાતી મળે છે. સમ્ય૰મોહનીયની જઘ૰અનુભાગસત્તા પણ ૧ ઠા૰રસદેશઘાતી હોય છે.

મન:પર્યવજ્ઞાના૰ની જઘ૰ અનુભાગસત્તા દ્વિસ્થાનિક દેશઘાતી મળે છે.

૩ જ્ઞાના૰ ૩ દર્શના૰ ૫ અંતરાય - આ ૧૧ નો જઘ૰ અનુભાગસંક્રમ બે ઠાણીયો સર્વઘાતી હોય છે. તેમ છતાં ચરમસમયે બીજા કોઈ નિષેકનું દલિક સત્તામાં નથી, અને ચરમ નિષેકનું વધારે રસવાળું દલિક ઉદયને સમાન અનુભાગવાળું થઈને ઉદયમાં આવે છે, ઉદય ૧ ઠા૰ રસનો હોય છે. માટે ચરમસમયે અનુભાગસત્તા ૧ઠા૰ રસની મળે છે. (પણ ત્યારે સંક્રમ હોતો નથી) સ્ત્રીવેદ અને નપું.વેદ માટે પણ આ જ વાત જાણવી. બીજી સ્થિતિનું દલિક સંક્રમ્યમાણં સક્રાન્તં ન્યાયે સંક્રમી ગયું છે. અને ઉદયસમયનું દલિક ઉદયસમાન ૧ ઠા૰ અનુભાગવાળું થઈને આવે છે, માટે ૧ ઠા૰ રસની સત્તા ચરમસમયે હોય છે.

મન:પર્યવજ્ઞાનાવરણમાં તથાસ્વભાવે જ મન:પર્યવજ્ઞાનીનેપણ ચરમસમયે પણ બે ઠા. દેશઘાતી રસનો જ ઉદય હોય છે. તેથી એ નિષેકમાં રહેલ વધારે રસવાળું દલિક પણ એટલા અનુભાગવાળું થઈને ઉદયમાં આવવાથી ૧ ઠા. રસની સત્તા મળતી નથી.

સમ્ય૰, પુ.વેદ,સંજ્વ૰ ૪ આ છ નો તો જઘ. અનુભાગસંક્રમ પણ ૧ ઠા. દેશઘાતી હોય છે.

અહીં એ પણ નોંધનીય છે કે *"અનુભાગસત્તા અનુભાગસંક્રમવત્ જાણી લેવી" એવો સામાન્ય અતિદેશ હોવાછતાં અને "મનુષ્યાયુ, તિર્યંચાયુ અને આતપ આ ૩ નો તથાસ્વભાવે દ્વિસ્થાનિક રસસંક્રમ જ હોય છે"* એમ સંક્રમાધિકારમાં કહ્યું હોવા છતાં, પણ સત્તા તો ત્રિસ્થાનિક-ચતુસ્થાનિક રસની પણ જાણવી, કેમકે એનો બંધ બંધશતકમાં કહ્યો છે.

જઘ૦અનુભાગસત્તા સ્વામિત્વ -

| | |
|---|---|
| ★ સમ્ય૦, જ્ઞાન૦૧૪, નિદ્રાદ્વિક, સંજ્વ૦લોભ, ૩ વેદ | ૨૧..... - પોતપોતાના ઉદયના અંતે વર્તમાન જીવ... |

આમાં વિશેષતા-

<u>મતિ૦, શ્રુત, ચક્ષ૦ અચક્ષુ</u> - ઉત્કૃ. શ્રુતલબ્ધિવાળો જીવ.

<u>અવધિદ્વિક</u> - પરમાવધિયુક્ત જીવ.

<u>મન:પર્યવ.</u> - વિપુલમતિ મન:પર્યવજ્ઞાની.

આ આ લબ્ધિવાળા જીવને એની પ્રાપ્તિકાળે ઘણો અનુભાગ ખપી ગયો હોય છે. શેષ પ્રકૃતિઓમાં જે જઘ૦અનુભાગસંક્રમનો સ્વામી હોય છે એ જ જઘ. અનુભાગસત્તાનો સ્વામી હોય છે.

<u>અનુભાગસત્તાસ્થાનો-</u>

જે અનુભાગસ્થાનો બંધથી ઉપજે છે તે <u>બંધોત્પત્તિક</u> કહેવાય છે, એ અસં૦લોકાકાશપ્રદેશપ્રમાણ હોય છે, કારણ કે અનુભાગબંધઅધ્યવસાયસ્થાનો એટલા છે.

બંધાવલિકા વીત્યા બાદ, ઉદ્વર્તના-અપવર્તના દ્વારા, સત્તાગત રસનો હત=ઘાત કરીને ઉપજતાં નવા રસસ્થાનો <u>હતોત્પત્તિક</u> કહેવાય છે. આ સ્થાનો બંધોત્પત્તિક કરતાં અસં૦ગુણ હોય છે, કેમકે બંધથી થનારા એક એક અનંતગુણ સ્થાનની વચ્ચે વચ્ચે આ સ્થાનો અનેક જીવાપેક્ષયા અસં૦ગુણ - અસં૦ગુણ હોય છે.

રસઘાત-સ્થિતિઘાત દ્વારા નીપજતાં નવા સ્થાનો <u>હતહતોત્પત્તિક</u> કહેવાય છે. અનુભાગઘાતના કારણભૂત સંક્લેશ-વિશુદ્ધિ સમયે સમયે અન્યાન્ય હોવાથી હતહતોત્પત્તિક સ્થાનો હતોત્પત્તિક કરતાં પણ અસં૦ગુણ હોય છે. આમ તો ઉદયઉદીરણાથી પણ અનુભાગઘાત થાય છે.તેમ છતાં એ વખતે બંધ, ઉદ્વ૦ અપવ૦, સ્થિતિઘાત કે રસઘાતમાંથી એક તો નિયમા હોય જ છે. એટલે એના દ્વારા થતા સ્થાનોમાં જ એની ગણતરી થઈ જવાથી જુદા અનુભાગસત્તાસ્થાનો તરીકે એની ગણના નથી.

પ્રદેશસત્તા-

૩ દ્વાર - ભેદ, સાદિ-અનાદિ, સ્વામિત્વ

## ભેદદ્વાર - પ્રકૃતિસત્તાવત્

### સાદિ - અનાદિદ્વાર

મૂળપ્રકૃતિ- ★ આયુ૦ - ઉત્કૃ૦ તથા જઘ૦ પ્રદેશસત્તા મિથ્યાત્વીને મળતી હોવાથી ચારેયના સાદિ-સાન્ત બબ્બે પ્રકાર....... ૮ ભાંગા

★ ૭ કર્મો- ક્ષપિતકર્માંશજીવને સ્વસ્વસત્તાચરમસમયે જઘ૦પ્રદેશસત્તા હોય છે. પુનઃ સત્તા હોતી નથી. તેથી અજઘ૦ના સાદિ સિવાય ૩-૩ ભાંગા..... શેષના સાદિ-સાન્ત બબ્બે ભાંગા..... તેથી ૭ × ૯ = ૬૩ ભાંગા ..... કુલ ૭૧ ભાંગા.

ઉત્તરપ્રકૃતિ-

★ શાતા, ૪ સંજ્વ૦, પુ.વેદ, પંચે૦, તૈ૦૭, પ્રથમસંઘ૦સંસ્થાન, શુભવર્ણાદિ૧૧, અગુરુ૦, પરા૦, ઉચ્છ૦, શુભખગતિ, ત્રસ૧૦, નિર્માણ- ૪૨ - અનુત્કૃ૦ ના ૪ ભાંગા.

૭ મી નરકમાં રહેલ ગુણિતકર્માંશ સમ્યક્ત્વી કે જે પછીના સમયે મિથ્યાત્વ પામનાર છે તેને પ્રથમ સંઘ૦ની ઉત્કૃ. પ્રદેશસત્તા હોય છે. ત્યારબાદ પછી અનુત્કૃ. થવાથી સાદિ મળે. એ સ્થાન અપ્રાપ્તને અનાદિ..... ભવ્યને સાન્ત, અભવ્યને અનંત. શેષ ૪૧ ની ઉત્કૃ. પ્રદેશસત્તા ગુણિતકર્માંશ ક્ષપકને સ્વસ્વ ચરમબંધે હોય છે, ત્યારબાદ અનુત્કૃ૦નો સાદિ ભાંગો. શેષ સુગમ.....

સંજ્વ૦લોભ અને યશ સિવાયની આ ૪૦ ના અજઘ૦ ના સાદિ સિવાય ૩-૩ ભાંગા. ક્ષપિતકર્માંશ જીવને સ્વ-સ્વ સત્તાવિચ્છેદ સમયે આ પ્રકૃતિઓની જઘ૦પ્રદેશસત્તા હોય છે, પુનઃસત્તા ન હોવાથી સાદિ ભાંગો મળતો નથી.

સંજ્વ૦લોભ-યશ.... અજઘ૦ના સાદિ વગેરે ૪-૪ ભાંગા..... ક્ષપિતકર્માંશ જીવને ક્ષપકશ્રેણિપૂર્વે યથાપ્રવૃત્તકરણના ચરમસમયે જઘ૦ હોય છે. ત્યારબાદ ગુણસંક્રમથી અન્યપ્રકૃતિઓ આવવા માંડવાથી અજઘ.નો સાદિ ભાંગો.

આ ૪૨ના જઘ૦-ઉત્કૃ૦- ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા.... કુલ ૪૬૪ ભાંગા.

★ અનંતા૦૪- અજઘ૦ ૪ પ્રકારે, ક્ષપિતકર્માંશ ઉદ્વેલકને ૧ સ્થિતિ શેષ રહે ત્યારે જઘ૦, પુનઃ મિથ્યાત્વે જઈ બાંધે ત્યારે અજઘ૦ સાદિ... શેષ ૩ ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા..... કુલ ૪૦ ભાંગા....

★ શેષ ૮૪- ધ્રુવસત્તાકના અજઘ૦ સાદિ સિવાય-૩. જઘ. ઉપરોક્ત ૪૦ પ્રકૃતિ સમાન હોય છે બાકીના અનુત્કૃ૦ આદિ ૩ના સાદિ-સાન્ત બબ્બે ભાંગા હોય છે..... કુલ ૭૫૬ ભાંગા.

★ ૨૮ અધ્રુવસત્તાકના બધા પ્રકારો સાદિ-સાન્ત બબ્બે ભાગે..... ૨૨૪ ભાંગા.

ઉત્તરપ્રકૃતિના કુલ ૪૬૪ + ૪૦ + ૭૫૬ + ૨૨૪ = ૧૪૮૪ ભાંગા.

**ઉત્કૃ૦ પ્રદેશસત્તાસ્વામિત્વ –**

લગભગ બધી પ્રકૃતિઓની ઉત્કૃ૦ પ્રદેશસત્તાનો સ્વામી ૭ મી નરકનો અંત્યસમયે વર્તમાન ગુણિતકર્માંશ જીવ હોય છે. આમાં વિશેષતા-

★ મિશ્ર - ૭ મી નરકમાંથી અંતર્મુ.માટે તિર્યંચ થઈ મનુષ્યમાં આવી સમ્ય૦ પામી શીઘ્ર ક્ષપણા કરે. એમાં જે સમયે મિથ્યાત્વ સર્વસંક્રમથી સંક્રમે એ સમયે મિશ્રની ઉત્કૃ૦ પ્રદેશસત્તા હોય.

★ સમ્ય૦ - ઉપરોક્ત જીવને જે સમયે મિશ્ર૦ સર્વસંક્રમથી સમ્ય.માં સંક્રમે એ સમયે.

★ નપું૦વેદ - ગુણિતકર્માંશ જીવ સર્વ આવશ્યક પ્રક્રિયા કરી ઈશાન દેવ થયો. ત્યાં સંક્લેશથી વારંવાર નપું. વેદ જ બાંધે છે. ચરમસમયે ઉત્કૃ૦ પ્રદેશ સત્તા હોય.

★ સ્ત્રીવેદ - ઉપરોક્ત જીવ ઈશાન માંથી એક ભવ કરી શીઘ્ર યુગલિક થયો. ત્યાં સંક્લેશથી P/a કાળસુધી સ્ત્રીવેદને પૂરે એ વખતે ઉત્કૃ. પ્રદેશસત્તા

★ પુ. વેદ - ઉત્કૃ. પ્રદેશ સંક્રમ સ્વામીને જે સમયે સ્ત્રીવેદ સર્વસંક્રમથી પુ.વેદમાં સંક્રમી જાય તે સમયે.

★ ૪ સંજ્વ૦ - ઉપરોક્ત જીવને પુ.વેદવગેરે રૂપ પૂર્વ-પૂર્વની પ્રકૃતિ સર્વસંક્રમથી જ્યારે સંક્રમે ત્યારે તે તેની ઉત્કૃ. પ્રદેશ સત્તા હોય. જેમકે પુ. વેદ સંક્રમે ત્યારે સંજ્વ૦ક્રોધની, સંજ્વ૦ ક્રોધનો સર્વસંક્રમ થાય ત્યારે સજ્વ૦ માનની ઈત્યાદિ.

| | |
|---|---|
| ★ શાતા, યશ, ઉચ્ચ૦ – | ૪ વાર ઉપશમશ્રેણિ માંડી શીઘ્ર ક્ષપક થનારને ૧૦ માના ચરમસમયે |
| ★ દેવાયુ.નરકાયુ – | ઉત્કૃ.યોગે દીર્ઘ બંધકઅદ્ધા સુધી આ આયુ૦ બાંધે. ચરમબંધસમયથી તે તે ભવના પ્રથમસમય સુધી ઉત્કૃ.પ્રદેશ સત્તા હોય. |
| ★ મનુ૦ આયુ, તિર્યંચાયુ– | ઉત્કૃ૦ યોગે દીર્ઘકાળ સુધી વિવક્ષિત આયુ પૂર્વક્રોડનું બાંધી ત્યાં શાતાબહુલ અવસ્થામાં ઉત્પન્ન થાય. (સુખી અવસ્થામાં આયુના દલિકો ઓછા નિર્જરે છે) અંતર્મુ૦ બાદ મરવાને સન્મુખ થયેલો તે પરભવાયુ પણ સજાતીય જ દીર્ઘકાળમાટે ઉત્કૃ. યોગે બાંધે. જ્યાં સુધીમાં ચાલુ ભવનું આયુષ્ય અપવર્તવાનું શરુ ન થાય ત્યાં સુધીમાં પરભવાયુ બંધના ચરમસમયે વિવક્ષિત આયુની ઉત્કૃ. પ્રદેશસત્તા મળે, કારણ કે બન્ને ભવના આયુનું કંઈક ન્યૂન દલિક વિદ્યમાન હોય છે. |
| ★ નરકદ્વિક – | પૂર્વક્રોડનું આયુવાળા ૭ ભવોમાં પૂર્વક્રોડ સુધી આ બેને સંક્લેશબહુલતાએ બાંધે..... પછી ૮મા ભવે નરકમાં જવાને તત્પર તેને ૭મા ભવના ચરમસમયે ઉત્કૃ. પ્રદેશ સત્તા હોય. |
| ★ વૈ૦૭, દેવદ્વિક – | ૭ પૂર્વક્રોડ સુધી આ ૯ ને પુષ્ટ કરી ૩ પલ્યો. આયુવાળો યુગલિક થાય. ત્યાં પણ આ પ્રકૃતિઓને પુષ્ટ કરે. એ ભવના ચરમસમયે ઉ.પ્રદેશસત્તા હોય. |
| ★ મનુ૦દ્વિક, વજ્રઋષભ૦ – | ૭મી નરકમાં અંતર્મુ૦ બાદ શીઘ્રસમ્ય૦ પામી ચરમઅંતર્મુ૦ સુધી ટકાવી આ ૩ બાંધે. સમ્યક્ત્વના ચરમસમયે આ ૩ ની ઉત્કૃ.પ્રદેશસત્તા હોય. |
| ★ પંચે૦, પ્રથમસંસ્થા૦, પરા૦, ઉચ્છ૦, શુભખગતિ, ત્રસચતુ૦, સુસ્વર, સુભગ, આદેય | ૧૨ – સાધિક ૧૩૨ સાગરો૦ સમ્યક્ત્વ પાળે, ૪ વાર ઉપશમશ્રેણિ કરી શીઘ્ર ક્ષપક થનારને પોતપોતાના બંધવિચ્છેદકાળે ઉત્કૃ.પ્રદેશસત્તા હોય. |

| | |
|---|---|
| ★ ધ્રુવબંધી શુભ ૨૦- (તૈ૦૭, શુભવર્ણાદિ ૧૧, અ.ગુરુ૦, નિર્માણ) | ૪ વાર ઉપશમશ્રેણિ માંડી શીઘ્રક્ષપક થનારને સ્વસ્વ બંધવિચ્છેદસમયે. |
| ★ સ્થિર શુભ - | ઉપરોક્ત ૨૦ મુજબ |
| ★ જિન - | દેશોને ૨ પૂર્વક્રોડ + ૩૩ સાગરો૦ સુધી બંધ કરી ક્ષપક થનારને બંધવિચ્છેદસમયે. |
| ★ આહા૦૭ - | દેશોન પૂર્વક્રોડ પૃથક્ત્વ કાળમાં વારંવાર બાંધીને ક્ષપક થનારને બંધવિચ્છેદસમયે. |
| ★ એકે૦સ્થાવર, આતપ, ઉદ્યોત - | નપું. વેદની જેમ ઈશાનદેવના ચરમસમયે |
| ★ વિકલત્રિક, સૂ. ત્રિક - | પૂર્વક્રોડ પૃથક્ત્વ સુધી મનુ.તિર્યંચ ભવોમાં બાંધીને પછી સ્વસ્વ પ્રાયોગ્યભવમાં જવાના પૂર્વસમયે ઉત્કૃ.પ્રદેશસત્તા હોય. |

જઘન્યપ્રદેશસત્તાસ્વામિત્વ -

સામાન્યથી ક્ષપિતકર્માંશ જીવને પોતપોતાની સત્તાના ચરમસમયે....

(વિશેષતા)

| | |
|---|---|
| ★ અનંતા૦ ૪ - | ક્ષપિતકર્માંશ વિસંયોજક પાછો મિથ્યાત્વે અંતમુ૦ માટે જઈ આ પ્રકૃતિઓ બાંધી સમ્યક્ત્વ પામી ૧૩૨ સાગરો૦ બાદ ક્ષપણા કરે તેમાં એક સ્થિતિ શેષ હોય ત્યારે જઘ૦પ્રદેશસત્તા હોય. |
| ★ સમ્ય૦મિશ્ર - | ૧૩૨ સાગરો૦ સમ્ય૦ પાળે, મિથ્યાત્વે જઈ ચિર ઉદ્વેલના કરે. પોતપોતાની શેષ રહેલી ઉદયાવલિકા ક્ષીણ થતાં થતાં એક સ્થિતિ શેષ હોય (દ્વિચરમસમયે) ત્યારે જઘ. પ્રદેશસત્તા હોય. |
| ★ સંજ્વ૦ત્રિક, પુ.વેદ- | સંભવિત જઘ૦ યોગે તે તેનો ચરમબંધ કરનાર જીવને સત્તાના ચરમસમયે. માત્ર આ ચરમબંધનું અસં.માભાગનું દલિક સત્તામાં હોય છે તે. |

★ **સ્ત્રીવેદ, નપું.વેદ -** સ્વ-સ્વ ઉદયે શ્રેણિ માંડનાર ક્ષપિતકર્માંશને સ્વસ્વસત્તાના ચરમ સમયે માત્ર ઉદયસમયનું દલિક સત્તામાં હોય છે તે.

★ **હાસ્યાદિ ૬ -** ક્ષપિતકર્માંશની પ્રક્રિયામાં સમ્ય૰ વગેરે વારંવાર પામી ૪ વાર કષાયોને ઉપશમાવી, સ્ત્રી-નપું. વેદને પુષ્ટ કરી મનુ૰ થયો. દીર્ઘકાળ સંયમ પાળી ક્ષપણામાં અભ્યુદ્યત થયો. ચરમખંડનો ચરમપ્રક્ષેપ હજુ કર્યો નથી. ત્યારે જઘ.પ્રદેશસત્તા હોય.

★ **સંજ્વ૰લોભ, યશ-** ઉપશમશ્રેણિ માંડવા સિવાયની ક્ષપિતની પ્રક્રિયા કરી ક્ષપક થનારને યથાપ્રવૃત્તકરણના ચરમસમયે (આના પછી તેમજ જો ઉપશમ શ્રેણિ માંડે તો ગુણસંક્રમથી પુષ્ટ થવાથી જઘ૰ ન મળે)

★ **મનુ૰૨, ઉચ્ચ૰-** આને ઉવેલીને સૂક્ષ્મ નિગોદમાં અલ્પ અંતર્મુ૰ બાંધી પાછો તેઉ-વાઉમાં જઈ ચિર ઉવેલના કરે. બે સમયસ્થિતિક એકસ્થિતિ શેષે જઘ. હોય

★ **જિન.-** ક્ષપતિકર્માંશ તત્પ્રાયોગ્ય જઘ૰યોગી પ્રથમસમયે જે બાંધે તે.....
(મતાંતરે-અલ્પકાળ = ૮૪૦૦૦ વર્ષ સુધી જિનનામ બાંધી કેવલી થાય. દેશોનપૂર્વક્રોડ કેવલીપર્યાય પાળી અયોગીના ચરમસમયે જઘ. હોય)

★ **આહા.૰૭ -** અલ્પકાળમાટે સંભવિત અલ્પયોગે બાંધી મિથ્યાત્વે જઈ ચિર ઉવેલના કરે. એક સ્થિતિશેષ.....

★ **વૈ૰૧૧ -** નામની ૮૪ની સત્તાવાળો અલ્પકાળ માટે આ પ્રકૃતિઓ બાંધી ૩૩ સાગરો. નરક ભોગવી પંચે૰તિ૰માં જાય. ત્યાં પણ આ ૧૧ બાંધ્યા વિના જ એકે૰માં જઈ ચિર ઉવેલના કરે ત્યારે એકસ્થિતિશેષે જઘ૰ પ્રદેશસત્તા હોય.

### પ્રદેશસત્તાસ્થાનવિકલ્પો-

જે કર્મોની ગુણશ્રેણિ અંતિમ આવલિકામાં પ્રવિષ્ટ હોય અને એ વખતે એનો ઉદય ન હોય તે કર્મોના ૧ આવલિકાના સમય જેટલા પ્રદેશસ્પર્દ્ધકો હોય છે. આવા કર્મો થીણદ્ધિ ત્રિક, મિથ્યાત્વ, આદ્ય ૧૨ કષાય, ૧૩ નામપ્રકૃતિ એમ <u>૨૯</u> છે.

અભવ્યપ્રાયોગ્ય જઘ. સત્તા કરીને ત્રસમાં વાંવાર દેશવિરતિ-સર્વવિરતિ પામી ૪ વાર ઉપશમશ્રેણિ માંડે. પાછો એકે૦માં P/a રહી ત્રસમાં આવી ક્ષપણા કરે. ચરમસ્થિતિખંડ સંક્રમ્યમાણં સંક્રાન્તં એ ન્યાયે ઉવેલાય ત્યારે એક ઉદયાવલિકા શેષ રહી હોય છે જે નીચેથી ૧-૧ સમય ક્ષીણ થતી જાય છે. એના દ્વિચરમસમયે બે સમય સ્થિતિક ૧ સ્થિતિ જે શેષ રહે છે તેનું દલિક એ સર્વજઘ૦ પ્રદેશસત્તા છે. આ જ સમયે અન્યજીવને આ સર્વજઘ૦ પ્રદેશસત્તાસ્થાન કરતાં ૧ કર્મસ્કંધ સત્તામાં અધિક હોય તો બીજું પ્રદેશસત્તા સ્થાન. એમ ૧-૧ સ્કંધ વધતાં વધતાં અનંતા સત્તાસ્થાનો કહેવાં, યાવત્ છેવટે ગુણિતકર્માંશ જીવને એ એક નિષેકમાં ઉત્કૃ૦ સંખ્યાના પુદ્ગલોનું ઉત્કૃ.સત્તાસ્થાન આવે. અહીં સુધી ઉત્તરોત્તર ૧-૧ સ્કંધ વધારે હોય એવા દરેક સત્તાસ્થાનો મળે છે. માટે આ બધા પુદ્ગલની એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનોનો સમૂહ એ <u>પ્રથમસ્પર્દ્ધક</u> છે.

ઉક્ત ક્ષપિતકર્માંશજીવને શેષ ઉદયાવલિકા ત્રિચરમસમયે, દ્વિચરમસમયભાવી નિષેક અને ચરમસમયભાવી નિષેક એમ બે નિષેકોમાં રહેલું દલિક સત્તામાં હોય છે. આ એક નવું સત્તાસ્થાન હોય છે. અન્ય જીવને આના કરતાં એક પુદ્ગલસ્કંધ અધિક હોય તેનું બીજું સત્તાસ્થાન..... એમ ઉત્તરોત્તર ૧-૧ સ્કંધ વધતાં ગુણિતકર્માંશ જીવને આ ત્રિચરમસમયે બે નિષેકોનું જે ભેગું દલિક સત્તામાં હોય છે ત્યાં સુધી નિરંતરસત્તાસ્થાનો મળે છે. આ સત્તાસ્થાનોનો સમૂહ એ <u>બીજું સ્પર્દ્ધક</u> છે.

એ જ ક્ષપિતકર્માંશને ચતુશ્ચરમસમયે, ત્રિચરમસમયભાવી, દ્વિચરમસમયભાવી અને ચરમસમયભાવી એમ ત્રણ નિષેકોમાં રહેલું જે દલિક સત્તામાં હોય છે તે એક નવું સત્તાસ્થાન છે. એના કરતાં એક સ્કંધ વધારે હોય એવું બીજું સત્તાસ્થાન..... એમ ૧-૧ વધતાં નિરંતર અનંતા સત્તાસ્થાનો મળે છે યાવત્ ગુણિતકર્માંશ જીવને આ સમયે રહેલું ઉત્કૃ. સત્તાસ્થાન. આ બધા સત્તાસ્થાનોનો સમૂહ એ <u>ત્રીજું સ્પર્દ્ધક</u> છે.

આમ યાવત્ એ ચરમ આવલિકાના પ્રથમસમયે (તે પ્રથમસમય સ્વરૂપ એક) સમયન્યૂન આવલિકાના સમયપ્રમાણ નિષેકોમાં રહેલું જે દલિક

ક્ષપિતકર્માંશને સત્તામાં હોય છે તે પણ એક નવું સત્તાસ્થાન હોય છે, એમાં ૧-૧ સ્કંધ ઉમેરતાં યાવત્ આ સમયે ગુણિતકર્માંશને રહેલાં દલિકના ઉત્કૃ. સત્તાસ્થાન સુધી પહોંચી શકાય છે. આ બધા નિરંતર સત્તાસ્થાનોનો સમૂહ એ 'આવલિકાના સમય ન્યૂન૧' જેટલામું સ્પર્દ્ધક હોય છે. આમાં ૧ સમય ઓછો એટલા માટે કર્યો કે એનું દલિક સ્તિબુક સંક્રમથી સંક્રાન્ત થઇ ગયું છે.

આમ ચરમઆવલિકાના '૧ સમયન્યૂન આવલિકાના સમય' જેટલા સ્પર્દ્ધકો થયા.

એ ચરમાવલિકાના પૂર્વસમયે આ ચરમઆવલિકાભાવી નિષેકોનું તેમજ ઉદ્વેલનાના ચરમખંડગતનિષેકોનું અવશિષ્ટ દલિક પણ સત્તામાં હોય છે. ક્ષપિતકર્માંશજીવને આ સમયે જેટલું દલિક સત્તામાં હોય છે તે સત્તાસ્થાનનથી લઇને ૧-૧ સ્કંધ વધતાં વધતાં યાવત્ તે તે પ્રકૃતિનું ત્રિકાળમાં સંભવિત જે સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાસ્થાન હોય ત્યાં સુધીનું આખું એક સ્પર્દ્ધક હોય છે.

એટલે આ ૨૯ પ્રકૃતિઓના પ્રદેશસત્તા સંબંધી સ્પર્દ્ધકો સમયન્યૂન આવલિકા + ૧ = ૧ આવલિકાના સમય જેટલા હોય છે.[3]

---

૩ સ્પર્દ્ધકની આ પ્રરૂપણાને કલ્પના દ્વારા સમજીએ –

ધારો કે ૧ આવલિકાના ૪ સમય છે. ૧૦૦ સમયે ૧ ક્ષપિતકર્માંશ અને ગુણિતકર્માંશ જીવ મિથ્યાત્વના ચરમખંડમાં અવશિષ્ટ દલિકને (ધારો કે ૧૦ અબજ સ્કંધોને) સર્વસંક્રમ વડે સમ્ય૦ અને મિશ્રમાં સંક્રમાવે છે. એટલે સંક્રમ્યમાણ સંક્રાન્ત એ ન્યાયે ૧૦૦ મા સમયે મિથ્યાત્વની સત્તામાંથી ૧૦૪ થી ૧૦૦૦ મા નિષેકરૂપ ચરમખંડ દૂર થઇ ગયો છે, વળી ૧૦૦ મા સમયે જ ઉદય પામનાર જે ૧૦૦ મો નિષેક હતો તે તો સ્તિબુક સંક્રમદ્વારા સમ્ય. રૂપે ઉદયમાં આવે છે, એટલે એની પણ મિથ્યાત્વરૂપે સત્તા હોતી નથી. તેથી ૧૦૦ મા સમયે માત્ર ૧૦૧, ૧૦૨, ૧૦૩ મા નિષેકભાવી દલિક સત્તામાં હોય છે. એમ ૧૦૧ મા સમયે માત્ર ૧૦૨, ૧૦૩ મા નિષેકભાવી દલિક સત્તામાં હોય છે, ૧૦૨ મા સમયે માત્ર ૧૦૩ મા નિષેકભાવી દલિક સત્તામાં હોય છે. ૧૦૩ મા સમયે ૧૦૩ મા નિષેકભાવી દલિક તો સ્તિબુકસંક્રમથી સમ્ય. રૂપે ઉદયમાં આવતું હોવાથી મિથ્યા૦ રૂપે સત્તામાં હોતું નથી. એટલે આ સમયે મિથ્યાત્વની બિલ્કુલ સત્તા હોતી નથી. ૧૦૨ મા સમયે ક્ષપિતકર્માંશને જે ૧૦૩ મા નિષેકસ્વરૂપ ૧ સ્થિતિમાત્રની સત્તા હોય છે તે જઘ. પ્રદેશસત્તા છે. આ પ્રથમસત્તાસ્થાન છે. ધારો કે એમાં ૧ અબજ સ્કંધો છે. એના કરતાં ૧ સ્કંધ વધારે હોય એવું પણ સત્તાસ્થાન (૧ અબજ + ૧ સ્કંધવાળુ) ક્ષપિતકર્માંશ સિવાયના કોઇ અન્યજીવને આ, શેષ ઉદયાવલિકાનાદ્વિચરસમયે સંભવે છે. એમ એના કરતાં પણ ૧ અધિક સ્કંધ વધુ

હોય એવું (૧ અબજ ને ૨ સ્કંધવાળું) સત્તાસ્થાન આ સમયે કો'કને સંભવે છે..... આમ નિરંતર ૧-૧ સ્કંધ વધુ વધુ હોય એવા એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનો યાવત્ આ જ સમયે ગુણિતકર્માંશજીવને જેટલા દલિકો હોય (૧ અબજ ૧ કરોડ) ત્યાં સુધી મળે છે. આ ૧ અબજ થી ૧ કરોડ સુધીના સત્તાસ્થાનોનો સમૂહ એ પ્રથમસ્પર્દ્ધક છે.

વળી ધારો કે ૧૦૨ મા નિષેકમાં ક્ષપિતકર્માંશને ૧૦ કરોડ અને ગુણિતકર્માંશને ૧૦ કરોડ ૨૦ લાખ દલિકો રહેલાં છે. (આ ચરમ આવલિકાભાવી નિષેકોમાં પણ પૂર્વે ગુણશ્રેણિથી દલિક રચના થયેલી છે. માટે ૧૦૩ મા નિષેકમાં જેટલા દલિકો હોય તેના કરતાં અસંખ્ય ભાગનાં દલિકો ૧૦૨ મા નિષેકમાં હોય ઇત્યાદિ જાણવું. માટે અહીં આવી સંખ્યાની કલ્પના કરી છે.) તેથી ૧૦૧ મા સમયે ક્ષપિતકર્માંશને ૧ અબજ ને ૧૦ કરોડ દલિકો સત્તામાં છે. એ જ પ્રમાણે કો'ક કો'ક જીવને આ જ સમયે ૧ અબજ ૧૦ કરોડને ૧, ૧ અબજ ૧૦ કરોડ ને ૨..... ઇત્યાદિ સ્કંધો સત્તામાં સંભવે છે. યાવત્ ગુણિતકર્માંશને આ સમયે જે (૧ અબજ ૧ કરોડ + ૧૦ કરોડને ૨૦ લાખ=) ૧ અબજ ૧૧ કરોડ ૨૦ લાખનું સત્તાસ્થાન હોય છે. ત્યાં સુધી આ સમયે એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનો મળે છે. આ બીજું સ્પર્દ્ધક છે. આ પ્રમાણે ૧૦૦ મા સમયે ત્રીજું સ્પર્દ્ધક મળશે. આમ છેલ્લી આવલિકાના સમયન્યૂન આવલિકા પ્રમાણ (૩) સ્પર્દ્ધકો મળ્યા. હવે ૯૯ મા સમયે ૧૦૦ થી ૧૦૩ મા નિષેકોનું દલિક તથા ૧૦૪ થી ૧૦૦૦ મા નિષેક સ્વરૂપ ચરમખંડનું અવશિષ્ટ દલિક (૧૦ અબજ) સત્તામાં છે. (૯૯માં નિષેકોનું તો સ્તિબુક સંક્રમથી સમ્ય. રૂપે ઉદયમાં આવ્યું છે.) એટલે કે ક્ષપિત કર્માંશને કુલ ૧૧,૧૧,૧૦,૦૦૦૦૦ દલિક સત્તામાં છે..... આ એક સત્તાસ્થાન..... આના પછી ૧૧, ૧૧,૧૦,૦૦૦૦૧; ૧૧,૧૧,૧૦,૦૦૦૦૨; ૧૧,૧૧,૧૦,૦૦૦૦૩..... એમ ઉત્તરોત્તર એકોત્તરવૃદ્ધિવાળા સ્થાનો ત્યાં સુધી મળે છે કે જે ઉત્કૃ. પ્રદેશસત્તાના સ્વામી ગુણિતકર્માંશજીવનું સર્વોત્કૃષ્ટ સત્તાસ્થાન હોય. (આ સત્તાસ્થાન, તરીકે ગુણિતકર્માંશજીવનું ૯૯મા સમયભાવી સત્તાસ્થાન નથી લેવાનું, પણ મિથ્યાત્વની સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તા જે હોય તે સત્તાસ્થાન લેવાનું છે એ ધ્યાનમાં રાખવું.) આ એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનોનું આ એક નવું સ્પર્દ્ધક છે.

પહેલાં સમય ન્યૂન આવલિકા પ્રમાણ જે સ્પર્દ્ધકો કહ્યા અને આ એક નવું સ્પર્દ્ધક.....કોઇ પણ કાળે કોઇપણ જીવને મિથ્યાત્વની જે પ્રદેશસત્તા હોય તેનું સ્થાન આ સ્પર્દ્ધકોમાં જ આવી જતું હોય છે, આ સ્પર્દ્ધકમાં જેનો સમાવેશ ન થતો હોય એવું કોઇ સત્તાસ્થાન કોઇપણ જીવને ક્યારેય હોતું નથી. માટે મિથ્યાત્વના પ્રદેશસત્તાસ્થાનોના એક આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો કહ્યા છે.

**સંજ્વ૦ત્રિક –** (સંજ્વ૦.ક્રોધ, માન, માયા)

(ધારોકે પ્રથમસ્થિતિનો ચરમસમય ૧૦૦ મો સમય છે, અને આવલિકા ૪ સમયની છે.) તો ૯૭ મો સમય એ પ્રથમસ્થિતિની ચરમાવલિકાનો પ્રથમ સમય થશે વળી ૯૬ મા સમયે બંધ-ઉદય-ઉદીરણા વિચ્છેદ (ચરમબંધ વગેરે) થયો હોવાથી ૯૭ મો સમય એ બંધઉદયવિચ્છેદ પછી સ્તિબુક સંક્રમથી ભોગવાતી ૧ આવલિકાનો પ્રથમસમય છે. એ સમયે એ આવલિકાનાં, ૧ સમય ન્યૂન આવલિકાપ્રમાણ નિષેકોનું પ્રથમસ્થિતિમાં રહેલ દલિક અને બીજી સ્થિતિમાં છેલ્લા ૨ સમયન્યૂન ૨ આવલિકામાં બંધાયેલું દલિક સત્તામાં છે. ૯૦ મા સમયે બંધાયેલ દલિક માટે ૯૦, ૯૧, ૯૨, અને ૯૩ મો સમય બંધાવલિકા છે જે વીત્યા બાદ ૯૪, ૯૫, ૯૬, અને ૯૭ મા સમયરૂપ ૧ આવલિકામાં એ સંક્રમદ્વારા ક્ષીણ થવાનું છે. એમાં ૯૭ મા સમયે સંક્રમ્યમાણ સંક્રાન્ત ન્યાયે એ ક્ષીણ થઈ ગયું હોવાથી ૯૦ મા સમયબદ્ધ દલિક ૯૭ મા સમયે સત્તામાં હોતું નથી. ૯૧ મા સમયે બદ્ધદલિક ૯૧, ૯૨, ૯૩, ૯૪ સમય સ્વરૂપ બંધાવલિકા વીત્યા બાદ ૯૫, ૯૬, ૯૭, ૯૮મા સમયસ્વરૂપ ૧ આવલિકામાં ક્ષીણ થવાનું છે. એટલે ૯૭મા સમયે એ વિદ્યમાન હોય છે. એટલે કે ઉદયવિચ્છેદ પછી શેષ રહેલી ૧ આવલિકાના પ્રથમસમયે, બે સમયન્યૂન ૨ આવલિકામાં (૯૧ થી ૯૬ સમય = ૬ સમયમાં) બંધાયેલું દલિક સત્તામાં હોય છે. જેમ જેમ ૧-૧ સમય વીતતી જાય છે તેમ તેમ ૯૧, ૯૨ વગેરે સ્વરૂપ પૂર્વ પૂર્વ સમયમાં બંધાયેલું દલિક ક્ષીણ થાય છે,યાવત્ ૧૦૩ મા સમયે ચરમસમય (૯૬ મા સમય) બદ્ધ દલિક પણ ક્ષીણ થઈ જાય છે. (૯૬, ૯૭, ૯૮, ૯૯, મો સમય બંધાવલિકા પછીની ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩ મા સમય

| નિષેક નબર | ક્ષપિત૦ના દલિકો | ગુણિત૦ના દલિકો | સમય | સ્પર્દ્ધક | ક્ષપિત૦ને સત્તા | ગુણિત૦ને સત્તા. |
|---|---|---|---|---|---|---|
| ૧૦૩ | ૧ અબજ | ૧ અબજ ૧ કરોડ | ૧૦૩ મો | × | × | × |
| ૧૦૨ | ૧૦ કરોડ | ૧૦ કરોડ ૨૦લાખ | ૧૦૨ મો | ૧ લુ | ૧,૦૦,૦૦,૦૦૦૦૦ | ૧,૦૧,૦૦,૦૦૦૦૦ |
| ૧૦૧ | ૧ કરોડ | ૧ કરોડ ૫ લાખ | ૧૦૧ મો | બીજુ | ૧,૧૦,૦૦,૦૦૦૦૦ | ૧,૧૧,૨૦,૦૦૦૦૦ |
| ૯૯ | ૧૦ લાખ | ૧૧ લાખ | ૧૦૦ મો | ત્રીજુ | ૧,૧૧,૦૦,૦૦૦૦૦ | ૧,૧૨,૨૫,૦૦૦૦૦ |
| ૧૦૪ } ૧૦૦૦ | ૧૦ અબજ | – | ૯૯ મો | ચોથુ | ૧૧,૧૧,૧૦,૦૦૦૦૦ | ઉત્કૃ પ્રદેશસત્તા |
| | | ઉ સત્તા= ૧,૧૧,૦૦,૦૦,૦૦૦૦૦ | | | | =૧,૧૧,૦૦,૦૦,૦૦૦૦૦ |

સ્વરૂપ આવલિકાનો ૧૦૩ મો સમય એ ચરમ છે.) આનો અર્થ એ થયો કે બંધવિચ્છેદ બાદ સમયન્યૂન ૨ આવલિકામાં બધું દલિક અન્યત્ર સંક્રમી જાય છે, અને ૨ સમયન્યૂન ૨ આવલિકા (૬ સમય) સુધી સત્તામાં હોય છે. આ ૨ સમયન્યૂન ૨ આવલિકા પ્રમાણ કાળની પ્રથમસ્થિતિની ચરમઆવલિકા (૯૭ થી ૧૦૦ મા સમય) સ્વરૂપ જે ૧ આવલિકાકાળ છે કે જેના નિષેકો સ્તિબુક સંક્રમથી ભોગવાઈને ખાલી થાય છે તેના સ્પર્દ્ધકો પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિઓની જેમ આવલિકાના સમય પ્રમાણ છે.[૪] એટલે ૨ સમયન્યૂન ૧ આવલિકા પ્રમાણ કાળ એક સમયન્યૂન ભાવી સત્તાસ્થાનોનો વિચાર કરવાનો રહ્યો. આ કાળ દરમ્યાન પ્રથમસ્થિતિ છે નહીં, બીજી સ્થિતિમાં માત્ર નવું બંધાયેલું દલિક છે, પ્રાચીન કોઈ દલિક નથી. એટલે આ સત્તાસ્થાનોમાં થનાર હીનાધિક્યમાં ગુણિતકર્માંશ કે ક્ષપિતકર્માંશની કોઈ અપેક્ષા હોતી નથી. પણ તે તે બંધસમયે યોગસ્થાનોમાં જે વિવિધતા હોય તેની અપેક્ષા હોય છે. સત્તાના ચરમ ૧૦૨ મા સમયે માત્ર ૯૬ મા સમયે બંધાયેલુ (ચરમબંધનું) દલિક હોય છે. એટલે ૯૬ મા સમયે જઘ૦ થી ઉત્કૃ. સુધીમાં જેટલા યોગસ્થાનો સંભવિત હોય એટલા ૧૦૨ મા સમયે સત્તાસ્થાનો મળે છે. એમ ૯૫-૯૬ મા સમયે જેટલા યોગસ્થનોની સંભાવના હોય એટલા સત્તાસ્થાનો ૧૦૧ મા સમયે મળે છે. આ રીતે બે સમયન્યૂન એક આવલિકાના પ્રત્યેક સમયે સંભવિત યોગસ્થાનોની સંખ્યા જેટલા સત્તાસ્થાનો મળે છે. એટલે કે કુલ બે સમયન્યૂન ૧ આવલિકાના સમયોથી યોગસ્થનોની સંખ્યાને ગુણવાથી જે ગુણાકાર આવે તેટલા સત્તાસ્થાનો આ પ્રથમસ્થિતિ પૂર્ણ થયા પછીના કાળમાં મળે છે.

વળી જઘ૦ પછીનું તરતનું જે યોગસ્થાન હોય તેના દ્વારા ઉપાર્જિત દલિકો જઘ૦ યોગસ્થાન દ્વારા ઉપાર્જિત દલિકો કરતાં માત્ર ૧ પુદ્ગલસ્કંધ જેટલાં જ વધારે હોય એવું નથી. કિન્તુ ઘણાં અધિક હોય છે. તેથી સત્તાસ્થાનો નિરંતર ન મળતાં સાન્તર મળે છે. એટલે 'એકોત્તર વૃદ્ધિવાળા સત્તાસ્થાનોનો સમૂહ એ સ્પર્દ્ધક' એવી વ્યાખ્યા મુજબના સ્પર્દ્ધકો અહીં મળી શકતા નથી. એટલે એમ કહી શકાય કે સંજ્વ૦ત્રિકમાં, ૧ આવલિકાપ્રમાણસ્પર્દ્ધકો મળે છે, અને તદુપરાંત બે સમયન્યૂન આવલિકાના સમયોથી યોગસ્થાનોને ગુણવાથી જે આવે એટલા છૂટાછવાયા સત્તાસ્થાનો અધિક મળે છે.

---

૪ અહી ઉપલક્ષણથી આ ચરમાવલિકાની પૂર્વનું ઉત્કૃ. પ્રદેશસત્તા સ્થાન સુધીનું એક અન્ય સ્પર્દ્ધક પણ જાણવું.

જ્યારે સત્તાસ્થાનો વચ્ચે એકોત્તરવૃદ્ધિના બદલે આંતરું પડે છે ત્યારે સ્પર્દ્ધક બદલાય છે. એટલે કે સ્પર્દ્ધકો આંતરાથી વિભાજિત હોય છે. તેથી *'આંતરાથી વિભાજિત સત્તાસ્થાનો એ સ્પર્દ્ધક'* એવી ઔપચારિક વ્યાખ્યા લઈએ તો, આ વધારાના કહેલા બધા સત્તાસ્થાનો પરસ્પર આંતરાથી વિભાજિત હોવાથી ઉપચારથી એ બધાં સત્તાસ્થાનો ૧-૧ સ્વતંત્ર સ્પર્દ્ધક બની જાય છે, તેથી એટલા સ્પર્દ્ધકો અધિક મળે છે એમ પણ કહી શકાય છે. ચૂર્ણિકારે આ પ્રમાણે કહ્યું છે. અથવા ૧૦૨ મા સમયે જે જે સત્તાસ્થાનો સંભવિત હોય તેનું ૧ સ્પર્દ્ધક. એમ ૧૦૧ વગેરેમા સમય માટે જાણવું. એટલે બે સમયન્યૂન આવલિકાના જેટલા સમયો હોય એટલા અધિક સ્પર્દ્ધકો મળે. આ પ્રમાણે વૃત્તિકારે કહ્યું છે. આ બધા સમયના સત્તાસ્થાનો સાન્તર હોવાથી એ ઉપચરિત સ્પર્દ્ધકો જાણવા.

વળી ચરમબંધે જેને જઘ. યોગસ્થાન હોય અને દ્વિચરમ વગેરે બંધકાળે પણ જઘ. યોગસ્થાન જ હોય એમ કલ્પીને કહ્યું છે. પણ વસ્તુતઃ એવું હોતું નથી. યોગસ્થાન બદલાયા કરે છે. તેથી અહીં બે સમયન્યૂન આવલિકાના સમયો અને યોગસ્થાનોનો જે ગુણાકાર કહ્યો છે એ સ્થૂલથી જાણવો. એક જીવને ૯૬મા સમયે જઘ. યોગસ્થાન છે, પણ ૯૫ મા વગેરે સમયે નથી. તો એને ૧૦૧ વગેરે સમયોમાં જે સત્તાસ્થાનો ઊભાં થશે તે ઉક્ત કરતાં જુદા જ હશે. એટલે બે સમયન્યૂન આવલિકાના સમયોમાં યોગસ્થાનોના સંવેધથી જેટલા ભાંગા આવે તદનુસાર સત્તાસ્થાન આવે એ જાણવું.

★ **સ્ત્રીવેદ-નપુંસકવેદ-** બબ્બે સ્પર્દ્ધકો હોય છે.

અભવ્યપ્રાયોગ્ય જઘ૦ સત્તા કરીને ત્રસકાયમાં જાય. વારંવાર દેશ-સર્વ વિરતિ પામે. ૪ વાર ઉપશમશ્રેણિ માંડે, સાધિક ૧૩૨ સાગરો૦ સમ્યક્ત્વ પાળે. મિથ્યાત્વે ગયા વગર નપું.વેદથી ક્ષપકશ્રેણિ માંડે. એમાં નપું.વેદની પ્રથમ સ્થિતિના ચરમસમયે બીજીસ્થિતિમાં ચરમખંડના ચરમપ્રક્ષેપનું દલિક સંક્રમ્યમાણ સંક્રાન્ત ન્યાયે નપું.વેદ રૂપે રહ્યું ન હોવાથી માત્ર એ એક ઉદયસમયના નિષેકની સત્તા હોય છે. ક્ષપિતકર્માંશ જીવને આ સમયે જે સત્તાસ્થાન હોય ત્યારથી લઈને ૧-૧ સ્કંધ વધતા વધતા નિરંતર સત્તાસ્થાનો મળે છે જે યાવત્ ગુણિતકર્માંશ જીવને આ સમયે જે સત્તાસ્થાન હોય ત્યાં સુધી મળે છે. આ બધા સત્તાસ્થાનોનો સમૂહ એ એક સ્પર્દ્ધક છે. ઉક્ત ક્ષપિતકર્માંશ જીવને પ્રથમસ્થિતિના

દ્વિચરમ સમયે, બીજી સ્થિતિમાં રહેલ ચરમખંડના દલિક સહિત જે સત્તાસ્થાન હોય છે ત્યારથી માંડી ૧-૧ સ્પર્દ્ધક વધતાં વધતાં યાવત્ નપું.વેદના ઉત્કૃ.પ્રદેશ સત્તાસ્થાન સુધી એકોત્તરવૃદ્ધિવાળાં સત્તાસ્થાનો મળે છે. આ બીજું સ્પર્દ્ધક છે.

આ જ પ્રમાણે સ્ત્રીવેદ માટે પણ બે સ્પર્દ્ધકો જાણવા. એમાં ક્ષપકશ્રેણિ સ્ત્રીવેદથી માંડેલી જાણવી.

* **પુરુષવેદ-** પુરુષવેદે શ્રેણિ માંડનારને ઉપર મુજબ બે સ્પર્દ્ધકો મળે છે તેમજ બે સમયન્યૂન બે આવલિકાના સમયો અને યોગસ્થાનોના ગુણાકાર જેટલા સ્પર્દ્ધકો અધિક મળે છે.

ચરમસમયવેદકને ક્ષપિતકર્માંશથી ગુણિતકર્માંશ સુધી એકોત્તરવૃદ્ધિવાળા જે નિરંતર સત્તાસ્થાનો મળે છે તેનું એક સ્પર્દ્ધક. ક્ષપિતકર્માંશ દ્વિચરમસમયવેદકના ચરમખંડ સહિતના સત્તાસ્થાનથી ઉત્કૃ. પ્રદેશસત્તાસ્થાન સુધી જે નિરંતર એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનો મળે છે તેનું બીજું સ્પર્દ્ધક-પું.વેદના બંધ-ઉદય વિચ્છેદસમયે, સમયન્યૂન ૨ આવલિકામાં બંધાયેલુ અને એના પછી એટલા જ સમયમાં ખપી જનારું દલિક સત્તામાં હોય છે. તેથી, અવેદકના પ્રથમસમયે, ૨ સમયન્યૂન ૨ આવલિકામાં બંધાયેલું દલિક એટલા જ સમયો માટે વિદ્યમાન હોય છે. આ ૨ સમયન્યૂન ૨ આવલિકાના સમયો દરમ્યાન મળતા સત્તાસ્થાનો સંજ્વ૦ત્રિકની જેમ માત્ર યોગસ્થાનોને સાપેક્ષ હોય છે. વળી સંજ્વ૦ત્રિકમાં તો એ વખતે ૧ આવલિકા પ્રથમસ્થિતિ શેષ હતી જેના કારણે એક આવલિકાના સ્પર્દ્ધકો પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિની જેમ મળ્યા. જ્યારે પુ. વેદમાં પ્રથમસ્થિતિ છે નહીં. તેથી સંજ્વ.ત્રિકમાં ૨ સમય ન્યૂન ૧ આવલિકાની જેમ અહીં ૨ સમયન્યૂન ૨ આવલિકાના સમયો અને યોગસ્થાનોના ગુણાકાર જેટલા સત્તાસ્થાનો (ઉપચરિત સ્પર્દ્ધકો) અધિક મળે છે. (અહીં પણ જુદા જુદા સમયે સંભવિત યોગસ્થાનોથી થતા સંવેધના ભાંગા અનુસારે સત્તાસ્થાનો જાણવા.)

* **ઉદ્વલ્યમાન ૨૩ પ્રકૃતિઓ-** એક સ્પર્દ્ધક

સમ્ય૦- સૂ.નિગોદમાં કર્મસ્થિતિ પાળીને ત્રસકાયમાં જાય. વારંવાર સમ્યક્ત્વ, દેશ-સર્વવિરતિ પામીને ૪ વાર કષાયોને ઉપશમાવી સાધિક ૧૩૨ સાગરો. પાળી મિથ્યાત્વે જાય. દીર્ઘ ઉદ્વલનાકાળે ઉવેલીને જ્યારે ચરમખંડ

અન્યત્ર સંક્રમ્યમાણ સંક્રાન્ત ન્યાયે સંક્રમી જાય, અને ઉદયાવલિકા સ્તિબુક સંક્રમથી ભોગવાતી જાય ત્યારે દ્વિચરમસમયે બેસમયસ્થિતિક ૧ સ્થિતિ જે શેષ હોય એ જઘ૦ પ્રદેશસત્તા હોય છે. ત્યારથી ૧-૧ સ્કંધ વધારતાં વધારતાં ઉત્કૃ.પ્રદેશસત્તાસ્થાન સુધી નિરંતર એકોત્તરવૃદ્ધિવાળાં સ્થાનો મળે છે. આ બધાનું એક જ સ્પર્દ્ધક હોય છે. એ જ રીતે મિશ્ર માટે પણ જાણવું.

ઉદ્વલ્યમાન અન્ય પ્રકૃતિઓ માટે પણ આ જ પ્રમાણે એક સ્પર્દ્ધક હોય છે, કિન્તુ એમાં સમ્ય૦ પ્રાપ્તિ આદિની પ્રક્રિયા લેવી નહીં.

★ **સંજ્વ૦લોભ, યશ-** ૧-૧ સ્પર્દ્ધક

અભવ્યપ્રાયોગ્ય જઘ૦ કરી ત્રસમાં ઉપશમશ્રેણિ સિવાયની ક્ષપિતકર્માંશની શેષ પ્રક્રિયા દ્વારા દલિકો ખપાવી દીર્ઘકાળ સંયમ પાળી ક્ષપણાર્થ ઉદ્યત થાય. યથાપ્રવૃત્ત કરણના ચરમસમયે જઘ૦ પ્રદેશસત્તા હોય. (ત્યારબાદ ગુણસંક્રમથી પુષ્ટ થવા માંડે) ત્યારથી માંડીને ઉત્કૃ.પ્રદેશસત્તાસ્થાન સુધીના એકોત્તરવૃદ્ધિવાળા નિરંતર સ્થાનો મળે છે. આ બધાનું એક સ્પર્દ્ધક હોય છે.

★ **હાસ્યાદિ ૬-** સંજ્વ૦લોભ મુજબ. પણ ૪ વાર ઉપશમશ્રેણિ માંડે, પછી સ્ત્રી-નપું. વેદને પુષ્ટ કરી મનુષ્ય થાય. દીર્ઘકાળ સંયમ પાળી ક્ષપકશ્રેણિ માંડે. એમાં ચરમખંડના નિર્લેપનનો ચરમસમય બાકી હોય ત્યારે જઘ૦ પ્રદેશસત્તા મળે છે. ત્યારબાદ ઉત્તરોત્તર ૧-૧ સ્કંધ વધતાં યાવત્ ઉત્કૃ. પ્રદેશસત્તાસ્થાન સુધી નિરંતર સત્તાસ્થાનોનું એક જ સ્પર્દ્ધક હોય છે.

★ **જ્ઞાના૦ ૧૪ -** ૧૨મા ગુણઠાણાના સંખ્યાત બહુભાગ સુધી આના સ્થિતિઘાત વગેરે ચાલે છે. ત્યારબાદ શેષ એક સંખ્યાતમા ભાગમાં તે હોતા નથી. આ કાળમાં જેટલા સમયો હોય તેના કરતાં એક વધુ સ્પર્દ્ધક હોય છે. તે આ રીત → આ શેષ ભાગના તે તે પ્રત્યેક સમયે ક્ષપિતકર્માંશથી ગુણિતકર્માંશ સુધી નિરંતર વૃદ્ધિવાળા સ્થાનોનું ૧-૧ સ્પર્દ્ધક મળે છે. એટલે જેટલા સમયો છે એટલા સ્પર્દ્ધક થયા. સ્થિતિખંડના ચરમસમયે ક્ષપિતકર્માંશ ના સત્તાસ્થાનથી લઈ ઉત્કૃ.પ્રદેશસત્તાસ્થાન સુધીનું એક અન્ય સ્પર્દ્ધક મળે છે.

★ **નિદ્રાદ્વિક -** જ્ઞાના૦ આદિ મુજબ પણ, આનો ઉદય ન હોવાથી ચરમસમયે સત્તા હોતી નથી. તેથી જ્ઞાનાવરણાદિ કરતાં ૧ સ્પર્દ્ધ ઓછું મળે છે.

★ **અયોગીને ઉદયવાળી ૧૩ પ્રકૃતિ-** અયોગી અવસ્થાના સમયો કરતાં એક સ્પર્દ્ધક અધિક મળે છે. અયોગીના ચરમસમયે ક્ષપિતકર્માંશથી ગુણિત-કર્માંશ સુધીના એકોત્તરવૃદ્ધિવાળા સત્તાસ્થાનોનું ૧ સ્પર્દ્ધક. એ રીતે દ્વિચરમ વગેરે સમયોના ૧-૧ સ્પર્દ્ધકો એમ અયોગીના જેટલા સમય હોય એટલા સ્પર્દ્ધકો. તદુપરાંત, સયોગીના ચરમસમયે ક્ષપિતકર્માંશને જે સત્તાસ્થાન હોય ત્યાંથી ઉત્કૃ.પ્રદેશ સત્તાસ્થાન સુધીનું એક સ્પર્દ્ધ.. (ભિન્ન જીવોની અપેક્ષાએ શાતા-અશાતા બન્નેનો ઉદય શક્ય હોવાથી અહીં ૧૩ પ્રકૃતિઓ ગણી છે.)

★ અયોગીને અનુદયવાળી નામગોત્રની શેષ **૮૨** પ્રકૃતિઓ -

ઉપર મુજબ... પણ ચરમસમયે સત્તા ન હોવાથી એક સ્પર્દ્ધક ઓછું જાણવું. આમ પ્રદેશસત્તાસ્થાનની પ્રરૂપણા પૂર્ણ થઈ.

આ જ રીતે પ્રદેશબંધસ્થાન, પ્રદેશસંક્રમસ્થાન, પ્રદેશોદીરણાસ્થાન, પ્રદેશોપશમનાસ્થાન, પ્રદેશનિદ્ધત્તિસ્થાન, પ્રદેશનિકાચનાસ્થાન અને પ્રદેશોદયસ્થાનની પ્રરૂપણા અનુમાનથી કરવી. બંધનકરણમાં જઘ.યોગસ્થાનથી ઉત્કૃ. યોગસ્થાન સુધીમાં મળતા પ્રદેશબંધસ્થાનના વિકલ્પો જાણવા. સંક્રમણમાં જઘ.પ્રદેશસંક્રમણથી ઉત્કૃ. પ્રદેશસંક્રમ સુધીના સ્થાનો. એ પ્રમાણે ઉદીરણા વગેરેમાં જાણવું.

વળી, ૮ કરણ, ઉદય અને સત્તાના વિષયમાં પ્રકૃતિસ્થાન, સ્થિતિસ્થાન, અનુભાગસ્થાન અને પ્રદેશસ્થાન સંબંધી ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત અને અવક્તવ્ય ભેદનો વિચાર કરવો.

આ દરેક, પૂર્વ સમયે જે સ્થાન હોય એના કરતાં પછીના વિવક્ષિત સમયે એક જેટલું પણ અધિક હોય તો ભુયસ્કાર કહેવાય, એક જેટલું પણ હીન હોય તો અલ્પતર કહેવાય, સમાન હોય તો અવસ્થિત કહેવાય છે. બંધવગેરે વિવક્ષિત પ્રક્રિયા પૂર્વસમયે ન હોય અને નવી શરુ થતી હોય તો પ્રથમસમયે અવક્તવ્ય કહેવાય છે.

આ ગ્રન્થમાં ૮ કરણ અને ઉદયસત્તાનું જે સ્વામિત્વ કહ્યું છે તે જીવઓઘ (જીવસામાન્ય) અંગે હોવાથી ઓઘસ્વામિત્વ છે. આના પરથી ગતિ વગેરે ૧૪ માર્ગણાસ્થાનોમાં જ્યાં જે સંભવિત હોય એ પ્રમાણે પૂર્વાપરના અત્યંત ઉપયોગપૂર્વક વિચારવું.

બંધ, ઉદય, ઉદીરણા, સંક્રમ અને સત્તા..... આ પાંચના પ્રકૃતિ-સ્થિતિ-રસ અને પ્રદેશઅંગે જઘન્ય-અજઘ૦-ઉત્કૃ૦-અનુત્કૃ૦ નો પરસ્પર સંવેધ વિચારવો. એટલે કે જઘ૦ પ્રદેશબંધ હોય ત્યારે સ્થિતિબંધ કેટલો હોય, પ્રદેશઉદય કેટલો હોય, પ્રદેશોદીરણા કેટલી હોય વગેરેનો સંવેધ વિચારવો.

આઠ કરણ, ઉદય અને સત્તાના જાણકાર તેમજ આ દશની નિર્જરા (ક્ષીણ) કરનાર સંયમમાં ઉદ્યમશીલ મહાત્માઓ એ બધાનો નાશ કરીને અભીષ્ટ મોક્ષસુખને પામે છે.

કર્મપ્રકૃતિપ્રાભૃતમાંથી જે પ્રમાણે સાંભળવા-જાણવા મળ્યું છે તે અનુસારે આ ૧૦ દ્વારોને અલ્પબુદ્ધિવાળા મેં (આ. શ્રી શિવશર્મસૂરિએ) વર્ણવ્યા છે. અનાભોગથી આમાં જે કાંઈ વિતથ કહ્યું હોય તેને દૃષ્ટિવાદના જાણકાર મહર્ષિઓ શુદ્ધ કરીને જણાવે.

જેમના શ્રેષ્ઠશાસનના અંશોથી સ્પર્શાયેલા અને વિકસિત થયેલા મતિકિરણો (જ્ઞાનપ્રકાશ) કર્મમલિનતાને દૂર કરે છે તે શ્રમણભગવાન શ્રી *મહાવીરસ્વામી* મારે શરણભૂત છે.

કમ્મપયડી સંગ્રહણીના પદાર્થોના ગુજરાતીભાષામાં કરેલ આ સંગ્રહમાં અજ્ઞાન-અનાભોગ-પ્રમાદ વગેરેથી પરમપવિત્ર શ્રી જિનાજ્ઞા વિરુદ્ધ જે કાંઈ લખાયું હોય તેનું ત્રિવિધ ત્રિવિધ મિચ્છામી દુકકડમ્.....




ઈતિ શુભમ્

# પરિશિષ્ટ : ક્ષપકશ્રેણિ

ઉપશમ શ્રેણિનું પ્રતિપાદન કર્મપ્રકૃતિ-ચૂર્ણિમાં અને કષાયપ્રાભૃત ચૂર્ણિમાં કરેલું છે એ જોઈ ગયા. કમ્મપયડીમાં ક્ષપકશ્રેણિના સ્વરૂપનું વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. માટે કષાયપ્રાભૃત-ચૂર્ણિ તેમજ અન્યગ્રન્થોને અનુસરીને એનું પ્રતિપાદન નીચે મુજબ જાણવું.

સૌ પ્રથમ અનંતા૦૪ ની વિસંયોજના થાય છે. જેનું પ્રતિપાદન પૂર્વે થઈ ગયું છે.

ત્યાર બાદ દર્શનમોહની ક્ષપણા થાય છે. એનું નિરૂપણ પણ પૂર્વે થઈ ગયું છે. તેમ છતાં એ અંગે કષાયપ્રાભૃતચૂર્ણિમાં જે વિશેષ વાતો જણાવેલી છે તે નીચે મુજબ જાણવી.

(૧) દર્શન મોહની ક્ષપણાનો પ્રારંભ કરનાર એક જીવને અપૂર્વકરણના પ્રથમ સમયે ૭ કર્મોની જે સ્થિતિસત્તા હોય છે. તેના કરતાં બીજા જીવને એ સમયે તુલ્ય, વિશેષાધિક કે સંખ્યાતગુણ સ્થિતિસત્તા સંભવે છે.
પૂર્વે ઉપશમશ્રેણિ માંડી હોય અને પછી દર્શનમોહ ક્ષપણા કરે એવા જીવને સ્થિતિસત્તા ઓછી હોય છે. ઉપશમશ્રેણિ માંડ્યા વિના જ આ ક્ષપણા કરનાર જીવને એના કરતાં સંખ્યાતગુણ સ્થિતિસત્તા હોય છે. એટલે જ આ જીવ પેલા જીવ કરતાં સંખ્યાતગુણ-સંખ્યાતગુણ આયામ વાળા સ્થિતિખંડનો ઘાત કરે છે. તેથી એકજીવની અપેક્ષાએ અન્યજીવના ઘાત્યમાન સ્થિતિખંડનો આયામ તુલ્ય, વિશેષાધિક કે સંખ્યાત ગુણ સંભવે છે.

(૨) જે જીવ પહેલા દર્શન મોહની ક્ષપણા કરીને પછી કષાયોને ઉપશમાવે છે, અને જે જીવ દર્શન મોહની ક્ષપણા કર્યા વગર જ કષાયોને ઉપશમાવે છે, એ બન્ને જીવની કષાયોને ઉપશમાવ્યા બાદ તુલ્ય કાળ વ્યતીત થયો હોય ત્યારે સમાન સ્થિતિસત્તા હોય છે. (એટલે કે ઉપશમશ્રેણિ એવી પ્રક્રિયા છે કે એના પ્રારંભે સ્થિતિસત્તા ભલે ઓછી-વત્તી હોય, પણ અનિવૃત્તિકરણે પ્રથમ સ્થિતિઘાત થયા બાદ બધા જીવોને સ્થિતિસત્તા

તુલ્ય જ હોય છે. જ્યાં સુધી સમ્યક્ત્વ વિદ્યમાન હોય છે ત્યાં સુધી સત્તા કરતાં અધિક સ્થિતિબંધ થતો નથી. એટલે સ્થિતિસત્તાની આ તુલ્યતા સમ્યક્ત્વભ્રષ્ટ ન થાય ત્યાં સુધીની હોવી જોઈએ. વળી સમ્યક્ત્વભ્રષ્ટ થયા વિના જો બીજીવાર ઉપશમશ્રેણિ માંડે તો એને સ્થિતિસત્તા ઓર સંખ્યાતગુણહીન થાય છે. માટે તો આહારકની જઘ.સ્થિતિઉદીરણામાં ૪ વાર ઉપશમશ્રેણિ માંડવાનું કહ્યું છે.)

(૩) તેથી જે જીવ પહેલાં કષાયોને ઉપશમાવી પછી દર્શનમોહની ક્ષપણા કરે છે તેને દર્શનમોહ ક્ષીણ થયાબાદ જે સ્થિતિસત્તા હોય છે તેના કરતાં જે જીવ પહેલાં દર્શનમોહક્ષપણા કરીને પછી કષાયોને ઉપશમાવે છે તેને કષાયો ઉપશમ્યા બાદ જે સ્થિતિસત્તા હોય છે તે સંખ્યાતગુણ હોય છે. (કારણ સ્પષ્ટ છે કે ઉપશમશ્રેણિ બાદ તો બન્નેની સ્થિતિસત્તા તુલ્ય હોય છે. તે પછી જે દર્શનમોહક્ષપણા કરે છે તેને તે પ્રક્રિયા દ્વારા સત્તાનો બીજો પણ ઘણો ઘાત થઈ જાય છે.)

(૪) અપૂર્વકરણના પ્રથમ સમયે, જઘ.સ્થિતિસત્તાવાળાને પ્રથમ સ્થિતિખંડ P/s હોય છે. ઉત્કૃ.સ્થિતિસત્તાવાળાને સાગરોપમપૃથક્ત્વ હોય છે. નવો નવો સ્થિતિબંધ P/s ન્યૂન હોય છે. ગુણશ્રેણિ ઉદયાવલિકાની બહાર થાય છે. (કર્મપ્રકૃતિના મતે સમ્ય૦ મોહની ગુણશ્રેણિ ઉદય સમયથી થાય છે. "ગુણશ્રેણિરચના, સામાન્યથી સર્વત્ર ઉદયવતી પ્રકૃતિની ઉદયસમયથી અને અનુદયવતિ પ્રકૃતિની ઉદયાવલિકા બહાર થાય છે" એવો કર્મપ્રકૃતિનો મત છે, જ્યારે કષાયપ્રાભૃતચૂર્ણિના મતે ઉદયવતી કે અનુદયવતી બન્નેની ગુણશ્રેણિ ઉદયાવલિકાની બહાર થાય છે.) (આ ગુણશ્રેણિનો આયામ અપૂર્વ૦-અનિવૃત્તિ કરણની અદ્ધા કરતાં વિશેષાધિક હોય છે. શીર્ષ સ્થિર હોવાથી શેષ શેષમાં નિક્ષેપ થાય છે.) શીર્ષ સુધી દલિક નિક્ષેપ અસંખ્યગુણ-અસંખ્યગુણ થાય છે. પછીના નિષેકમાં અસં૦મા ભાગનું દલિક નિક્ષિપ્ત થાય છે. અને પછીના ઉત્તરોત્તર નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન નિક્ષિપ્ત થાય છે.

(૫) અનિવૃત્તિકરણના પ્રથમસમયથી દર્શનમોહનીય કર્મમાંથી દેશોપશમના, (નિદ્ધત્તિ અને નિકાચના) નાબુદ થાય છે.

(૬) અનિવૃત્તિના પ્રથમસમયે દર્શનમોહની સત્તા સાગરો૦ લક્ષપૃથક્ત્વ (અંતઃ કોડસાગરો૦) અને શેષ કર્મોની સાગરો૦ લક્ષકોડ પૃથક્ત્વ (અંતઃ કો.કો.) હોય છે.

(૭) અનિવૃત્તિના સંખ્યાત બહુભાગ પસાર થયા પછી ક્રમશઃ સ્થિતિખંડ પૃથક્ત્વના આંતરે આંતરે દર્શનમોહનીય સત્તા અસંજ્ઞી પંચે૦, ચઉ૦, તેઇં૦, બેઇં૦, અને એકે૦તુલ્ય થાય છે. ત્યાર બાદ ૧ પલ્યો. જેટલી સત્તા થાય છે. હવેથી એક એક સ્થિતિઘાતમાં સંખ્યાત બહુભાગ સ્થિતિઓ ખંડાય છે.

(૮) હજારો સ્થિતિઘાત બાદ 'દૂરાપકૃષ્ટિ' આવે છે. આ વખતે સ્થિતિસત્તા P/s જે જે હોય તે એટલી બધી ઓછી હોય છે કે જેથી હવે નવા નવા સ્થિતિઘાતમાં અસં.બહુભાગ ખંડાવા માંડે છે. અને પછી સ્થિતિસત્તા P/a રહે છે.

(૯) આવા હજારો સ્થિતિઘાત બાદ સમ્ય૦ મોહની અસં૦ સમય પ્રબદ્ધ ઉદીરણા થાય છે. શેષ પૂર્વે થઈ ગયેલી પ્રરૂપણાવત્ જાણવું.

(૧૦) જ્યારે મિશ્રમોહનો ચરમસંક્રમ થઈ જાય છે ત્યાર સમ્ય.ની સ્થિતિસત્તા ૮ વર્ષ હોય છે. મતાંતરે સંખ્યાતા હજાર વર્ષ હોય છે. પણ ૮ વર્ષનો મત પ્રચલિત છે. હવેથી સ્થિતિખંડનો આયામ અંતર્મુ૦ પ્રમાણ હોય છે, સમ્ય૦ ના અનુભાગની સમયે સમયે અપવર્તના થાય છે. હવેથી ઉદયસમયથી લઈ ગુણશ્રેણિ શીર્ષ સુધી ઉત્તરોત્તર અસં.ગુણ દલિક નાંખે છે. (અત્યાર સુધી ઉદયાવલિકા બહાર ગુણશ્રેણિ હતી. હવે ઉદયસમયથી એ રચાય છે.) શીર્ષની પછીના ઉપરના એક નિષેકમાં પણ અસં.ગુણ દલિક નાંખે છે.* ત્યારબાદ વિશેષહીન વિશેષહીન નાંખે છે. દ્વિચરમસ્થિતિઘાત સુધી આ પ્રમાણે જાણવું.

---

* પ્રશ્ન... ગુણશ્રેણિશીર્ષની ઉપરના એક નિષેકમાં પણ અસંખ્યગુણદલિક નાંખે છે, એટલે એનો અર્થ એવો થઈ શકે કે હવે એ ઉપરનો નિષેક શીર્ષ બની ગયો. વળી પછીના સમયે એ શીર્ષની ઉપરના એક નિષેકમાં પણ અસં.ગુણ દલિક નાંખવાથી એ વખતે એ ગુણશ્રેણિ શીર્ષ બનશે. આમ શીર્ષ ઉપર ઉપર જતું હોવાથી, હવે ગલિતશેષ ગુણશ્રેણિ હોતી નથી, કિન્તુ અવસ્થિત ગુણશ્રેણિ હોય છે. એવું ફલિત કરી શકાય?

ઉત્તર..... ના, ગુણશ્રેણિશીર્ષ સ્થિર હોવાથી ગલિતશેષ ગુણશ્રેણિ જ છે. અર્થાત્ સમ્ય.ની ૮ વર્ષ સ્થિતિસત્તા થયા બાદ પ્રથમસમયે ધારોકે ૧૦૦ મો નિષેક જો ગુણશ્રેણિશીર્ષ છે તો બીજા, ત્રીજા વગેરે સમયે પણ એ જ શીર્ષ તરીકે રહે છે. અને પહેલા સમયે ૧૦૦ મા નિષેકમાં જેટલું દલિક નાખે છે એના કરતાં ૧૦૧ માં નિષેકમાં અસંખ્યગુણ દલિક

(૧૧) ચરમસ્થિતિઘાત કરતી વખતે ભેગા ગુણશ્રેણિના ઉપરના સંખ્યાત બહુભાગને પણ ખાંડી નાંખે છે. (કર્મપ્રકૃતિચૂર્ણિ મતે ઉપરના સંખ્યાતમા ભાગને ખાંડે છે.) ગુણશ્રેણિનો જેટલો ભાગ ખંડાય છે એના કરતાં પણ સંખ્યાતગુણ અન્યસ્થિતિઓ આ ચરમખંડમાં ભેગી ખંડાય છે.

(૧૨) ચરમખંડનો ઘાત થઈ ગયા પછી શેષ રહેનારી સમ્ય૦ની સ્થિતિઓ અલ્પ હોય છે. એના કરતાં દ્વિચરમખંડ સંખ્યાતગુણ હોય છે. અને એના કરતાં પણ ચરમખંડ સંખ્યાતગુણ હોય છે.

(૧૩) ચરમખંડને ઉકેરવાના પ્રથમસમયે અપવર્ત્યમાન દલિકમાનું થોડું દલિક ઉદયસમયમાં નાંખે છે, એના કરતાં અસં.ગુણ દલિક પછીના નિષેકમાં નાંખે છે. એમ ઉત્તરોત્તર ચરમખંડના પ્રથમનિષેકની પૂર્વના નિષેક સુધી નાંખે છે. આ જ હવે ગુણશ્રેણિશીર્ષ બને છે. ત્યાર પછીના નિષેકમાં (એટલે કે ચરમખંડના પ્રથમનિષેકમાં) અસં૦ગુણહીન દલિક નાંખે છે. પછી પૂર્વે જે ગુણશ્રેણિશીર્ષ હતું ત્યાં સુધી ઉત્તરોત્તર વિશેષહીન નાંખે છે. તે પછીના નિષેકમાં અંસ.ગુણહીન નાંખે છે. અને તે પછીના

---

– નાંખે છે. આજ પ્રમાણે બીજા-ત્રીજા વગેરે સમયોએ જાણવું. પહેલા, બીજા વગેરે સમયોએ ૧૦૧ મા નિષેકમાં જેટલું દલિક નાખે છે. એના કરતાં ૧૦૨ મા નિષેકમાં વિશેષહીન દલિક નાંખે છે. પછીના દરેક નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન દલિક જાણવું.

પ્રશ્ન.... શીર્ષની ઉપરના એક નિષેકમાં શા માટે અસંખ્યગુણ દલિક નાંખે છે?

ઉત્તર.... ગુણશ્રેણિ રૂપે રચાતા દલિકોનો ભાગહાર P/a છે. અર્થાત્ ઉકેરાતા ખંડ વગેરેમાંથી જેટલું દલિક ઉપડે છે એમાંથી માત્ર અસંખ્યાતમા (પલ્યોપમના અસં૦મા ભાગ જેટલા અસંખ્યાતમા) ભાગનું દલિક જ ગુણશ્રેણિ રૂપે ગોઠવાય છે. એટલે અવશિષ્ટ અસં૦બહુભાગ દલિક ગુણશ્રેણિની ઉપરના વિદ્યમાન નિષેકોમાં નાંખવું પડે છે. હવે.... ગુણશ્રેણિ રૂપે જેટલું દલિક નાંખ્યું છે તેનું પણ અસં૦બહુભાગ દલિક તો શીર્ષમાં જ નાખ્યું છે. (કારણ કે નીચે નીચેના નિષેકોમાં તો માત્ર અસં૦માભાગનું દલિક જ નાખ્યું છે.) એટલે શીર્ષમાં જેટલું દલિક નાંખ્યું છે એટલું એટલું દલિક પણ જો, ઉપરના પ્રત્યેક નિષેકોમાં નાંખવાનું હોય તો પણ અવશિષ્ટ અસં૦બહુભાગ દલિકને (કે જે શીર્ષમાં નાંખેલ દલિક કરતાં P/a જેટલા અસંખ્ય ગુણ છે તેને) નાંખવા માટે P/a જેટલા નિષેકો જોઈએ. અત્યાર સુધી આના કરતાં પણ અધિક નિષેકો વિદ્યમાન હોવાથી શીર્ષમાં નાંખેલા દલિક કરતાં, તેની ઉપરના નિષેકોમાં વિશેષહીન-હીન ક્રમે દલિક નાંખવામાં કોઈ વાંધો આવતો નહોતો. પણ હવે તો આઠ વર્ષની જ સ્થિતિ વિદ્યમાન હોવાથી પતદ્ગ્રહરૂપ નિષેકો અસં૦મા ભાગના જ મળે છે. માટે અવશિષ્ટ બધું દલિક ગોઠવાઈ જાય એ માટે, શીર્ષની ઉપરના એક નિષેકમાં શીર્ષ કરતાં અસં૦ગુણદલિક અને એની ઉપરના નિષેકોમાં વિશેષહીન - વિશેષહીન દલિક (તેથી શીર્ષ કરતાં અસં૦ગુણ અસં.ગુણ દલિક, નાખવું પડે છે.

(ચરમખંડના ચરમસમયાધિકાવલિકા પ્રમાણ નિષેકો સિવાયના) ઉત્તરોત્તર નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન નાંખે છે. અહીં દલિક નિક્ષેપના અસં.ગુણહીન-વિશેષહીન વગેરે આ ક્રમમાં કોઈ બાધક કે સાધક યુક્તિ ભાસતી નથી. માટે એ ક્રમ આગમસિદ્ધ જાણવો.

(૧૪) ચરમખંડને ઉકેરવાન' બીજા સમયે અપવર્ત્યમાન દલિકોનો નિક્ષેપવિધિ પણ આ જ પ્રમાણે જાણવો. આ પ્રમાણે યાવત્ ઉકેરવાના દ્વિચરમ સમય સુધી જાણવું.

(૧૫) ચરમખંડને ઉકેરવાના ચરમસમયે દલિક નિક્ષેપવિધિ આ પ્રમાણે હોય છે. ઉદય સમયમાં અલ્પ, પછીના નિષેકમાં અસં.ગુણ, એની પછીના નિષેકમાં અસંખ્યગુણ,પછીના નિષેકમાં અસંખ્યગુણ..... એમ યાવત્ ગુણશ્રેણિશીર્ષ સુધી. એમાં ગુણશ્રેણિશીર્ષ કરતાં પૂર્વના નિષેકમાં (ગુણશ્રેણિના દ્વિચરમનિષેકમાં) જેટલું દલિક નાંખે છે એના કરતાં ગુણશ્રેણિશીર્ષમાં જે અસં.ગુણ દલિક નાંખે છે તેનો ગુણક પલ્યોપમના અસંખ્ય પ્રથમ વર્ગમૂળ પ્રમાણ જાણવો.

(૧૬) પછીના સમયથી *કૃતકરણ* કહેવાય છે. હવે એનું મૃત્યુ પણ થઈ શકે છે. અંતર્મુ.સુધી શુક્લ લેશ્યા પરિણામ બદલાતો નથી. ત્યાર પછી જ્યાં સુધી કૃતકરણ છે ત્યાં સુધી કાપોત, તેજો, પદ્મ કે શુક્લ લેશ્યા આવી શકે છે. હવે જો મૃત્યુ પામે તો કોઈપણ ગતિમાં જઈ શકે છે. લેશ્યા પરિણામ બદલાયા પૂર્વે મૃત્યુ પામે તો નિયમા દેવ થાય છે.

(૧૭) કૃતકરણ થયા પછી ક્ષીણદર્શનમોહ ન થાય ત્યાંસુધીમાં (એટલે કે કૃતકરણકાળમાં) સંક્લિશ્યમાન હોય કે વિશુધ્યમાન હોય તો પણ સમયાધિક આવલિકા શેષ હોય ત્યાં સુધી સમ્યo મોહની અસં.ગુણશ્રેણિએ અસં.સમય પ્રબદ્ધની ઉદીરણા થાય છે. તેમ છતાં, ચરમઉદીરણા કે જે ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા છે તે પણ ઉદયના તો અસંoમા ભાગે જ હોય છે.

(૧૮) અપૂર્વકરણના પ્રથમસમયથી માંડીને જ્યાં સુધી P/a પ્રમાણ ચરમસ્થિતિખંડને ઉકેરવાનો ચરમસમય ન આવે ત્યાં સુધી ગુણશ્રેણિ અંગે ગુણકાર પરાવૃત્તિ હોતી નથી. પરંતુ એ ચરમસમયે ગુણકાર પરાવૃત્તિ થાય છે. (એટલે કે મિશ્રમોહના ચરમસંક્રમ સમયે આ પરાવૃત્તિ

થાય છે.) ત્યારબાદ એ ગુણકાર સમ્ય. મોહના ચરમખંડને ઉકેરવાના દ્વિચરમસમય સુધી ચાલે છે. ચરમસમયે પાછી પૂર્વે જણાવ્યા મુજબ ગુણકાર પરાવૃતિ થાય છે.

*ગુણકાર પરાવૃત્તિ શબ્દનો અર્થ સમજીએ......*

ગુણશ્રેણિ રચનામાં પ્રથમ કરતાં બીજા નિષેકમાં, બીજા કરતાં ત્રીજા નિષેકમાં એમ ઉત્તરોત્તર જેટલા ગણું દલિક નાંખે છે એ ગુણક અહીં ગુણકાર તરીકે અભિપ્રેત છે. જેમ કે ગુણશ્રેણિરચનાના પ્રથમ સમયે, ધારો કે પ્રથમ, દ્વિતીય વગેરે નિષેકોમાં ક્રમશઃ ૧૦, ૧૦૦, ૧૦૦૦.....જેટલું દલિક નાંખે છે તો ગુણકાર ૧૦ છે. બીજા સમયે,પ્રથમાદિનિષેકોમાં ક્રમશઃ ૫૦, ૫૦૦, ૫૦૦૦..... વગેરે દલિકો રચાય છે. અહીં પણ ગુણકાર ૧૦ જ છે, માટે ગુણકાર પરાવૃત્તિ નથી. આ રીતે ઉત્તરોત્તર નિષેકોમાં પડતાં દલિકોનો ગુણક દ્વિચરમસમય સુધી બદલાતો નથી. ચરમસમયે પ્રથમાદિ નિષેકોમાં પડતું દલિક ધારોકે ૧૦૦૦, ૫૦૦૦૦, ૨૫૦૦૦૦૦.....વગેરે છે, તો ગુણક ૫૦ થઈ જવાથી ગુણકાર પરાવૃત્તિ થઈ છે.

(૧૯) અવશિષ્ટ સર્વસ્થિતિ ક્ષીણ થયે ક્ષાયિક સમ્યક્ત્વી બને છે. ત્યાર બાદ જો પરભવાયુ કે જિનનામ કર્મ બાંધ્યું ન હોય તો અંતર્મુ૦પછી અવશ્ય ક્ષપક શ્રેણિ માંડે છે.

(૨૦) દર્શનમોહક્ષપકને અપૂર્વકરણના પ્રથમસમયથી માંડીને કૃતકરણકાળના પ્રથમસમય સુધીના કાળમાં સંભવિત પદાર્થોનું ૩૩ બોલનું <u>અલ્પબહુત્વ-</u>

| | | |
|---|---|---|
| (૧) | અનુભાગખંડને ઉકેરવાનો જઘ૦કાળ | અલ્પ |
| (૨) | અનુભાગખંડને ઉકેરવાનો ઉત્કૃષ્ટ કાળ | V |
| (૩) | સ્થિતિખંડને ઉકેરવાનો જઘ૦કાળ અને જઘ૦સ્થિતિબંધકઅદ્ધા | S (પરસ્પરતુલ્ય) |
| (૪) | એ બન્નેનો ઉત્કૃષ્ટકાળ | V |
| (૫) | કૃતકરણકાળ | S |
| (૬) | સમ્યક્ત્વનો ક્ષપણાકાળ (૮ વર્ષની સત્તા થઈ ત્યારથી કૃતકરણ થવા વચ્ચેનો કાળ) | S |

| | | |
|---|---|---|
| (૭) | અનિવૃત્તિ કરણકાળ | s |
| (૮) | અપૂર્વ કરણકાળ | s |
| (૯) | ગુણશ્રેણિ નિક્ષેપ (અપૂર્વકરણ પ્રથમ સમયે આયામ) | v |
| (૧૦) | સમ્ય૦નો દ્વિચરમખંડ | s |
| (૧૧) | ચરમસ્થિતિખંડ | s |
| (૧૨) | ૮ વર્ષની સત્તા થયા બાદનો પ્રથમખંડ | s |
| (૧૩) | જઘ૦ અબાધા | s |
| (૧૪) | ઉત્કૃ૦ અબાધા | s |
| (૧૫) | ૮ વર્ષ ની સ્થિતિસત્તા | s |
| (૧૬) | સમ્ય૦નો અસં૦વાર્ષિક ચરમખંડ | a |
| (૧૭) | મિશ્રનો અસં૦વાર્ષિક ચરમખંડ | v* |
| (૧૮) | મિથ્યાત્વ ક્ષીણ થયા બાદ સમ્ય૦-મિશ્રનો પ્રથમખંડ | a |
| (૧૯) | મિથ્યાત્વની સત્તા વખતે સમ્ય૦મિશ્રનો ચરમખંડ | a |
| (૨૦) | મિથ્યાત્વનો ચરમખંડ | v |
| (૨૧) | અસં.ગુણહાનિવાળા સ્થિતિખંડમાંનો ત્રણેયનો પ્રથમખંડ ✠ | a |

★ સામાન્યથી સમ્ય૦ અને મિશ્રના દરેક સ્થિતિખંડો સરખા હોય છે. મિશ્રનો જ્યારે ચરમખંડ આવે છે ત્યારે સમ્ય૦ નો તે વખતનો ખંડ ૧ આવલિકા ન્યૂન ૮ વર્ષ જેટલો નાનો હોય છે. એટલે એ ખંડ ઉકેરાઇ જાય ત્યારે મિશ્રની સત્તા ઉદયાવલિકા જેટલી અને સમ્ય૦ની ૮ વર્ષ પ્રમાણ શેષ રહે છે. અને એજ રીતે મિથ્યાત્વ જ્યારે અક્ષીણ હોય છે ત્યારે ત્રણેયના એક સરખા ખંડો જ ઉકેરાતા હોય છે. માત્ર મિથ્યાત્વનો ચરમખંડ શેષ બેના તત્કાલીન ખંડ કરતાં અસં૦ભાગ અધિક હોય છે. તેથી એ ખંડ ઉકેરાયે મિથ્યાત્વની ૧ આવલિકા શેષ રહે છે. અને શેષ બેની P/a સત્તા શેષ રહે છે. એ પછી પણ ઉત્તરોત્તર ખંડો અસં૦બહુભાગ સત્તાને ખાંડી એક-એક અસં૦માં ભાગની સત્તા શેષ રહે એ રીતે પ્રવર્તે છે. મિશ્રના ચરમખંડ સુધી આ પ્રમાણે થાય છે. ચરમખંડ વખતે મિશ્ર, આવલિકા સિવાયનું બધું ઉકેરાઇ જાય છે. સમ્ય૦ની ૮ વર્ષની સત્તાશેષ રહે છે. ત્યારથી અંતર્મુ.પ્રમાણ સ્થિતિખંડો થાય છે.

✠ આ દુરાપકૃષ્ટિ પછીનો પ્રથમ ખંડ છે. P/s પ્રમાણ જે દુરાપકૃષ્ટિ (સ્થિતિસત્તા વિશેષ) છે તેના અસં૦બહુભાગ પ્રમાણ હોવાથી આ લગભગ P/s પ્રમાણ જ છે. તેથી આના પૂર્વનો ખંડ (કે જે ઉકેરાયે દુરાપકૃષ્ટિ સંજ્ઞક સત્તા થાય છે. અને જેનો આના પછીના ૨૨ મા <u>બોલમા</u> ઉલ્લેખ છે તે) એના કરતાં અસંખ્યગુણ હોય છે.

(૨૨) સંખ્યાતગુણ હાનિવાળા સ્થિતિખંડોમાંનો ચરમખંડ S
(૨૩) પલ્યો૦ની સત્તા પછીનો બીજો સ્થિતિખંડ S
(૨૪) જે સ્થિતિઘાત થવાથી દર્શનમોહની
પલ્યો૦ પ્રમાણસત્તા થઈ તેનો ખંડ S
(૨૫) અપૂર્વકરણે પ્રથમસ્થિતિખંડ S
(૨૬) પલ્યો૦ની સત્તા થયા પછીનો પ્રથમખંડ S
(૨૭) પલ્યોપમ V
(૨૮) અપૂર્વકરણે ઉત્કૃષ્ટ પ્રથમસ્થિતિખંડ અને
જઘ.પ્રથમસ્થિતિખંડ વચ્ચેનો તફાવત S
(૨૯) અનિવૃત્તિકરણ પ્રથમ સમયે દર્શનમોહની સત્તા S
(૩૦) દર્શનમોહ સિવાયના કર્મોનો જઘ૦ સ્થિતિબંધ S
(૩૧) દર્શનમોહ સિવાયના કર્મોનો ઉત્કૃ૦ સ્થિતિબંધ S
(૩૨) દર્શનમોહ સિવાયના કર્મોની જઘ૦ સ્થિતિસત્તા S
(૩૩) દર્શનમોહ સિવાયના કર્મો ની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા S

દર્શનમોહક્ષપણાધિકાર જોયો. હવે ચારિત્રમોહક્ષપણાધિકાર......

આની વ્યવસ્થિત સમજણ માટે આખી પ્રક્રિયાને નીચે મુજબના ૪૫ અધિકારોમાં વિભક્ત કરી છે. આ પ્રરૂપણા પુ.વેદ અને સંજવ૦ક્રોધના ઉદયે શ્રેણિ માંડનાર જીવને અપેક્ષાએ જાણવી.

(૧) યથાપ્રવૃત્તકરણ અધિકાર (૨) અપૂર્વકરણ પ્રથમસમય (૩) બંધવિચ્છેદ (૪) અનિવૃત્તિકરણ પ્રારંભ (૫) સ્થિતિબંધ અલ્પબહુત્વ (૬) સ્થિતિસત્તા (૭) ૮-૧૬ પ્રકૃતિસંક્રમણ (૮) દેશઘાતીબંધ (૯) અંતરકરણક્રિયા (૧૦) અંતરકરણક્રિયાઉત્તરકાળ (૧૧) નપુંસકવેદક્ષપણા (૧૨) સ્ત્રીવેદ ક્ષપણા (૧૩) ૭ નોકષાય ક્ષપણા (૧૪) અશ્વકર્ણકરણાદ્ધા પ્રારંભ (૧૫) અપૂર્વસ્પર્દ્ધક અનુભાગ (૧૬) અપૂર્વસ્પર્દ્ધક દલિકનિક્ષેપ (૧૭) અશ્વકર્ણકરણાદ્ધા દ્વિતીય સમય (૧૮) સ્પર્દ્ધક અલ્પબહુત્વ (૧૯) અશ્વકર્ણકરણાદ્ધા ચરમસમય (૨૦) કિટ્ટીકરણાદ્ધા પ્રારંભ (૨૧) કિટ્ટિ અનુભાગ (૨૨) કિટ્ટિઅંતર (૨૩) કિટ્ટિઓમાં દલિકનિક્ષેપ (૨૪) કિટ્ટીકરણાદ્ધા દ્વિતીય સમય (૨૫) કિટ્ટીકરણાદ્ધા તૃતીયાદિ સમય (૨૬) કિટ્ટિકરણાદ્ધા ચરમ સમય (૨૭) કિટ્ટિવેદનાદ્ધા પ્રથમ સમય (૨૮) કિટ્ટિ ઉદય-બંધ (૨૯) કિટ્ટિનાશ (૩૦) અપૂર્વકિટ્ટિ વિધાન (૩૧) સંગ્રહ કિટ્ટિ દલિક સંક્રમ

(૩૨) બધ્ધ દલિક દૃશ્યમાનતા (૩૩) પ્રથમસંગ્રહકિટ્ટિવેદનઅંતભાગ (૩૪) ક્રોધ બીજી સંગ્રહકિટ્ટિ વેદન (૩૫) કિટ્ટિવેદનાન્તે સ્થિતિબંધ-સત્તા (૩૬) સૂક્ષ્મકિટ્ટિ વિધાન (૩૭) સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક (૩૮) અન્યકષાયોદયારૂઢની વિશેષતા (૩૯) અન્યવેદોદયારૂઢની વિશેષતા (૪૦) ક્ષીણકષાય ગુણસ્થાનક (૪૧) સયોગિ કેવલિ ગુણસ્થાનક (૪૨) કેવલિસમુદ્‌ઘાત (૪૩) યોગનિરોધ પ્રક્રિયા (૪૪) અયોગિકેવલિ ગુણસ્થાનક અને (૪૫) સિદ્ધાવસ્થા.

**૧** <u>યથાપ્રવૃત્ત કરણ અધિકાર-</u>

(૧) ૭મા ગુણઠાણે યથાપ્રવૃત્ત કરણ કરે છે.
(૨) કોઈપણ એક મનોયોગ-વચનયોગ કે ઔદારિકકાયયોગ હોય છે.
(૩) અન્યતર હીયમાન કષાય હોય છે.
(૪) શ્રુતોપયોગ હોય છે. મતાંતરે શ્રુત, મતિ, ચક્ષુ કે અચક્ષુ. ઉપયોગ હોય.
(૫) વર્ધમાન શુક્લલેશ્યવાળો હોય.
(૬) અન્યતર વેદોદય હોય.
(૭) પ્રકૃતિ, સ્થિતિ, રસ પ્રદેશ ભેદ બંધ, ઉદય, સત્તા વગેરે યથા સંભવ હોય છે.

**૨** <u>અપૂર્વકરણ પ્રથમસમય અધિકાર-</u>

(૧) ૮ મા ગુણઠાણે અપૂર્વકરણ થાય છે.
(૨) સ્થિતિઘાતવગેરે પાંચ અપૂર્વોનો પ્રારંભ થાય છે. ગુણસંક્રમ અશુભ અબધ્યમાનનો થાય છે, રસઘાત અશુભપ્રકૃતિઓનો થાય છે. અને સ્થિતિઘાત, અપૂર્વસ્થિતિબંધ તેમજ ગુણશ્રેણિ સાતેય કર્મોમાં થાય છે.
(૩) ગુણશ્રેણિ ઉદયાવલિકાની બહાર થાય છે, એનો આયામ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણના કાળ કરતાં વિશેષાધિક હોય છે. શીર્ષ સ્થિર હોવાથી આયામ ગલિતાવશેષ હોય છે, ઉત્તરોત્તર સમયે, પૂર્વ-પૂર્વસમયે નિક્ષિપ્ત દલિકો કરતાં અસં.ગુણ દલિકોનો શેષ-શેષમાં નિક્ષેપ કરે છે.
(૪) સ્થિતિબંધ અને સ્થિતિસત્તા અંતઃકો૰કો૰ = સાગરો૰ લક્ષકોડ પૃથક્ત્વ હોય છે. છતાં બંધ કરતાં સત્તા સંખ્યાતગુણ હોય છે.
(૫) જઘ૰ સ્થિતિસત્તા કરતાં ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સંખ્યાત ગુણ હોય છે. તેથી જઘ૰ સત્તાવાળાના પ્રથમસ્થિતિખંડ કરતાં ઉત્કૃષ્ટ

સ્થિતિવાળાનો પ્રથમ સ્થિતિખંડ સંખ્યાત ગુણ હોય છે. એમ બીજા કરતાં બીજો સ્થિતિખંડ, ત્રીજા કરતાં ત્રીજો સ્થિતિખંડ સંખ્યાતગુણ હોય છે. આમ ચરમખંડ સુધી જાણવું.

(૬) પ્રથમસ્થિતિખંડ જઘ૦થી P/s હોય છે. અને ઉત્કૃષ્ટથી પણ P/s હોય છે, છતાં જઘ૦ કરતાં ઉત્કૃષ્ટ સંખ્યાતગુણ હોય છે. (દર્શનમોહ ઉપશમના, દર્શનમોહ ક્ષપણા અને ઉપશમ શ્રેણિના અપૂર્વકરણે પ્રથમ સ્થિતિખંડ જઘ૦ થી P/s અને ઉત્કૃષ્ટથી સાગરોપમપૃથક્ત્વ પ્રમાણ હોય છે.)

(૭) હવેથી મોહનીય કર્મમાં ઉદ્વર્ત્યમાન દલિક અલ્પ
અપવર્ત્યમાન દલિક અસં.ગુણ
સત્તાગત દલિક અસં.ગુણ

(૮) નવો નવો સ્થિતિબંધ P/s પ્રમાણ ઓછો હોય છે.

**3** બંધવિચ્છેદ અધિકાર-

(૧) હજારોસ્થિતિબંધ પછી અપૂર્વકરણના ૭ માંનો એક ભાગ પૂર્ણ થાય છે ત્યારે નિદ્રા અને પ્રચલાનો બંધ વિચ્છેદ થાય છે. હવેથી એનો ગુણસંક્રમ પ્રવર્તે છે.

(૨) બીજા હજારો સ્થિતિબંધ પછી ૭ માંના ૬ ભાગ પૂર્ણ થાય ત્યારે દેવદ્વિક વગેરે ૩૦ નામપ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થાય છે.

(૩) હજારો સ્થિતિબંધ પછી અપૂર્વકરણનો ચરમ સમય આવે છે ત્યારે હાસ્ય, રતિ, ભય, જુગુપ્સાનો બંધવિચ્છેદ થાય છે. આ વખતે પ્રથમ સમયભાવી સ્થિતિબંધ-સત્તા કરતાં સંખ્યાતમા ભાગના સ્થિતિબંધ-સત્તા રહ્યા હોય છે.

**૪** અનિવૃત્તિકરણ પ્રારંભ અધિકાર-

(૧) પછીના સમયે ૯ મા ગુણઠાણાનો-અનિવૃત્તિકરણનો પ્રારંભ થાય છે. એના પ્રથમ સમયે,

(૨) સ્થિતિબંધ અંતઃલક્ષ સાગરો૦ (સાગરો૦ સહસ્રપૃથક્ત્વ) અને સત્તા અંતઃક્રોડ સાગરો૦ (સાગરો૦ લક્ષપૃથક્ત્વ) હોય છે.

(૩) જઘ૦ કરતાં ઉત્કૃષ્ટ સત્તા P/s જેટલી અધિક હોવાથી

પ્રથમસ્થિતિખંડ વિષમ હોય છે. જઘ૦ કરતાં ઉત્કૃષ્ટ સ્થિતિખંડ એવી રીતે સંખ્યાતમો ભાગ અધિક હોય છે કે જેવી એ ઉકેરાઈ ગયા બાદ બધા જીવોની સ્થિતિસત્તા તુલ્ય થઈ જાય.

(૪) સર્વકર્મોમાંથી દેશોપશમના, નિદ્ધત્તિ અને નિકાચના વિચ્છિન્ન થાય છે.

(૫) નવો-નવો સ્થિતિબંધ P/S ન્યૂન થાય છે.

(૬) હજારો સ્થિતિબંધ પછી હજારો સ્થિતિબંધોના આંતરે આંતરે ક્રમશઃ અસંજ્ઞી પંચે૦, ચઉ૦, તેઇ૦, બેઇ૦, અને એકેન્દ્રિય તુલ્ય સ્થિતિબંધ થાય છે.

**૫** <u>સ્થિતિબંધ અલ્પબહુત્વ અધિકાર</u>-

(૧) હજારો સ્થિતિબંધ બાદનો સ્થિતિબંધ, નામગોત્ર- ૧ પલ્યો૦ - અલ્પ
જ્ઞાના૦૪-૩/૨ પલ્યો૦ - V
મોહનીય-૨ પલ્યો૦ - V

★ અત્યારસુધીના બધા સ્થિતિબંધોમાં આ જ અલ્પબહુત્વ હતું.

★ આ વખતે પણ સ્થિતિસત્તા સાગરો૦ લક્ષપૃથક્ત્વ હોય છે.

★ તે તે કર્મોનો પલ્યો. પ્રમાણ સ્થિતિબંધ થયા બાદ નવો-નવો બંધ સંખ્યાતગુણહીન થાય છે. એ પૂર્વેના નવા-નવા બંધો વિશેષહીન હોય છે.

(૨) હવે પછીના સ્થિતિબંધે, નામગોત્ર - અલ્પ
જ્ઞાના૦૪ - S
મોહનીય - V

(૩) હજારોબાદ, નામગોત્ર - P/S - અલ્પ
જ્ઞાના૦ ૪ - ૧ P - S
મોહનીય - ૪/૩ પલ્યો૦ - V

(૪) પછીના બંધે, નામ-ગોત્ર - P/S - અલ્પ
જ્ઞાના૦ ૪ - P/S - S
મોહનીય - સાધિકપલ્યો૦ - S

(૫) હજારોબાદ, મોહનીયનો પણ ૧ પલ્યો૦સ્થિતિબંધ થાય છે. અલ્પ બહુત્વ (૪) મુજબ જાણવું. ત્યારબાદના સ્થિતિબંધે સાતેય કર્મોનો સ્થિતિબંધ P/S થાય છે.

(૬) હજારો બાદ, નામ-ગોત્ર-અલ્પ- P/a
જ્ઞાના૦૪ - a - P/s
મોહનીય - s - P/s

★ જે કર્મનો સ્થિતિબંધ P/a થઈ જાય છે ત્યારથી એનો નવો નવો બંધ અસંગુણ હીન થાય છે.

(૭) હજારો બાદ, નામગોત્ર - અલ્પ- P/a
જ્ઞાના૦૪ - a - P/a
મોહનીય - a - P/s

(૮) હજારો બાદ, નામગોત્ર - અલ્પ- P/a
જ્ઞાના૦૪ - a - P/a
મોહનીય - a - P/a

★ આ વખતે સ્થિતિસત્તા સાગરો૦ સહસ્રપૃથક્ત્વ હોય છે.

(૯) હજારો બાદ, એકીસાથે, નામગોત્ર - અલ્પ
મોહનીય - a
જ્ઞાના૦૪ - a

(૧૦) હજારો બાદ, એકીસાથે, મોહનીય - અલ્પ
નામ ગોત્ર - a
જ્ઞાના૦ ૪ - a

(૧૧) હજારો બાદ, એકીસાથે, મોહનીય - અલ્પ
નામગોત્ર - a
જ્ઞાના૦ 3 - a
વેદનીય - a

(૧૨) હજારો બાદ, એકીસાથે, મોહનીય - અલ્પ
જ્ઞાના૦ 3 - a
નામગોત્ર - a
વેદનીય - v

## ૬ સ્થિતિસત્તા અધિકાર-

(૧) વળી હજારો સ્થિતિબંધ થયા બાદ સ્થિતિસત્તા અસંજ્ઞીપંચે. તુલ્ય

થાય છે. ત્યાર બાદ હજારો હજારો સ્થિતિખંડના આંતરે આંતરે ચઉ૦, તેઈ૦, બેઈ૦, અને એકે૦ પ્રાયોગ્ય સ્થિતિસત્તા થાય છે.

(૨) હવે પછી [૫] સ્થિતિબંધ અલ્પબહુત્વ અધિકારમાં જે ક્રમે સ્થિતિબંધની હાનિની વાત કરી છે એ જ ક્રમે સ્થિતિસત્તાની હાનિની વાત જાણવી. જે વાત નવા નવા સ્થિતિબંધો માટે અને તેના અલ્પબહુત્વ માટે હતી તે નવા-નવા સ્થિતિખંડનો અને એના અલ્પબહુત્વ માટે જાણવી. તેથી છેવટે સ્થિતિસત્તાનું અલ્પબહુત્વ [૫] ના (૧૨) જેવું થશે.

(૩) એ અલ્પબહુત્વના ક્રમે હજારો સ્થિતિખંડ ગયા પછી અસંખ્ય સમયપ્રબદ્ધની ઉદીરણા થાય છે. સંજ્ઞી પંચેન્દ્રિયજીવ ઉત્કૃષ્ટ યોગે અસંખ્યસમયમાં જેટલું દલિક બાંધે એટલા દલિકોની પ્રતિસમય ઉદીરણા થવી એ અસંખ્યસમય પ્રબદ્ધ ઉદીરણા કહેવાય છે.

[૭] ૮-૧૬ સંક્રમણ અધિકાર-

(૧) હજારો સ્થિતિખંડ બાદ ૮ કષાયોના સંક્રામક બને છે. સ્થિતિખંડ પૃથક્ત્વમાં આઠેય કષાયો સંક્રમી જાય છે. અને એની માત્ર ૧ ઉદયાવલિકા શેષ રહે છે. જે સ્તિબુકસંક્રમથી ભોગવાઈ જાય છે.

(૨) ત્યારબાદ સ્થાવર, સૂક્ષ્મ, તિ૦૨, નરક દ્વિક, આતપ, ઉદ્યોત, સાધારણ, જાતિચતુષ્ક અને થીણદ્ધિત્રિક આ ૧૬નો સંક્રામક બને છે. સ્થિતિખંડ પૃથક્ત્વ માં એ ૧૬ પ્રકૃતિઓને સંપૂર્ણ સંક્રમાવી દે છે, માત્ર ઉદયાવલિકા શેષ રહે છે. જે સ્તિબુક સંક્રમથી ભોગવાઈ જાયછે.

[૮] દેશઘાતીબંધ અધિકાર-

સ્થિતિખંડ પૃથક્ત્વ બાદ, સ્થિતિખંડ પૃથક્ત્વના આંતરે આંતરે દેશઘાતી પ્રકૃતિઓનો નીચેના ક્રમે દેશઘાતીબંધ શરૂ થાય છે. અર્થાત્ આ ક્રમાનુસારે તે તે સ્થાનથી તે તે પ્રકૃતિના સર્વઘાતિ રસસ્પર્દ્ધકોનો બંધ થતો નથી.

(૧) મન:પર્યવજ્ઞાના૦ અને દાનાંતરાય
(૨) અવધિદ્વિક અને લાભાંતરાય
(૩) શ્રુતજ્ઞાના૦, અચક્ષુદર્શના૦ અને ભોગાંતરાય
(૪) ચક્ષુદર્શના૦

(૫) મતિજ્ઞાના૦ અને ઉપભોગાંતરાય

(૬) વીર્યાન્તરાય

## ૯ અંતરકરણક્રિયા અધિકાર

(૧) હજારો સ્થિતિઘાત બાદ નવા સ્થિતિઘાતની સાથે અંતરની સ્થિતિઓને ઉકેરવાનું (અંતર પાડવાનું = અંતરકરણ ક્રિયા ) કરે છે.

(૨) ૪ સંજ્વ૦ અને ૯ નોકષાય એમ ૧૩ પ્રકૃતિઓની સ્થિતિલતાઓમાં અંતર્મુ.આયામવાળું અંતર પાડે છે.

(૩) તેથી આ ૧૩ પ્રકૃતિઓની સ્થિતિલતાઓ પ્રથમસ્થિતિ અને દ્વિતીયસ્થિતિ એમ બે વિભાગોમાં વહેંચાઈ જાય છે.

(૪) પુ.વેદ અને સંજ્વ. ક્રોધના ઉદયે શ્રેણિ માંડનારની અપેક્ષાએ આ પ્રરૂપણા છે. તેથી એ બેનો ઉદય ચાલુ હોવાના કારણે એ બેની પ્રથમસ્થિતિ અંતર્મું૦ પ્રમાણ કરે છે. શેષ ૧૧ ની એક આવલિકા પ્રમાણ કરે છે.

(૫) અંતરકરણક્રિયાના પ્રારંભ વખતે જે નવો નવો સ્થિતિઘાત તથા સ્થિતિબંધ શરૂ થયેલો એ જેટલા અંતર્મું૦સુધી ચાલે છે એટલા અંતર્મું૦ માં અંતરની બધી સ્થિતિઓને સંપૂર્ણતયા ઉકેરી નાંખી આંતરું પાડે છે. એટલે કે એ વખતના સ્થિતિઘાત-સ્થિતિબંધનો કાળ અને અંતરકરણક્રિયાનો કાળ તુલ્ય હોય છે.

(૬) ઉકેરાતા દલિકનો પ્રક્ષેપવિધિ i) જેનો ઉદય હોય તેનું પ્રથમસ્થિતિમાં, ii) બંધ હોય તેનું બીજી સ્થિતિમાં, iii) બન્ને હોય તેનું બન્ને સ્થિતિમાં અને બન્ને ન હોય તેનું ફક્ત બધ્યમાન અન્યપ્રકૃતિમાં નાંખે છે. (બંધ કે/અને ઉદયવાળીનું પણ બધ્યમાન અન્યમાં પણ નાંખે છે. એટલે કે માત્ર બંધવાળી, માત્ર ઉદયવાળી કે બન્નેવાળી પ્રકૃતિઓનું ઉકેરાતું દલિક અન્યપ્રકૃતિનયનસંક્રમણ દ્વારા બધ્યમાન અન્ય પ્રકૃતિઓમાં પણ જાય છે.)

(૭) બધ્યમાનની બીજીસ્થિતિગત નિષેકમાં જે દલિક પડે છે તે અબાધાની ઉપરના નિષેકોમાં પડે છે. (ઉકેરાતી ચરમસ્થિતિ કરતાં પણ અબાધા અધિક હોય છે.)

**૧૦** અંતરકરણક્રિયા ઉત્તરકાલાધિકાર-

(૧) મોહનીયનો સંખ્યાત વાર્ષિક બંધ, ૧ ઠા.રસબંધ, ૧ ઠા.રસોદય, આનુપૂર્વી સંક્રમ, સંજ્વ૦ લોભનો અસંક્રમ, બધ્યમાન કર્મોની ૬ આવલિકા બાદ ઉદીરણા અને નપુંસકવેદની ક્ષપણા એમ ૭ અધિકારો પ્રવર્તે છે.

(૨) આમાં 'આનુપૂર્વી સંક્રમ થાય છે.' એનો અર્થ એ કે સ્ત્રી-નપું૦ વેદ પુ.વેદમાં સંક્રમે છે. ૭ નોકષાયો સંજ્વ૦ ક્રોધમાં સંક્રમે છે. (કર્મપ્રકૃતિમને હાસ્યાદિ ૬ પુ.વેદમાં સંક્રમે છે.અને એની પતદ્ગ્રહતાનો નાશ થયા પછી સંજ્વ૦ક્રોધમાં સંક્રમે છે.) સંજ્વ૦ ક્રોધ માનમાં, માન માયામાં અને માયા લોભમાં સંક્રમે છે.

(૩) હવે પછી કોઈ પણ વિવક્ષિતસમયે મોહનીયકર્મમાં,

| | રસ | પ્રદેશ |
|---|---|---|
| બધ્યમાન | અલ્પ | અલ્પ |
| ઉદય પામતો | અનંતગુણ | અસંખ્યગુણ |
| સંક્રમતો | અનંતગુણ | અસંખ્યગુણ |

આમાં રસનું જે અલ્પ બહુત્વ છે તે અપૂર્વકરણથી જ હોય છે તે જાણવું.

(૪) રસબંધ અને રસોદય ઉત્તરોત્તરસમયે અનંતગુણહીન થતા હોય છે. જ્યારે રસસંક્રમ ઉત્તરોત્તર રસઘાતે અનંતગુણહીન થાય છે.

(૫) ઉત્તરોત્તર સમયે પ્રદેશોદય અને પ્રદેશસંક્રમ અસં.ગુણ હોય છે. પ્રદેશબંધ યોગાનુસારે અવસ્થિત કે અસંoભાગ- સંખ્યાતભાગ- સંખ્યાતગુણ- અસંખ્યગુણ એમ ૪ પ્રકારે વૃદ્ધિ કે હાનિવાળો હોય છે.

(૬) વિવક્ષિત સમયે રસોદય - ઘણો
વિવક્ષિત સમયે રસબંધ - અનંતગુણહીન
પછીના સમયે રસોદય - અનંતગુણહીન
રસબંધ - અનંતગુણહીન. આમ ઉત્તરોત્તર સમયે જાણવું.

**૧૧** નપુંસકવેદક્ષપણાધિકાર-

અંતરકરણક્રિયા પૂર્ણ થયા પછીના સમયથી નપુંસકવેદની ક્ષપણાનો પ્રારંભ કરે છે. સંખ્યાતા હજારો સ્થિતિઘાત બાદ નપું૦વેદ ક્ષીણ થાય છે.

૧૨ સ્ત્રીવેદક્ષપણાધિકાર-

(૧) પછીના સમયથી સ્ત્રીવેદને ખપાવવાનું ચાલુ કરે છે.

(૨) એના ક્ષપણા કાળનો સંખ્યાતમો ભાગ વીત્યા બાદ જ્ઞાના૦ ૩નો સ્થિતિબંધ સંખ્યાતવર્ષપ્રમાણ થાય છે.

(૩) સ્થિતિખંડપૃથક્ત્વ બાદ સ્ત્રીવેદની સત્તાગત સંપૂર્ણસ્થિતિનો ઘાત કરવાથી એ ક્ષીણ થઈ જાય છે. શેષકર્મોના અસં૦બહુ ભાગ ખંડે છે.

(૪) હવે મોહનીયની સત્તા સંખ્યાત વર્ષોની રહે છે.

૧૩ ૭ નોકષાય ક્ષપણાધિકાર -

(૧) પછીના સમયથી ૭ નોકષાયોની ક્ષપણાનો પ્રારંભ કરે છે. એ વખતે સ્થિતિબંધ અને સત્તાનું અલ્પબહુત્વ-

| પ્રકૃતિ | બંધ | સત્તા |
|---|---|---|
| મોહનીય | અલ્પ | અલ્પ |
| જ્ઞાના૦૩ | s | a |
| નામગોત્ર | a | a |
| વેદનીય | v | v |

★ બંધ કે સત્તા સંખ્યાતવર્ષના થાય તે પછી નવા નવા ખંડે બંધ કે સત્તા સંખ્યાતગુણહીન થાય છે. (એ પૂર્વે અસં૦ગુણહીન થતા હતા.)

(૨) ૭ નોકષાયોના ક્ષપણાકાળનો સંખ્યાતમો ભાગ ગયે નામાદિ ત્રણનો સંખ્યાતવાર્ષિક બંધ થાય છે, અને સંખ્યાત બહુભાગ ગયે જ્ઞાના૦ ૩ની સ્થિતિસત્તા સંખ્યાતા વર્ષની થાય છે.

(૩) પુ.વેદની પ્રથમસ્થિતિ બે આવલિકા બાકી હોય ત્યારે એના આગાલ - પ્રત્યાગાલ વિચ્છિન્ન થાય છે. બીજી સ્થિતિમાંથી અપવર્તના-ઉદીરણા દ્વારા દલિકોનું પ્રથમસ્થિતિમાં આવવું એ આગાલ કહેવાય છે અને ઉદ્‌વર્ત્તના દ્વારા પ્રથમસ્થિતિનું દલિક બીજી સ્થિતિમાં જવું એ પ્રત્યાગાલ કહેવાય છે.

(૪) પુ.વેદની સમયાધિક આવલિકા પ્રથમસ્થિતિ શેષે પુ.વેદની સ્થિતિ અને રસની જઘ૦ ઉદીરણા થાય છે.

(૫) પુ.વેદની પ્રથમસ્થિતિના ચરમસમયે 'સંક્રમ્યમાણં સંક્રાન્ત' ન્યાયે સાતે નોકષાયોનો ચરમખંડ ઉકેરાઇ જાય છે. એ વખતે પુ.વેદની ૧ ઉદયસ્થિતિન્સમયન્યૂન બે આવલિકામાં બંધાયેલું દ્વિતીયસ્થિતિગત દલિક અવશિષ્ટ હોય છે.

(૬) એ વખતે,

| પ્રકૃતિ | સ્થિતિબંધ | સ્થિતિસત્તા |
|---|---|---|
| પુ.વેદ | ૮ વર્ષ | ઉપરોક્તમુજબ |
| સંજ્વ૦ ૪ | ૧૬ વર્ષ | સંખ્યાતાહજારવર્ષ |
| જ્ઞાના૦ ૩ | સંખ્યાતહજારવર્ષ | સંખ્યાતહજારવર્ષ |
| નામાદિ ૩ | સંખ્યાતહજારવર્ષ | અસં.વર્ષ |

૧૪ અશ્વકર્ણકરણાદ્ધા પ્રારંભ અધિકાર-

(૧) પછીના સમયથી અવેદીપણું અને અશ્વકર્ણકરણાદ્ધાનો પ્રારંભ થાય છે.

(૨) હવેથી મોહનીયનો નવો-નવો સ્થિતિબંધ અંતર્મુહૂર્તન્યૂન થાય છે.

(૩) મોહનીયનો સ્થિતિબંધ અંતર્મું૦ ન્યૂન ૧૬ વર્ષ અને સત્તા સંખ્યાતા હજાર વર્ષો હોય છે.

(૪) અનુભાગના બંધ અને સત્તા માન, ક્રોધ, માયા અને લોભના ક્રમે વિશેષાધિક-વિશેષાધિક હોય છે.

(૫) ઘાત્યમાનરસખંડ ક્રોધ, માન, માયા, લોભના ક્રમે વિશેષાધિક હોય છે.

(૬) એના ઘાત પછી અવશિષ્ટસ્પર્ધકો (સત્તાગત રસ) લોભ, માયા, માન, ક્રોધના ક્રમે અનંતગુણ-અનંતગુણ હોય છે. અશ્વકર્ણકરણાદ્ધાના ચરમરસઘાત સુધી આજ ક્રમ જાણવો.

(૭) અવેદીપણાના પ્રથમસમયથી માંડીને સંજ્વ૦ક્રોધના બાકી રહેલા ઉદયકાળના કંઈક અધિક ત્રીજા ભાગ જેટલા કાળમાં ૪ સંજ્વ૦ના અપૂર્વસ્પર્ધકો રચે છે. આ કાળના ત્રણ સાર્થક નામો છે- અશ્વકર્ણકરણાદ્ધા, આદોલકરણાદ્ધા અને અપવર્તનોદ્વર્તના-કરણાદ્ધા.

(૮) ક્ષપકભિન્ન જીવોને સર્વકર્મોના દેશઘાતી સ્પર્ધકોની પ્રથમવર્ગણા તુલ્ય હોય છે. મિથ્યાત્વ મોહનીય સિવાયની સર્વઘાતી પ્રકૃતિઓના સ્પર્ધકની પ્રથમવર્ગણા તુલ્ય હોય છે. અહીં સુધીના આ બધા સ્પર્ધકો પૂર્વસ્પર્ધક કહેવાય છે.

## ૧૫ અપૂર્વસ્પર્દ્ધક અનુભાગ અધિકાર-

(૧) પૂર્વસ્પર્દ્ધકોમાં રહેલાં દલિકના એક અસં૦મા ભાગના દલિકને ઉપાડી જઘ૦પૂર્વસ્પર્દ્ધકની નીચે અનંતા અપૂર્વસ્પર્દ્ધકો એવી રીતે બનાવે છે કે જેથી એનો ઉત્કૃષ્ટ રસ પણ પૂર્વસ્પર્દ્ધકના જઘ૦રસ કરતાં અનંતગુણહીન હોય.

(૨) પ્રથમસમયે, દ્વિગુણહાનિના એક આંતરામાં જેટલા સ્પર્દ્ધકો હોય તેના કરતાં અસંખ્યાતમા ભાગપ્રમાણ અપૂર્વસ્પર્દ્ધકો બનાવે છે. આમાં ભાજક ઉત્કર્ષણ-અપકર્ષણના ભાગહાર (ભાજક) કરતાં અસં૦ગુણ અને પલ્યોપમના પ્રથમ વર્ગમૂળના અસં૦મા ભાગ જેટલો જાણવો.

(૩) પ્રથમ (=જઘ૦ રસવાળા) અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં જેટલો રસ હોય છે તેના કરતાં બીજા અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં અનંત અનુભાગ = અનંત રસાણુ જેટલો અધિક રસ હોય છે. એમ યાવત્ ઉત્કૃષ્ટ અપૂર્વસ્પર્દ્ધક સુધી જાણવું.

(૪) ક્રોધ, માન, માયા, લોભના ક્રમે અપૂર્વસ્પર્દ્ધકો વિશેષાધિક વિશેષાધિક થાય છે.

(૫) તેથી ઉત્કૃષ્ટરસવાળું ચરમ અપૂર્વસ્પર્દ્ધક ચારે'ય કષાયમાં તુલ્ય થાય છે. (એટલે કે ચારે'ય કષાયમાં જે ચરમ અપૂર્વસ્પર્દ્ધક હોય છે તેની પ્રથમવર્ગણામાં તુલ્ય રસ હોય છે.) પણ, સંજ્વ. ક્રોધનું જે પ્રથમ અપૂર્વસ્પર્દ્ધક થાય છે ત્યાં સુધી તો સંજ્વ૦માનના અપૂર્વ સ્પર્દ્ધકો થાય છે, પણ તેની નીચે પણ કેટલાક વધુ અપૂર્વસ્પર્દ્ધકો થાય છે. એમ માયા લોભના પણ વધુ નીચે-નીચે કેટલાંક સ્પર્દ્ધકો જાણવા. તેથી ક્રોધાદિનાં પ્રથમ અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણાનો રસ ક્રોધ, માન, માયા, લોભના ક્રમે વિશેષહીન-વિશેષહીન થાય છે.

(૬) દરેક કષાયના પ્રથમ અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણા કરતાં એના ચરમસ્પર્દ્ધકની પ્રથમ વર્ગણામાં રસ અનંતગુણ હોય છે અને એના કરતાં પૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં રસ અનંતગુણ હોય છે.

## ૧૬ અપૂર્વસ્પર્દ્ધક દલિકનિક્ષેપ અધિકાર-

(૧) પૂર્વસ્પર્દ્ધકોમાંથી અપવર્તિત કરેલા દલિકમાંથી પ્રથમ અપૂર્વસ્પર્દ્ધકની

પ્રથમ વર્ગણામાં જેટલું દલિક નાંખે છે તેના કરતાં એની બીજી વર્ગણામાં વિશેષહીન નાંખે છે. એમ ચરમઅપૂર્વસ્પર્દ્ધકની ચરમ વર્ગણા સુધી વિશેષહીન-હીન જાણવું

(૨) એ ચરમવર્ગણા કરતાં પ્રથમ પૂર્વસ્પર્દ્ધકની પ્રથમ વર્ગણામાં અસં૦ ગુણહીન દલિક નાંખે છે અને પછીની વર્ગણાઓમાં વિશેષહીન-વિશેષહીન નાંખે છે.

(૩) તે તે વર્ગણામાં નવું-જૂનું કુલ દલિક જેટલું હોય છે તે દશ્યમાન દલિક કહેવાય છે. અપૂર્વસ્પર્દ્ધકોની વર્ગણાઓમાં જૂનું દલિક તો હોતું નથી. તેથી નવું પડતું દલિક જ દશ્યમાન હોય છે. એના કરતાં પૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણાથી ચરમ પૂર્વસ્પર્દ્ધકની ચરમવર્ગણા સુધી દલિક ગોપુચ્છાકારે હોય છે.

(૪) અશ્વકર્ણકરણાદ્ધાના પ્રથમસમયે બધા અપૂર્વસ્પર્દ્ધકોનો અને પૂર્વસ્પર્દ્ધકોમાંથી મંદરસ તરફના અનંતમા ભાગના સ્પર્દ્ધકોનો ઉદય થાય છે. બંધ માટે પણ આ પ્રમાણે જ જાણવું. માત્ર ઉદય કરતાં બંધ અનંતગુણહીન હોય છે.

**૧૭** <u>અશ્વકર્ણકરણાદ્ધા દ્વિતીય સમય અધિકાર</u>-

(૧) પ્રથમ સમયે (પૂર્વસમયે) ઉપાડેલા દલિક કરતાં અસં૦ગુણ દલિક પૂર્વસ્પર્દ્ધકોમાંથી ઉપાડી, પ્રથમસમયે જે અપૂર્વ સ્પર્દ્ધકો બનાવેલા એની નીચે એના કરતાં અસં૦મા ભાગ પ્રમાણ નવા અપૂર્વસ્પર્દ્ધકો બનાવે છે.

(૨) એમાંના સૌપ્રથમ અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં સર્વાધિક દલિક નાંખે છે. એની બીજી વગેરે વર્ગણાઓમાં યાવત્ આ બીજા સમયે થતા નવા ચરમઅપૂર્વસ્પર્દ્ધકની ચરમ વર્ગણામાં વિશેષહીન-વિશેષહીન દલિક નાંખે છે. એ પછી પ્રથમસમયકૃત (પૂર્વસમયકૃત) જઘન્યસ્પર્દ્ધકની પ્રથમવર્ગણા આવે છે જેમાં અસં૦ગુણહીન દલિક નાંખે છે. એની બીજી વર્ગણાથી પૂર્વસ્પર્દ્ધકની ચરમવર્ગણાસુધી વિશેષહીન ક્રમે દલિક નાંખે છે.

(૩) દશ્યમાનદલિક, બીજાસમયકૃત જઘ૦અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં સર્વાધિક હોય છે. પછી પછીનીવર્ગણામાં ગોપુચ્છાકારે (વિશેષહીન ક્રમે) યાવત્ ચરમપૂર્વસ્પર્દ્ધકની ચરમવર્ગણા સુધી હોય છે.

(૪) અશ્વકર્ણકરણાદ્ધાના ત્રીજા વગેરે સમયોએ પણ તાનિ-અન્યાનિ અપૂર્વસ્પર્દ્ધકોની રચના વગેરે આ પ્રમાણે જાણવું.

૧૮ સ્પર્દ્ધક અલ્પબહુત્વ અધિકાર-

અશ્વકર્ણકરણાદ્ધાનો પ્રથમ રસઘાત થયે નીચે મુજબનું ૧૮ પદોનું અલ્પબહુત્વ થાય છે.-

| | |
|---|---|
| ક્રોધનાં અપૂર્વસ્પર્દ્ધકો | અલ્પ |
| માનનાં અપૂર્વસ્પર્દ્ધકો | V |
| માયાનાં અપૂર્વસ્પર્દ્ધકો | V |
| લોભનાં અપૂર્વસ્પર્દ્ધકો | V |
| એક દ્વિગુણહાનિના આંતરાનાં સ્પર્દ્ધકો | a |
| એક સ્પર્દ્ધકની વર્ગણાઓ | A |
| ક્રોધનાં સર્વ અપૂર્વસ્પર્દ્ધકની વર્ગણાઓ | A |
| માનનાં સર્વ અપૂર્વસ્પર્દ્ધકની વર્ગણાઓ | V |
| માયાનાં સર્વ અપૂર્વસ્પર્દ્ધકની વર્ગણાઓ | V |
| લોભનાં સર્વ અપૂર્વસ્પર્દ્ધકની વર્ગણાઓ | V |
| લોભનાં પૂર્વસ્પર્દ્ધકો | A |
| એની વર્ગણાઓ | A |
| માયાનાં પૂર્વસ્પર્દ્ધકો | A |
| એની વર્ગણાઓ | A |
| માનનાં પૂર્વ સ્પર્દ્ધકો | A |
| એની વર્ગણાઓ | A |
| ક્રોધનાં પૂર્વસ્પર્દ્ધકો | A |
| એનીવર્ગણાઓ | A |

૧૯ અશ્વકર્ણકરણાદ્ધા ચરમસમયાધિકાર-

(૧) ચરમસમયે નવા અપૂર્વસ્પર્દ્ધકો એવી રીતે બને છે કે જેથી લોભના પ્રથમ અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં જેટલા રસાણુ હોય છે એના કરતાં દ્વિતીયઅપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણામાં

(૨) સ્પર્દ્ધકમાં એકોત્તરવૃદ્ધિવાળી વર્ગણાઓ હોય છે. જ્યારે સર્વ જઘન્ય સંભવિતસ્પર્દ્ધક કરતાં પણ અનંતગુણહીન રસ થઈ જાય છે ત્યારે વર્ગણાઓ એકોત્તરવૃદ્ધિનો ક્રમ જાળવી શક્તી નથી. કિન્તુ અનંત અનંત રસાણુના આંતરે જ મળે છે. નિરંતર ન મળી શક્તી આવી છૂટી છવાયી વર્ગણાઓ કિટ્ટિ કહેવાય છે.

(૩) ક્રોધના પૂર્વ-અપૂર્વ સ્પર્દ્ધકોમાંથી દલિકોને અપવર્તી ક્રોધની કિટ્ટિઓ કરે છે. એમ માનના સ્પર્દ્ધકોમાંથી માનની કિટ્ટિઓ બનાવે છે. એમ માયા-લોભમાટે પણ જાણવું. આ ચારે કષાયની કિટ્ટિઓ એક સ્પર્દ્ધકની વર્ગણાઓના અનંતમા ભાગે હોય છે.

(૪) સર્વોત્કૃષ્ટ કિટ્ટિનો રસ પણ સર્વ જઘ૦સ્પર્દ્ધકના રસ કરતાં અનંતમા ભાગે હોય છે.

(૫) આ કિટ્ટીકરણઅદ્ધામાં મોહનીય બધ્યમાન હોવા છતાં એના સ્થિતિ અને રસની ઉદ્વર્તના થતી નથી. માત્ર અપવર્તના જ થાય છે. અશ્વકર્ણકરણાદ્ધાના ચરમસમય સુધી ઉદ્વ૦અને અપવ૦ બન્ને થતા હતા.

૨૧ કિટ્ટિ અનુભાગ અધિકાર-

(૧) સંજ્વ૦ લોભની સર્વજઘ૦ કિટ્ટિના રસ કરતાં એની બીજી કિટ્ટિનો રસ અનંતગુણ હોય છે. એના કરતાં એની ત્રીજી કિટ્ટિનો રસ અનંતગુણ હોય છે...... એમ યાવત્ એની સર્વઉત્કૃષ્ટરસવાળી ચરમકિટ્ટિ સુધી અનંતગુણ-અનંતગુણ રસ જાણવો.

(૨) ઉત્તરોત્તર કિટ્ટિઓનો આ જે ગુણક અનંત હોય છે તે વચ્ચે બે સ્થળોએ અન્યસ્થળો કરતાં ખુબ જ મોટો (અનંત ગુણો) હોય છે. એટલે આ બહુ જ વિશાળ અંતરના કારણે સંજ્વ૦ લોભની કિટ્ટિઓ ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે. આ ત્રણ વિભાગોને ત્રણ સંગ્રહકિટ્ટિ કહે છે. આ ત્રણેની અંદર અવાંતર કિટ્ટિઓ અનંત હોય છે. આ જ પ્રમાણે માયા, માન, અને ક્રોધની ત્રણ-ત્રણ સંગ્રહકિટ્ટિઓ અને અનંત-અનંત અવાંતર કિટ્ટિઓ થાય છે.

(૩) લોભ પ્રથમસંગ્રહકિટ્ટિની પ્રથમ, દ્વિતીય.......યાવત્ ચરમ; લોભ બીજી સંગ્રહકિટ્ટિની પ્રથમ, દ્વિતીય......યાવત્ ચરમ; લોભ ત્રીજી સંગ્રહકિટ્ટિની પ્રથમ, દ્વિતીય......યાવત્ ચરમ; માયા પ્રથમ સંગ્રહકિટ્ટિની પ્રથમ, દ્વિતીય.....યાવત્ ચરમ.......આ ક્રમે માયાની દ્વિતીયસંગ્રહકિટ્ટિ, તૃતીય સંગ્રહકિટ્ટિ, માનની પ્રથમ-દ્વિતીય-તૃતીય સંગ્રહકિટ્ટિ, અને ક્રોધની પ્રથમ, દ્વિતીય અને તૃતીય સંગ્રહકિટ્ટિઓ કહેવી. અને આ બધાનો ઉત્તરોત્તર રસ અનંતગુણ-અનંતગુણ કહેવો.

(૪) ક્રોધોદયારૂઢ જીવ ૧૨, માનોદયારૂઢ જીવ (ક્રોધની ૩ વિના) ૯, માયોદયારૂઢ ૬ અને લોભોદયારૂઢ જીવ ૩ સંગ્રહકિટ્ટિઓ કરે છે.

૨૨ <u>કિટ્ટિઅંતર અધિકાર</u>-

(૧) એક જ સંગ્રહકિટ્ટિની ઉત્તરોત્તર અવાંતરકિટ્ટિઓના રસનો જે 'અનંત' ગુણક હોય છે તેને અવાતંરકિટ્ટિઅંતર (કે સ્વસ્થાનગુણક) કહે છે. એક સંગ્રહકિટ્ટિની ચરમકિટ્ટિ કરતાં તેના પછીની સંગ્રહકિટ્ટિની પ્રથમ કિટ્ટિનો જે ગુણક હોય છે તે સંગ્રહકિટ્ટિ અંતર (કે પરસ્થાનગુણક) કહેવાય છે.

(૨) એટલે કે લોભની પહેલી સંગ્રહકિટ્ટિની પ્રથમકિટ્ટિ અને દ્વિતીયકિટ્ટિ વચ્ચે જે ગુણક છે તે પ્રથમ અવાંતરકિટ્ટિ અંતર છે, દ્વિતીય અને તૃતીય વચ્ચેનો ગુણક એ દ્વિતીય અવાંતર કિટ્ટિઅંતર છે..... એમ એની દ્વિચરમ અને ચરમ વચ્ચેનો ગુણક એ એનું ચરમ અવાંતર અંતર છે. કિટ્ટિઓની સંખ્યા કરતાં અંતરની સંખ્યા એક ન્યૂન હોય છે. આ જ રીતે શેષ ૧૧ સંગ્રહકિટ્ટિઓની કિટ્ટિઓનાં અવાંતર અંતરો જાણી લેવા.

(૩) લોભની પ્રથમસંગ્રહકિટ્ટિની ચરમકિટ્ટિ અને એની બીજી સંગ્રહકિટ્ટિની પ્રથમકિટ્ટિવચ્ચેનો ગુણક એ લોભનું પ્રથમ સંગ્રહકિટ્ટિઅંતર છે. લોભની બીજી સંગ્રહકિટ્ટિની ચરમ અને ત્રીજી સંગ્રહકિટ્ટિની પ્રથમ અવાંતર કિટ્ટિઓનો ગુણક એ લોભનું બીજું સંગ્રહકિટ્ટિઅંતર છે. આમ લોભના બે જ સંગ્રહકિટ્ટિઅંતરો મળશે.

(૪) લોભની ત્રીજીસંગ્રહકિટ્ટિની ચરમ અને માયાની પ્રથમસંગ્રહકિટ્ટિની પ્રથમકિટ્ટિ વચ્ચેનો ગુણક એ માયાનું પ્રથમ સંગ્રહ કિટ્ટિ અંતર છે. આ ક્રમે માયા-માન-ક્રોધના-ત્રણ સંગ્રહ કિટ્ટિઅંતરો જાણી લેવા.

(૫) અવાંતરકિટ્ટિઅંતરો કરતાં સંગ્રહકિટ્ટિ અંતર અનંતગુણ હોય છે.

(૬) અલ્પબહુત્વ

| | |
|---|---|
| લોભ પ્ર.સં.નું પ્રથમ અવાંતર અંતર | અલ્પ |
| લોભ પ્ર.સં.નું દ્વિતીય અવાંતર અંતર | A |
| યાવત્ લોભ પ્ર.સં.નું ચરમ અવાંતર અંતર | A |
| લોભ દ્વિ.સં.નું પ્રથમ અવાંતર અંતર | A |
| લોભ દ્વિ.સં.નું દ્વિતીય અવાંતર અંતર | A |
| યાવત્ લોભ દ્વિ.સ.નું ચરમ અવાંતર અંતર | A |

આ જ ક્રમે ઉત્તરોત્તર લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિ ના અવાંતર અંતરો, પછી માયાની ક્રમશઃ પહેલી, બીજી, ત્રીજી સંગ્રહકિટ્ટિના અવાંતર અંતરો, પછી માનની ક્રમશઃ પહેલી બીજી, ત્રીજી સંગ્રહકિટ્ટિના અવાંતર અંતરો, અને પછી ક્રોધની પહેલી બીજી અને ત્રીજી સંગ્રહકિટ્ટિના અવાંતર અંતરો A-A કહેવા. ત્યાર બાદ લોભનું પ્રથમ, દ્વિતીય, માયાનું પ્રથમ, દ્વિતીય, તૃતીય, માનનું પ્રથમ, દ્વિતીય, તૃતીય, ક્રોધનું પ્રથમ, દ્વિતીય અને તૃતીય સંગ્રહકિટ્ટિઅંતર ઉત્તરોત્તર A-A કહેવા.

**૨૩** <u>કિટ્ટિઓમાં દલિક નિક્ષેપ અધિકાર-</u>

(૧) પ્રથમસમયે, લોભની સર્વ જઘન્યરસવાળી સર્વપ્રથમ કિટ્ટિમાં સર્વાધિક દલિક નાંખે છે. પછીની ઉત્તરોત્તર અવાંતર કિટ્ટિઓમાં (અનંતરોપનિધાએ) અનંતભાગહીન-હીન દલિક નાંખે છે. એમ યાવત્ ક્રોધની ત્રીજી સંગ્રહકિટ્ટિની ચરમકિટ્ટિ સુધી જાણવું.

(૨) પરંપરોપનિધાએ લોભની સર્વપ્રથમ કિટ્ટિની અપેક્ષાએ ક્રોધની સર્વચરમકિટ્ટિ સુધીની દરેક કિટ્ટિઓમાં અનંતભાગહીન દલિક હોય છે.

(૩) દૃશ્યમાન દલિક પણ આ જ રીતે જાણવું

(૪) સંગ્રહકિટ્ટિના કુલ દલિકની અપેક્ષાએ વિચારીએ તો માનની પહેલી, બીજી, ત્રીજી, ક્રોધની બીજી, ત્રીજી, માયાની પહેલી, બીજી, ત્રીજી, લોભની પહેલી, બીજી અને ત્રીજી ..... આ ક્રમમાં ઉત્તરોત્તર દલિક અસં૦મોભાગ અધિક હોય છે. સંજ્વ૦લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિના સમગ્રપ્રદેશાગ્ર કરતાં સંજ્વ૦ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિમાં સંખ્યાતગુણ (૧૩ ગણું) દલિક હોય છે. આ કથન કિટ્ટિવેદનકાળની અપેક્ષાએ છે. કિટ્ટીકરણકાળની અપેક્ષાએ પણ આ ક્રમ છે, કિન્તુ એમાં તે તે

કષાયની પહેલી કિટ્ટિના સ્થાને ત્રીજી અને ત્રીજીના સ્થાને પહેલી સંગ્રહકિટ્ટિ સમજવી. તે તે સંગ્રહકિટ્ટિઓની અવાંતરકિટ્ટિઓનું અલ્પબહુત્વ પણ આ જ ક્રમે કિટ્ટિવેદન અને કિટ્ટીકરણકાળની અપેક્ષાએ જાણવું

૨૪ <u>કિટ્ટીકરણાદ્ધા દ્વિતીયસમયાધિકાર</u>-

(૧) બીજા સમયે બારે સંગ્રહકિટ્ટિઓની નીચે નવી અપૂર્વકિટ્ટિઓ કરે છે. પ્રથમસમયકૃત કિટ્ટિઓ કરતાં આ નવી કિટ્ટિઓ અસંoમા ભાગે હોય છે (આ જ રીતે ઉત્તરોત્તર સમયે પણ અસં.ગુણહીન-હીન નવી કિટ્ટિઓ થાય છે. એ જાણવું.)

(૨) <u>દલિકનિક્ષેપ</u> – બીજાસમયે પ્રથમસમય કરતાં અસંખ્યગુણ દલિક લે છે. લોભની જે સર્વજઘન્ય નવી કિટ્ટિઓ થાય છે, તેમાં સર્વાધિક દલિક નાંખે છે. પછી પછીની કિટ્ટિઓમાં અનંતભાગહીન-હીન દલિક નાંખે છે. એમ યાવત્ બીજાસમયે લોભની પ્રથમસંગ્રહકિટ્ટિ નીચે જે નવી કરેલી ચરમકિટ્ટિ હોય ત્યાં સુધી જાણવું. આના પછી લોભની પ્રથમસમયે પ્રથમસંગ્રહકિટ્ટિની કરેલ જઘ. કિટ્ટિ આવે છે. એમાં અસં.ભાગ હીન દલિક નાંખે છે. પછીની પ્રથમસંગ્રહકિટ્ટિની દ્વિતીયવગેરે અવાંતર કિટ્ટિઓમાં (કે જે પ્રથમસમયે કરેલ છે તેમાં) તેની ચરમકિટ્ટિ સુધી ઉત્તરોત્તર અનંતભાગહીન-હીન દલિક નાંખે છે. ત્યાર બાદ લોભની બીજી સંગ્રહકિટ્ટિ નીચે બીજા સમયે જે સર્વજઘન્ય કિટ્ટિ કરી હોય છે તેનો નંબર આવે છે. એમાં અસંoભાગ અધિક દલિક નાંખે છે. પછીની નવી કિટ્ટિઓમાં અનંત ભાગહીન-હીન દલિક નવી ચરમકિટ્ટિ સુધી નાંખે છે. પછી લોભની બીજી સંગ્રહકિટ્ટિની જે જઘoકિટ્ટિ પૂર્વસમયે થયેલ, તેનો નંબર આવે છે. એમાં અસં.ભાગહીન દલિક નાંખે છે. અને પછીની, બીજીસંગ્રહકિટ્ટિની ચરમકિટ્ટિસુધીની અવાંતર કિટ્ટિઓમાં અનંતભાગહીન-હીન દલિક નાંખે છે. આ જ ક્રમે લોભની ત્રીજી, માયાની પ્રથમ, દ્વિતીય, તૃતીય, માનની પહેલી, બીજી, ત્રીજી ક્રોધની પહેલી, બીજી અને ત્રીજી સંગ્રહકિટ્ટિ સંબંધી દલિકપ્રક્ષેપ જાણવો.

ટૂંકમાં, તે તે વિવક્ષિત સમયે તે તે સંગ્રહકિટ્ટિની નીચે કરેલ સર્વજઘન્ય નવી કિટ્ટિમાં અસંoભાગઅધિક, શેષ નવી કિટ્ટિઓમાં અનંતભાગહીન, તે સંગ્રહકિટ્ટિની પૂર્વસમયકૃત જઘoકિટ્ટિમાં અસંoભાગહીન અને શેષ અવાંતરકિટ્ટિઓમાં અનંતભાગહીન દલિક નાંખે છે.


ઉઝ્રકૂટો (ઝાંચાઓ)
૧
૨
૩
૪
૫
૬
૭
નવી કિટ્ટિઓ (૧)
જૂની કિટ્ટિઓ (૧)
નવી (૨)
જૂની (૨)
નવી (૩)
જૂની (૩)
નવી (૪)
જૂની (૪)
નવી (૧)
જૂની (૧)
નવી (૨)
જૂની (૨)
નવી (૩)
જૂની (૩)
દલિક
કિટ્ટિઓ
બીજાસમયે નંખાતું દલિક
બીજાસમયે દશ્યમાન દલિક





★ ૧૪૯ મા પૃષ્ઠ પરના ચિત્રમાં નંખાતા દલિક અને ૪ સંગ્રહકિટ્ટિઓ દર્શાવેલી છે એમાં (૪×૨-૧=) ૭ ખાંચા પડે છે. એટલે કે કુલ બાર સંગ્રહકિટ્ટિઓમાં (૧૨×૨-૧=) ૨૩ ઉત્કૃટ થાય એ સ્પષ્ટ છે.

(૩) દૃશ્યમાનદલિક-લોભની સર્વજઘ૦કિટ્ટિમાં સર્વાધિક, પછીની ઉત્તરોત્તર કિટ્ટિઓમાં સંજ્વ૦ક્રોધની ત્રીજીસંગ્રહકિટ્ટિની સર્વોત્કૃષ્ટ કિટ્ટિ સુધી અનંતભાગહીન-હીન દલિક ગોપુચ્છાકારે જાણવું

(૪) પ્રથમસંગ્રહકિટ્ટિની નીચે જે કિટ્ટિઓ નવી થાય છે તે પણ પછીથી પ્રથમસંગ્રહકિટ્ટિનો જ એક અંશ બની જવાથી પ્રથમસંગ્રહકિટ્ટિની અવાંતરકિટ્ટિઓ વધી જાય છે. આ જ પ્રમાણ બારે સંગ્રહકિટ્ટિઓમાં પોતપોતાની નીચે થતી નવી કિટ્ટિઓ ભળી જાય છે એ જાણવું.

**૨૫** કિટ્ટીકરણાદ્ધા તૃતીયાદિ સમયાધિકાર-

(૧) ત્રીજાથી માંડીને ચરમસમય સુધીના પ્રત્યેક સમયોએ પણ આ જ પ્રમાણે, નંખાતા દલિકોના ૨૩ ઉત્કૃટો (ખાંચાઓ) થાય છે અને દૃશ્યમાન દલિકનો ગોપુચ્છાકાર થાય છે એ જાણવું.

(૨) કિટ્ટિઓમાં નંખાતું કુલ દલિક, પ્રથમસમયે અલ્પ
બીજા સમયે અસં.ગુણ
ત્રીજા સમયે અસં.ગુણ એમ યાવત્
ચરમસમય સુધી જાણવું.

(૩) કિટ્ટીકરણકાળમાં જીવ પૂર્વ અને અપૂર્વસ્પર્ધકોને વેદે છે પણ કિટ્ટિઓને વેદતો નથી.

**૨૬** કિટ્ટીકરણાદ્ધા ચરમસમયાધિકાર-

(૧) સ્થિતિબંધ- સંજ્વ૦- અંતર્મુ૦અધિક ૪ મહિના
શેષકર્મો-સંખ્યાતા હજાર વર્ષ

(૨) સ્થિતિસત્તા- સંજ્વ - અંતર્મુ૦ અધિક ૮ વર્ષ
૩ ઘાતી કર્મો - સંખ્યાત હજાર વર્ષ
૩ અઘાતી - અસં૦વર્ષ

૨૭ કિટ્ટિવેદનાદ્ધા પ્રથમસમયાધિકાર-

(૧) મોહનીયકર્મમાં - સ્થિતિબંધ - ૪ મહિના
સ્થિતિસત્તા - ૮ વર્ષ
રસસત્તા - ઉદયસમયન્યૂન ઉદયાવલિકામાં સર્વઘાતી, શેષ સર્વત્ર દેશઘાતી.

(૨) આ પ્રથમસમયથી હવે ક્રોધોદયનો જેટલો કાળ શેષ હોય તેના લગભગ ત્રણ ભાગ કરવા. પહેલો ભાગ જરાક વધુ હોય છે, બીજો અને ત્રીજો ઉત્તરોત્તર વિશેષહીન હોય છે. આમાંનો પ્રથમ જે ત્રીજો ભાગ છે તેના કરતાં એક આવલિકાઅધિક જેટલા અંતર્મુ૰ પ્રમાણ પ્રથમસ્થિતિ પ્રથમસંગ્રહકિટ્ટિમાંથી કરે છે. આ વખતે, સંજ્વ૰ ક્રોધની અંતરકરણક્રિયાકાળે જે પ્રથમસ્થિતિ કરી હતી તેની એક ઉદયાવલિકા અવશિષ્ટ રહી હોય છે જે પણ ક્રમશઃ ક્ષીણ થઈ જાય છે.

(૩) પ્રથમસંગ્રહકિટ્ટિની બધી અવાંતર કિટ્ટિઓમાંથી દલિક ખેંચીને આ પ્રથમસ્થિતિ કરે છે. ઉદય સમયથી પ્રથમસ્થિતિના ચરમનિષેક સુધી અસં.ગુણ શ્રેણિએ દલિકો ગોઠવે છે.

(૪) બીજી સ્થિતિના પ્રથમનિષેકમાં પ્રથમસ્થિતિના ચરમનિષેક કરતાં અસંખ્યગુણ દલિકો હોય છે. પછીના નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન હોય છે.

(૫) અત્યાર સુધી અંતમૂહૂર્ત-અંતર્મુહૂર્તે એક-એક રસઘાત થયે અનુભાગ હણાતો હતો. હવેથી મોહનીયમાં પ્રતિસમય રસ અપવર્તના (=રસઘાત) થાય છે.

૨૮ કિટ્ટિ ઉદય-બંધ અધિકાર-

(૧) કિટ્ટિવેદનના પ્રથમસમયથી જ કિટ્ટિઓનો બંધ પણ ચાલુ થાય છે. હવે જે મોહનીયકર્મ બંધાય છે તે પણ કિટ્ટિરૂપે જ બંધાય છે.

(૨) ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિની ઉત્કૃષ્ટરસ તરફની અને મંદરસ તરફની એક -એક અસં.માભાગપ્રમાણ કિટ્ટિઓને છોડી મધ્યમરસવાળી અસં૰બહુભાગપ્રમાણ કિટ્ટિઓનો રસોદય થાય છે. એટલે ઉદય સમયમાં રહેલા તીવ્ર-મંદ રસવાળાં દલિકો પણ આ ઉદયપ્રાપ્ત

મધ્યમરસવાળાં જ થઈ જાય છે. તેથી ઉદયસમયમાં માત્ર મધ્યમરસવાળી કિટ્ટિઓ જ હોય છે. શેષ પ્રથમસ્થિતિ અને સઘળી બીજીસ્થિતિના સઘળાં નિષેકોમાં પ્રથમસંગ્રહકિટ્ટિની સઘળી અવાંતરકિટ્ટિઓનું દલિક હોય છે.બાકીની ૧૧ સંગ્રહકિટ્ટિઓનું દલિક માત્ર બીજીસ્થિતિના સર્વ નિષેકોમાં હોય છે.

(૩) ઉદયપ્રાપ્ત મધ્યમ કિટ્ટિઓની ઉપરની અને નીચેની કેટલીક કિટ્ટિઓ છોડીને શેષ વિશેષહીન કિટ્ટિઓ બંધાય છે. સંજ્વલમાન, માયા, લોભની પણ પ્રથમ(ઉત્કૃષ્ટરસવાળી)સંગ્રહકિટ્ટિની અસં૦ બહુભાગ પ્રમાણ મધ્યમરસવાળી કિટ્ટિઓ બંધાય છે. આને બંધ અવાંતરકિટ્ટિઓ કહે છે. ચારે કષાયની બીજી-ત્રીજી સંગ્રહકિટ્ટિઓ બંધાતી નથી.

(૪) આમ, ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિની સૌથી ઉપરની અસંખ્ય ભાગ પ્રમાણ કિટ્ટિઓનો ઉદય કે બંધ હોતો નથી. આને ઉપરની અનુભય અવાંતરકિટ્ટિ કહે છે. એની નીચેની કેટલીક કિટ્ટિઓનો ઉદય હોય છે, પણ બંધ હોતો નથી. આને ઉપરની ઉદીર્ણકિટ્ટિ કહે છે. એ પછીની અસં૦બહુભાગ કિટ્ટિઓનો ઉદય-બંધ બન્ને હોય છે. આને ઉભયઅવાંતરકિટ્ટિ કહે છે. એની નીચેની કેટલીક કિટ્ટિઓનો ઉદય હોય છે, પણ બંધ નહીં. આને નીચેની ઉદીર્ણકિટ્ટિ કહે છે અને એની નીચેની કિટ્ટિઓનો ઉદય કે બંધ બન્ને હોતા નથી. એને નીચેની અનુભય અવાંતર કિટ્ટિ કહે છે.

(૫) ક્રોધની પ્રથમ સંગ્રહકિટ્ટિમાં અલ્પબહુત્વ-

| | | |
|---|---|---|
| નીચેની અનુભય | - | અલ્પ |
| નીચેની ઉદીર્ણ | - | V |
| ઉપરની અનુભય | - | V |
| ઉપરની ઉદીર્ણ | - | V |
| ઉભય અવાંતર | - | a |

(૬) કિટ્ટિવેદનકાળના ઉત્તરોત્તર સમયે ઉદય અને બંધમાં જે ઉત્કૃષ્ટ અવાંતરકિટ્ટિ હોય છે તેના રસો તેમજ બંધ અને ઉદયમાં જે જઘન્ય અવાંતરકિટ્ટિ હોય છે તેના રસો ગોમૂત્રિકા ક્રમે અનંતગુણહીન-હીન હોય છે. એટલે કે,

| સમય | | ઉત્કૃષ્ટ કિટ્ટિનો રસ | | જઘન્યકિટ્ટિનો રસ |
|---|---|---|---|---|
| પ્રથમ | ઉદયપ્રાપ્ત | ઘણો | બધ્યમાન | ઘણો |
| પ્રથમ | બધ્યમાન | અનંતગુણહીન | ઉદયપ્રાપ્ત | અનંતગુણહીન |
| બીજો | ઉદયપ્રાપ્ત | અનંતગુણહીન | બધ્યમાન | અનંતગુણહીન |
| બીજો | બધ્યમાન | અનંતગુણહીન | ઉદયપ્રાપ્ત | અનંતગુણહીન |

આમ ચરમસમય સુધી જાણવું.

૨૯ કિટ્ટિ નાશ અધિકાર–

(૧) કિટ્ટિવેદનના પ્રથમસમયથી જ બારે સંગ્રહકિટ્ટિઓની ઉત્કૃષ્ટ તરફની અસં૰માંભાગ જેટલી કિટ્ટિઓનો પ્રતિસમય નાશ કરે છે. એટલે કે બારે સંગ્રહકિટ્ટિઓમાં ઉપરની જે અસં૰માભાગ જેટલી અવાંતરકિટ્ટિઓ હોય છે તેનાં સઘળાં દલિકોમાંથી રસ અપવર્તના કરી નીચેની કિટ્ટિઓ રૂપ કરી નાંખે છે. એટલે એટલી ઉત્કૃષ્ટ તરફની કિટ્ટિઓનો વિનાશ થઈ જાય છે. વિનષ્ટ થયેલ કિટ્ટિની નીચેની જે પ્રથમ અવિનષ્ટકિટ્ટિઓ હોય છે તે હવે તે તે સંગ્રહકિટ્ટિની ઉત્કૃષ્ટકિટ્ટિ બને છે. તેમાંથી શરુ કરીને નીચે તરફ એક અસં૰મા ભાગની કિટ્ટિઓને બીજા સમયે વિનાશે છે.

(૨) પ્રથમં સમયે વિનષ્ટ કિટ્ટિઓ ઘણી
બીજા સમયે વિનષ્ટ કિટ્ટિઓ અસં૰ગુણહીન
ત્રીજા સમયે વિનષ્ટ કિટ્ટિઓ અસં૰ગુણહીન

(૩) પ્રથમસંગ્રહકિટ્ટિવેદનકાળના દ્વિચરમસમયસુધી ઉપરોક્ત વાત જાણવી. ત્યાં સુધીમાં નાશ કરાયેલી કિટ્ટિઓ, કિટ્ટિવેદનના પ્રથમસમયે અબધ્યમાન અવાંતરકિટ્ટિઓના અસં૰મા ભાગ જેટલી હોય છે.

૩૦ અપૂર્વકિટ્ટિવિધાન અધિકાર

(૧) કિટ્ટિવેદનના પ્રથમસમયથી જ બંધપ્રાપ્ત દલિકોથી અને સંક્રમપ્રાપ્ત દલિકોથી કેટલીક અપૂર્વકિટ્ટિઓ પ્રતિસમય બનાવે છે. બંધ કરતાં સંક્રમથી બનતી કિટ્ટિઓ અસં૰ગુણ હોય છે.

(૨) બંધ પ્રાપ્ત દલિકોથી બનતી અપૂર્વ કિટ્ટિઓ, ચારેય કષાયોની પ્રથમસંગ્રહકિટ્ટિની અવાંતર કિટ્ટિઓના આંતરામાં બને છે.

(૩) ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિની બધ્યમાન પ્રથમ અવાંતરકિટ્ટિના અંતરથી શરૂ કરી પલ્યોપમના અસંખ્ય પ્રથમવર્ગમૂળ જેટલા અંતરોમાં એકે ય અપૂર્વ કિટ્ટિ બનતી નથી. ત્યાર પછીના અંતરમાં પ્રથમ અપૂર્વકિટ્ટિ બને છે. ત્યારબાદ પાછા પલ્યોના અસં૦ પ્રથમવર્ગમૂળ જેટલા અંતર છોડ્યા પછીના અંતરમાં બીજી અપૂર્વકિટ્ટિ બને છે. આમ આટલા આંતરે આંતરે એક એક અપૂર્વકિટ્ટિ બને છે.

(૪) બધ્યમાન પ્રથમ પૂર્વકિટ્ટિમાં ઘણું દલિક નાંખે છે. પછીની ઉત્તરોત્તર પૂર્વકિટ્ટિઓમાં અનંતભાગહીન-હીન દલિક નાંખે છે. બધ્યમાન પ્રથમ અપૂર્વકિટ્ટિમાં અનંતગુણ અને એના પછીની પૂર્વકિટ્ટિમાં અનંતગુણહીન દલિક નાંખે છે. ત્યાર પછીની પૂર્વકિટ્ટિમાં અનંતભાગહીન દલિક નાંખે છે. આમ અપૂર્વકિટ્ટિમાં અનંતગુણ, એના પછીની પૂર્વકિટ્ટિમાં અનંતગુણહીન અને શેષ બધ્યમાન પૂર્વકિટ્ટિઓમાં અનંતભાગહીન દલિકો અનંતરોપનિધાએ બધ્યમાન ચરમકિટ્ટિ સુધી નાંખે છે.

(૫) સંક્રમથી બનતી અપૂર્વકિટ્ટિઓ ક્રોધની પ્રથમ સંગ્રહકિટ્ટિને છોડી શેષ ૧૧ સંગ્રહકિટ્ટિઓની નીચે તેમજ એની અવાંતર કિટ્ટિઓના આંતરામાં બને છે.

(૬) કિટ્ટિકરણકાળમાં બીજાવગેરે સમયોએ જે જે વિધિએ અપૂર્વકિટ્ટિઓ બનાવી હતી તે જ વિધિથી સંગ્રહકિટ્ટિઓની નીચેની અપૂર્વકિટ્ટિઓ બને છે. તેમજ આ અધિકારના ચોથા પેટાવિભાગમાં બંધથી બનતી અપૂર્વકિટ્ટિઓમાટે જે રીત કહી છે એ જ રીતે સંક્રમથી. અવાંતરકિટ્ટિઓના આંતરામાં અપૂર્વ કિટ્ટિઓ બને છે. માત્ર અહીં, વર્ગમૂળ પલ્યોપમના અસં૦મા ભાગ જેટલા અવાંતરકિટ્ટિઓના આંતરે આંતરે આ અપૂર્વકિટ્ટિઓ બને છે.

૩૧ <u>સંગ્રહકિટ્ટિ દલિકસંક્રમાધિકાર-</u>

(૧) કિટ્ટિવેદનકાળમાં સંગ્રહકિટ્ટિઓના દલિકોને નીચે (રસની અપેક્ષાએ હીનરસવાળીમાં) સંક્રમાવે છે, પણ ઉપર નહીં. વળી જે કષાયની જે સંગ્રહકિટ્ટિમાંથી દલિક ઉપાડ્યું હોય તે કષાયની પછીના કષાયની પ્રથમ (ઉત્કૃષ્ટ રસવાળી) સંગ્રહકિટ્ટિ સુધીમાં એ સંક્રમાવે છે. જેમકે ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિના દલિકને ક્રોધની બીજી, ત્રીજી અને માનની પ્રથમસંગ્રહકિટ્ટિમાં સંક્રમાવે છે. ક્રોધની બીજી

સંગ્રહકિટ્ટિમાંથી ઉપાડેલા દલિકને ક્રોધની ત્રીજીમાં અને માનની પ્રથમમાં સંક્રમાવે છે.....ક્રોધની ત્રીજી કિટ્ટિમાંથી દલિકને માનની પ્રથમકિટ્ટિમાં સંક્રમાવે છે.

(૨) જે સંગ્રહકિટ્ટિનો ઉદય ચાલુ હોય તે કિટ્ટિની પછીની અલ્પરસવાળી સંગ્રહકિટ્ટિમાં, અન્યસંગ્રહકિટ્ટિઓ કરતાં સંખ્યાતગુણ પ્રદેશો સંક્રમાવે છે. તેથી ક્રોધની પ્રથમ સંગ્રહકિટ્ટિના ઉદયકાળે સંક્રમતા દલિકોનું અલ્પબહુત્વ આવું હોય છે.-

| | |
|---|---|
| ક્રોધની બીજીમાંથી માનની પહેલીમાં | અલ્પ |
| ક્રોધની ત્રીજીમાંથી માનની પહેલીમાં | V |
| માનની પહેલીમાંથી માયાની પહેલીમાં | V |
| માનની બીજીમાંથી માયાની પહેલીમાં | V |
| માનની ત્રીજીમાંથી માયાની પહેલીમાં | V |
| માયાની પહેલીમાંથી લોભની પહેલીમાં | V |
| માયાની બીજીમાંથી લોભની પહેલીમાં | V |
| માયાની ત્રીજીમાંથી લોભની પહેલીમાં | V |
| લોભની પહેલીમાંથી લોભની બીજીમાં | V |
| લોભની પહેલીમાંથી લોભની ત્રીજીમાં | V |
| ક્રોધની પહેલીમાંથી માનની પહેલીમાં | S |
| ક્રોધની પહેલીમાંથી ક્રોધની ત્રીજીમાં | V |
| ક્રોધની પહેલીમાંથી ક્રોધની ત્રીજીમાં | S |

★ ક્રોધની બીજી કિટ્ટિમાંથી ક્રોધની ત્રીજીમાં, માનની પહેલીમાંથી માનની ત્રીજીમાં તથા બીજીમાં, માનની બીજીમાંથી માનની ત્રીજીમાં સંક્રમતું દલિક વગેરેનું અલ્પબહુત્વ કષાયપ્રાભૃત ચૂર્ણિ-ખવગસેઢી વગેરેમાં આપ્યું નથી.

૩૨ બદ્ધદલિક દૃશ્યમાનતા અધિકાર-

(૧) ક્રોધનું નવું દલિક માત્ર પ્રથમસંગ્રહકિટ્ટિમાં જ પડતું હોવાથી બંધાવલિકા સુધી તો એ એમાં જ દૃશ્યમાન હોય છે. બંધાવલિકા વીત્યે એ સંક્રમથી ક્રોધની બીજી, ત્રીજી અને માનની પ્રથમસંગ્રહકિટ્ટિમાં દૃશ્યમાન બને છે. (આનુપૂર્વી સંક્રમ હોવાથી એ માયા, લોભમાં સંક્રમી શકતું નથી.) એટલે બીજી આવલિકા

દશ્યમાન એ દલિક ક્રોધની ત્રણ અને માનની પ્રથમ એમ ૪ સંગ્રહકિટ્ટિઓમાં દશ્યમાન હોય છે. સંક્રમાવલિકા બાદ, માનની પ્રથમસંગ્રહકિટ્ટિમાંથી એ દલિક માનની બીજી, ત્રીજી અને માયાની પ્રથમસંગ્રહકિટ્ટિમાં સંક્રમે છે. તેથી ત્રીજી આવલિકામાં એ દલિક ક્રોધની ૩, માનની ૩ અને માયાની પ્રથમ એમ ૭ સંગ્રહકિટ્ટિઓમાં દશ્યમાન હોય છે. એ આવલિકા વીત્યા બાદ એ દલિક માયાની પ્રથમસંગ્રહકિટ્ટિમાંથી માયાની બીજી, ત્રીજી અને લોભની પ્રથમ સંગ્રહકિટ્ટિમાં સંક્રમે છે. એટલે કે ચોથી આવલિકામાં એ ૧૦ સંગ્રહકિટ્ટિઓમાં દશ્યમાન હોય છે. ક્રોધનું બંધાયેલ દલિક, આમ સંક્રમ પામતાં પામતાં, વધુ એક આવલિકા વીતે એટલે લોભની પ્રથમમાંથી બીજી-ત્રીજી સંગ્રહકિટ્ટિમાં સંક્રમે છે. એટલે બંધથી પાંચમી આવલિકામાં એ ક્રોધનું નવું બદ્ધદલિક બારેય સંગ્રહકિટ્ટિઓમાં દશ્યમાન હોય છે.

(૨) આ જ રીતે યથાસંભવ માનનું બદ્ધ દલિક ચોથી આવલિકામાં ૯ સંગ્રહકિટ્ટિઓમાં દશ્યમાન બને છે. (આનુપૂર્વી સંક્રમ હોવાથી એ ક્રોધની ૩ કિટ્ટિઓમાં જઈ શકતું નથી. તેથી એક આવલિકા પણ ઓછી થઈ.) માયાનું બદ્ધ દલિક ત્રીજી આવલિકામાં ૬માં અને લોભનું બદ્ધ દલિક બીજી આવલિકામાં ૩ સંગ્રહ કિટ્ટિઓમાં દશ્યમાન હોય છે.

**૩૩** <u>પ્રથમસંગ્રહકિટ્ટિ વેદન અંતર્ભાગાધિકાર</u>-

(૧) પ્રથમસંગ્રહકિટ્ટિની (ઉદયપ્રાપ્ત સંગ્રહકિટ્ટિની) પ્રથમસ્થિતિ બે આવલિકા શેષ હોય ત્યારે એ કિટ્ટિનો આગાલ વિચ્છેદ પામે છે. (ઉદ્વર્તના અટકી જ ગઈ હોવાથી પ્રત્યાગાલ હોતો જ નથી.)

(૨) પ્રથમસ્થિતિની સમયાધિક આવલિકા શેષે સંજ્વ૰ ક્રોધનો જઘ૰ સ્થિતિઉદીરક બને છે. (બીજી સ્થિતિમાંથી દલિક આવતું ન હોવાથી પ્રથમસ્થિતિના ચરમનિષેકરૂપ માત્ર ૧ સમયની જઘ૰સ્થિતિ ઉદીરણા મળે છે. આ જ રીતે બીજી અને ત્રીજી કિટ્ટિની પ્રથમસ્થિતિ સમયાધિક આવલિકા શેષ હોય ત્યારે પણ સંજ્વ૰ ક્રોધની જઘ૰ સ્થિતિઉદીરણા મળશે. એટલે કે ૩ વાર જઘ૰ સ્થિતિઉદીરણા મળશે. આ પ્રમાણે માન વગેરે માટે જાણવું)

(૩) આ જ સમયે ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિઓનો ચરમ ઉદય હોય છે.

(૪) આ સમયે, સમયન્યૂન બે આવલિકામાં બંધાયેલ દલિક સિવાયનું પ્રથમસંગ્રહકિટ્ટિનું બીજીસ્થિતિમાં જે કોઈ દલિક અવશિષ્ટ હોય તે બધાને બીજી સંગ્રહકિટ્ટિ રૂપ કરી નાંખે છે.

(૫) આ ચરમઉદય સમયે,

| પ્રકૃતિ | સ્થિતિબંધ | સ્થિતિસત્તા |
|---|---|---|
| સંજ્વ૦ ૪ | અંતર્મુ૦ન્યૂન ૧૦૦ દિવસ | અંતર્મુ૦ ન્યૂન ૬ વર્ષ ને ૮ મહિના |
| જ્ઞાના૦ ૩ | અંતર્મુ૦ન્યૂન ૧૦ વર્ષ | સંખ્યાતાવર્ષ |
| અઘાતી ૩ | સંખ્યાતા વર્ષ | અસં૦ વર્ષ |

૩૪ ક્રોધ બીજી સંગ્રહકિટ્ટિવેદનાધિકાર-

(૧) પછીના સમયે ક્રોધની બીજી સંગ્રહકિટ્ટિની સઘળી અવાંતર કિટ્ટિઓમાંથી દલિક ખેંચીને સ્વવેદનકાળ કરતાં એક આવલિકા અધિક જેટલા અંતર્મુ૦ પ્રમાણ પ્રથમસ્થિતિ બનાવે છે. અને એને અનુભવવા માંડે છે.

(૨) આ પ્રથમસ્થિતિરચના, કિટ્ટિઓનો બંધ, ઉદય, નાશ, સંક્રમ, અપૂર્વકિટ્ટિઓ બનાવવી, અવાંતરકિટ્ટિઓનું અલ્પબહુત્વ અને સંગ્રહકિટ્ટિઓના પ્રદેશનું અલ્પબહુત્વ ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિવેદન અંગે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે યથાસંભવ અહીં જાણી લેવું.

(૩) વેદ્યમાન કષાયની જે સંગ્રહકિટ્ટિનો ઉદય હોય તે જ સંગ્રહકિટ્ટિ બંધાય છે, પણ અન્ય સંગ્રહકિટ્ટિઓ બંધાતી નથી.

(૪) આ જ રીતે ક્રોધની ત્રીજી, માનની પહેલી, બીજી , માયાની ત્રણ અને લોભની પ્રથમકિટ્ટિના વેદનનો અધિકાર ઉત્તરોત્તર જાણવો.

(૫) લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિ (સૂ.કિટ્ટિ) નો વેદનકાળ — અલ્પ
લોભની બીજી સંગ્રહકિટ્ટિનો વેદનકાળ — V
લોભની પહેલી સંગ્રહકિટ્ટિનો વેદનકાળ — V
માયાની ત્રીજી સંગ્રહકિટ્ટિનો વેદનકાળ — V
આ રીતે યાવત્ સંજ્વ૦ ક્રોધની પ્રથમસંગ્રહકિટ્ટિ સુધી દરેકમાં વેદનકાળ સંખ્યાત ભાગ અધિક કહેવો.

## ૩૫ કિટ્ટિવેદનાન્તે સ્થિતિબંધ-સત્તાધિકાર

(૧) તે તે સંગ્રહકિટ્ટિના ચરમ ઉદય સમયે મોહનીય વગેરે કર્મોના સ્થિતિબંધ અને સ્થિતિસત્તા કેટલા હોય છે તેની વિચારણા-

(૨) સંજ્વ૦ ક્રોધની પહેલીથી માંડીને લોભની ત્રીજી (સૂક્ષ્મ) કિટ્ટિના વેદન સુધી ૩ ઘાતી કર્મોની સ્થિતિસત્તા સંખ્યાતવર્ષ અને ૩ અઘાતીની અસં.વર્ષ હોય છે. પણ પહેલા કરતાં છેલ્લી સત્તા ઘાતીમાં સંખ્યાતગુણહીન અને અઘાતીમાં અસં૦ગુણહીન હોય છે.

| સંગ્રહ કિટ્ટિ | સ્થિતિબંધ | | | સ્થિતિસત્તા |
|---|---|---|---|---|
| | મોહનીય | ૩ ઘાતી | ૩ અઘાતી | મોહનીય |
| ક્રોધ-૧ | ૧૦૦ દિવસ-અતર્મુ૦ | ૧૦ વર્ષ-અતર્મુ૦ | સંખ્યાતાહજારવર્ષ | ૮૦ મહિના-અંતર્મુ૦ |
| ક્રોધ-૨ | ૮૦ દિવસ-અંતર્મુ૦ | વર્ષ પૃથક્ત્વ | સંખ્યાતાહજારવર્ષ | ૬૪ મહિના-અંતર્મુ૦ |
| ક્રોધ-૩ | ૬૦ દિવસ | | | ૪૮ મહિના |
| માન-૧ | ૫૦ દિવસ-અંતર્મુ૦ | | | ૪૦ મહિના-અંતર્મુ૦ |
| માન-૨ | ૪૦ દિવસ-અતર્મુ૦ | | | ૩૨ મહિના-અંતર્મુ૦ |
| માન-૩ | ૩૦ દિવસ | | | ૨૪ મહિના |
| માયા-૧ | ૨૫ દિવસ-અંતર્મુ૦ | | | ૨૦ મહિના-અંતર્મુ૦ |
| માયા-૨ | ૨૦ દિવસ-અતર્મુ૦ | | | ૧૬ મહિના-અંતર્મુ૦ |
| માયા-૩ | ૧૫ દિવસ | માસપૃથક્ત્વ | સખ્યાતા વર્ષ | ૧૨ મહિના |
| લોભ-૧ | અતર્મુ૦ | દિવસપૃથક્ત્વ | વર્ષ પૃથક્ત્વ | અંતર્મુહુર્ત |
| લોભ-૨ | અંતર્મુ૦ | દેશોન અહોરાત્ર | દેશોન વર્ષ | અંતર્મુહુર્ત |
| લોભ-૩ સૂ.કિટ્ટિઓ | - | અંતર્મુહુર્ત | નામ ગોત્ર-૮ મુહુર્ત<br>વેદનીય-૧૨ મુહુર્ત | માત્ર ઉદયસમય. |

## ૩૬ સૂક્ષ્મકિટ્ટિવિધાનાધિકાર-

(૧) લોભની પ્રથમકિટ્ટિના ચરમઉદયસમયની પછીના સમયે લોભની બીજી સંગ્રહકિટ્ટિના દલિકોને ખેંચી એની પ્રથમસ્થિતિ બનાવી ભોગવવા ચાલુ કરે છે. અને એ જ સમયથી લોભની બીજી અને ત્રીજી સંગ્રહકિટ્ટિઓમાંથી દલિક ઉપાડી સૂક્ષ્મકિટ્ટિઓ (સૂક્ષ્મસંપરાય કિટ્ટિઓ) બનાવવાની ચાલુ થાય છે.

(૨) લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિની પણ સર્વજઘન્યકિટ્ટિના રસ કરતાં અનંતગુણહીન રસવાળી જે કિટ્ટિઓ બને છે એ સૂક્ષ્મકિટ્ટિઓ

કહેવાય છે, (આ કિટ્ટિઓમાં રસ એટલો બધો તુચ્છ થઈ ગયો હોય છે કે જેથી એનો ઉદય મોહનીયનો (લોભનો) બંધ કરાવવામાં સમર્થ હોતો નથી. માટે એને સૂક્ષ્મકિટ્ટિઓ કહે છે. એનો ઉદય ૧૦ મા ગુણઠાણે થવાનો છે.)

(૩) લોભની બીજી સંગ્રહકિટ્ટિમાંથી દલિક ત્રીજીમાં તેમજ સૂક્ષ્મકિટ્ટિઓમાં સંક્રમે છે જ્યારે ત્રીજીમાંથી માત્ર સૂક્ષ્મકિટ્ટિઓમાં જ સંક્રમે છે.

(૪) ત્રીજીમાંથી સૂક્ષ્મકિટ્ટિઓમાં સંક્રમતું દલિક અલ્પ
બીજીમાંથી ત્રીજીસંગ્રહકિટ્ટિમાં સંક્રમતું દલિક S
બીજીમાંથી સૂક્ષ્મકિટ્ટિઓમાં સંક્રમતું દલિક S

(૫) દલિક નિક્ષેપ- સર્વજઘન્યરસવાળી ૧ લી સૂ.કિટ્ટિમાં સર્વાધિક દલિક નાંખે છે. પછીની ઉત્તરોત્તર સૂ.કિટ્ટિઓમાં વિશેષહીન-હીન નાંખે છે. યાવત્ ચરમ સૂ.કિટ્ટિ સુધી. એના કરતાં બાદર પ્રથમકિટ્ટિમાં (લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિની પ્રથમ અવાંતરકિટ્ટિમાં) અસં૰ગુણહીન દલિક નાંખે છે. અને પછીની કિટ્ટિઓમાં વિશેષહીન-હીન નાંખે છે.

(૬) બીજાસમયે- પ્રથમસમય કરતાં અસં૰ગુણ દલિક ઉપાડી, પ્રથમસમયે બનાવેલ સૂક્ષ્મકિટ્ટિઓ કરતાં અસં.મા ભાગની કિટ્ટિઓ બનાવે છે. આ રીતે ઉત્તરોત્તર જાણવું. આ અપૂર્વસૂક્ષ્મકિટ્ટિઓમાંની અસં૰બહુભાગકિટ્ટિઓ પૂર્વસૂક્ષ્મકિટ્ટિઓના આંતરામાં બનાવે છે, અને એક અસં.માભાગ જેટલી કીટ્ટિઓ પૂર્વસૂક્ષ્મકિટ્ટિઓની નીચે બનાવે છે.

(૭) દલિકપ્રક્ષેપ- અપૂર્વસૂક્ષ્મકિટ્ટિની અપેક્ષાએ અનંતર પૂર્વસૂક્ષ્મકિટ્ટિમાં અસં.ભાગહીન દલિક નાંખે. પૂર્વસૂક્ષ્મકિટ્ટિની અપેક્ષાએ અનંતર અપૂર્વ સૂક્ષ્મકિટ્ટિમાં અસં.ભાગઅધિક દલિક નાંખે. બાકીની સર્વ પૂર્વ-અપૂર્વ કિટ્ટિઓમાં વિશેષહીન-વિશેષહીન (અનંભાગહીન) દલિક નાંખે છે.

(૮) દશ્યમાન- ૧લી સૂક્ષ્મકિટ્ટિથી છેલ્લી સૂક્ષ્મકિટ્ટિઓમાં દશ્યમાન દલિક અનંતભાગહીન-હીન હોય છે. છેલ્લી સૂક્ષ્મકિટ્ટિની અપેક્ષાએ પ્રથમ બાદર[illegible] અસં૰ગુણ દલિક હોય છે. પછી ઉત્તરોત્તર [illegible]ય છે.

(૯) સૂક્ષ્મકિટ્ટિઓમાં, પ્રથમસમયકૃત કિટ્ટિમાં પ્રથમસમયે દશ્યમાન દલિક કરતાં બીજા સમયે દશ્યમાન દલિક અસંખ્યગુણ હોય છે.

(૧૦) કિટ્ટિઓનું પ્રમાણ- સર્વત્ર વિશેષાધિક=સંખ્યાતભાગ અધિક.

| | |
|---|---|
| ક્રોધની ૧લી સંગ્રહકિટ્ટિની અવાંતર કિટ્ટિઓ | અલ્પ |
| ક્રોધનાશબાદ માનની ૧ લી સંગ્રહકિટ્ટિની અવાંતર કિટ્ટિઓ | V |
| માનનાશ બાદ માયાની ૧ લી સંગ્રહકિટ્ટિની અવાંતર કિટ્ટિઓ | V |
| માયાનાશ બાદ લોભની ૧ લી સંગ્રહકિટ્ટિની અવાંતર કિટ્ટિઓ | V |
| સૂક્ષ્મકિટ્ટિકરણના પ્રથમસમયે સૂક્ષ્મકિટ્ટિઓ | V |

(૧૧) લોભની બીજી સંગ્રહકિટ્ટિની પ્રથમસ્થિતિ ૩ આવલિકા શેષ હોય, ત્યાં સુધી જ બીજી સંગ્રહકિટ્ટિઓમાંથી દલિક ત્રીજીમાં પણ સંક્રમે છે. ત્યારબાદ એ સૂક્ષ્મકિટ્ટિઓમાં જ સંક્રમે છે.

(૧૨) પ્રથમસ્થિતિ સમયાધિક આવલિકાશેષે ઉદયાવલિકામાં રહેલા તેમજ સમય ન્યૂન બે આવલિકામાં બંધાયેલા દલિકને છોડી શેષ બીજી અને ત્રીજી સંગ્રહકિટ્ટિમાં રહેલાં સઘળાં દલિકને સૂક્ષ્મકિટ્ટિઓમાં સંક્રમાવી દે છે.

(૧૩) લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિ ઉદયથી ભોગવાતી નથી.

**37** સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકાધિકાર-

(૧) પછીના સમયે જીવ સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. એ જ વખતે સૂક્ષ્મકિટ્ટિઓમાંથી પ્રદેશ ખેંચીને ઉદય સમયથી અસં૦ગુણશ્રેણિક્રમે નાંખે છે. તેમ જ ભોગવવાનું ચાલુ કરે છે.

(૨) સૂ.સંપરાયનો જેટલો કાળ હોય તેના કરતાં વિશેષાધિક (સંખ્યાતભાગઅધિક) આયામમાં (જ્ઞાનાવરણીયાદિ શેષકર્મોની ગુણશ્રેણિના આયામ જેટલા આયામમાં) ગુણશ્રેણિનો નિક્ષેપ કરે છે. આ પછીના નિષેકમાં પણ શીર્ષ કરતાં અસં૦ગુણદલિક નાંખે છે. અને તે પછીના, આંતરાના નિષેકોમાં વિશેષહીન-વિશેષહીન દલિકોને નાંખી આંતરું પૂરી દે છે. આંતરાના ચરમનિષેકમાં જે દલિકનાંખે છે એના કરતાં બીજી સ્થિતિના પ્રથમનિષેકમાં સંખ્યાતગુણહીન દલિકો નાંખે છે. અને એના કરતાં વિશેષહીન-હીન દલિકો બીજા વગેરે નિષેકોમાં નાંખે છે.

(૩) ઉદયસમયથી ગુણશ્રેણિશીર્ષ પછીના એક સમય સુધીના નિષેકોમાં અસં૰ગુણ-અસં૰ગુણ દલિકો દશ્યમાન હોય છે અને એ પછીના અંતરના ચરમનિષેકસુધીના નિષેકોમાં વિશેષહીન-હીન દલિકો દશ્યમાન હોય છે. એ ચરમનિષેક કરતાં બીજી સ્થિતિના પ્રથમનિષેકમાં દશ્યમાન દલિક અસં૰ગુણ હોય છે. અને ત્યારબાદ વિશેષહીન-હીન હોય છે.

(૪) સૂક્ષ્મસંપરાયના બીજા-ત્રીજા વગેરે સમયોએ પણ યાવત્ પહેલો સ્થિતિઘાત થાય ત્યાં સુધી નંખાતા અને દશ્યમાન દલિકોનો ક્રમ ઉપરોક્તમુજબ જાણવો.

(૫) પ્રથમસ્થિતિઘાત થયા પછી બીજા સ્થિતિઘાતના પ્રથમસમયથી માંડીને જ્યાં સુધી મોહનીયકર્મના સ્થિતિઘાત ચાલુ રહે છે ત્યાં સુધીનો ક્રમ નીચે મુજબ હોય છે. નંખાતું દલિક- ઉદયસમયથી લઈ ગુણશ્રેણિશીર્ષની પછીના એક નિષેક સુધી અસં૰ગુણ-અસં૰ગુણ. ત્યાર પછીના નિષેકોમાં વિશેષહીન-હીન.

દશ્યમાનદલિક- ઉદયસમયથી લઈ ગુણશ્રેણિશીર્ષની પછીના એક એક નિષેકસુધી અસં૰ગુણ-અસંગુણ. ત્યાર પછી મોહનીય ચરમનિષેક સુધી વિશેષહીન-વિશેષહીન.

(૬) અલ્પબહુત્વ-

| | |
|---|---|
| સૂ.સંપરાયકાળ | અલ્પ |
| સૂ.સંપરાયપ્રથમ સમયે મોહનીયની ગુણશ્રેણિનો આયામ | V |
| અંતરની સ્થિતિઓ | S |
| સૂ.સંપરાયે પ્રથમસ્થિતિખંડ | S |
| સૂ.સંપરાયે મોહનીય સ્થિતિસત્તા | S |

(૭) પ્રથમ સમયે ઉપર-નીચે અસં.મા ભાગની સૂ. કિટ્ટિઓને છોડી શેષ સર્વનો ઉદય થાય છે.

| | |
|---|---|
| નીચેની અનુદીર્ણ | અલ્પ |
| ઉપરની અનુદીર્ણ | V |
| મધ્યમ ઉદયપ્રાપ્ત | a |

(૮) સૂ.સંપરાયકાળમાં સંખ્યાતા હજારો સ્થિતિખંડ ગયા પછી મોહનીયનો ચરમસ્થિતિખંડ આવે છે. આ વખતે ૧૦ મા ગુણઠાણાનો સંખ્યાતબહુભાગ કાળ પસાર થઈ ગયો હોય છે.

(૯) મોહનીયના ચરમસ્થિતિખંડને ઉકેરતી વખતે ભેગા ગુણશ્રેણિના ઉપરના સંખ્યાતમા ભાગને પણ ઉકેરી નાંખે છે. હવે સૂ.સંપરાયનો જેટલો કાળ બાકી હોય એટલી જ ગુણશ્રેણિ બાકી રહે છે. બાકીની ગુણશ્રેણિ અને શેષ નિષેકો છેલ્લા સ્થિતિખંડ તરીકે ઉકેરાઈ જાય છે.

(૧૦) એ સ્થિતિખંડ ઉકેરાઈ ગયા પછી મોહનીય કર્મનો સ્થિતિઘાત થતો નથી. શેષકર્મોમાં પૂર્વની જેમ ચાલુ હોય છે, સૂ૦સંપરાયના શેષકાળ જેટલી રહેલી મોહનીયની સ્થિતિને ઉદયદ્વારા ભોગવીને ખપાવે છે.

(૧૧) એની સમયાધિક આવલિકાશેષ હોય ત્યારે મોહનીયકર્મની (લોભની) જઘ૦સ્થિતિ ઉદીરણા થાય છે.

(૧૨) સૂ.સંપરાયનો ચરમસમય એ મોહનીયકર્મના ઉદય અને સત્તાનો ચરમસમય હોય છે. તે પછીના સમયે જીવ ક્ષીણમોહ છદ્મસ્થ વીતરાગ બને છે. યથાખ્યાત ચારિત્ર પામે છે.

(૧૩) આમ, લોભની ત્રીજી સંગ્રહકિટ્ટિને છોડીને શેષ ૧૧ કિટ્ટિઓનો વિનાશ અનુભવ અને સંક્રમદ્વારા થાય છે. આ ૧૧ કિટ્ટિઓનાં બે સમયન્યૂન બે આવલિકામાં બંધાયેલાં દલિકોનો તેમ જ લોભની ત્રીજીસંગ્રહકિટ્ટિનો ક્ષય માત્ર સંક્રમથી થાય છે. સૂક્ષ્મકિટ્ટિઓનો ક્ષય માત્ર અનુભવથી થાય છે.

(૧૪) શ્રેણિના પ્રારંભ પૂર્વે જીવને જો સર્વાક્ષરોનો ક્ષયોપ૦ પ્રાપ્ત થયો હોય તો મોહનીયકર્મને કિટ્ટિરૂપે બનાવી દીધા પછી મતિ-શ્રુતજ્ઞાના૦નો દેશઘાતી ઉદય જ હોય છે. કિન્તુ જો એ જીવને એકાદ અક્ષરનો ક્ષયોપ૦ પણ પ્રાપ્ત થવો બાકી રહ્યો હોય તો ૧૦ માના ચરમસમયસુધી પણ સર્વઘાતીરસનો જ ઉદય હોય છે. આ જ રીતે શ્રેણિપૂર્વે અવધિજ્ઞાના૦નો ક્ષયોપ૦ પ્રાપ્ત કરેલ જીવને મોહનીયની કિટ્ટિઅવસ્થામાં અવધિજ્ઞાના૦નો દેશઘાતી ઉદય હોય છે, અન્યજીવોને સર્વઘાતી. ટૂંકમાં જે દેશઘાતીકર્મનો લબ્ધિરૂપ ક્ષયોપશમ પ્રાપ્ત થયો હોય તેનો દેશઘાતી અને એ સિવાયનો સર્વઘાતી ઉદય હોય છે.

(૧૫) કેવલદ્વિક અને પાંચ અંતરાયકર્મોનો રસ અનંતગુણહીન -અનંતગુણહીન શ્રેણિથી વેદે છે. શેષ દેશઘાતી પ્રકૃતિઓનો જો સર્વઘાતિ રસોદય હોય તો ઉત્તરોત્તર અનંતગુણહીન જાણવો, અને જો દેશઘાતી રસોદય હોય તો છ એ પ્રકારની વૃદ્ધિ કે હાનિ ભજનાએ જાણવી.

(૧૬) યશનામ અને ઉચ્ચગોત્રનો રસોદય ઉત્તરોત્તર અનંતગુણ હોય છે. નામની અસ્થિરવગેરે પરિણામપ્રત્યયિક અશુભપ્રકૃતિઓનો રસોદય અનંતગુણહીન અનંતગુણહીન હોય છે. ભવોપગ્રાહી નામકર્મપ્રકૃતિઓનો રસોદય છ એ પ્રકારની વૃદ્ધિ કે હાનિવાળો ભજનાએ હોય છે.

૩૮ અન્યકષાયોદયારૂઢ વિશેષતાધિકાર–

(૧) ઉપરોક્ત વાતો ક્રોધોદયારૂઢ જીવની અપેક્ષાએ કરી. માનોદયારૂઢ જીવને પણ અંતરકરણ સુધી તો એ જ ક્રમ જાણવો.

(૨) અંતર થયે ક્રોધની પ્રથમસ્થિતિ માત્ર ૧ આવલિકા હોય છે. ક્રોધોદયારૂઢ જીવને ક્રોધની જેટલી પ્રથમસ્થિતિ અને ક્ષપણાદ્ધા હોય છે એટલી માનોદયારૂઢને માનની પ્રથમસ્થિતિ થાય છે.

(૩) આશયે એ છે કે, અવેદીપણાના પ્રથમ સમયથી ક્રમશઃ (૧) અશ્વકર્ણકરણાદ્ધા, (૨) કિટ્ટીકરણાદ્ધા, (૩) ક્રોધક્ષપણાકાળ (૪) માનક્ષપણાદ્ધા (૫) માયાક્ષપણાદ્ધા અને (૬) લોભક્ષપણાદ્ધા.... આ ક્રમ ક્રોધોદયારૂઢજીવને હોય છે. આ છ પ્રક્રિયાઓને ક્રમશઃ ૧ થી ૬ નંબરો આપી દઈએ તો માનવગેરેના ઉદયથી શ્રેણિ માંડનાર જીવને ક્રોધોદયારૂઢ જીવની તે તે ક્રમની પ્રક્રિયાના કાળમાં નીચે મુજબ પ્રક્રિયા થાય છે.

(૪) માનોદયારૂઢજીવ– (૧) ક્રોધક્ષપણા (૨) અશ્વકર્ણકરણાદ્ધા (૩) કિટ્ટીકરણાદ્ધા (૪) માનક્ષપણા (૫) માયાક્ષપણા (૬) લોભક્ષપણા.

(૫) માયોદયારૂઢજીવ– (૧) ક્રોધક્ષપણા (૨) માનક્ષપણા (૩) અશ્વકર્ણ કરણાદ્ધા (૪) કિટ્ટીકરણાદ્ધા (૫) માયાક્ષપણા (૬) લોભક્ષપણા.

(૬) લોભોદયારૂઢજીવ– (૧) ક્રોધક્ષપણા (૨) માનક્ષપણા (૩) માયાક્ષપણા (૪) અશ્વકર્ણકરણાદ્ધા (૫) કિટ્ટીકરણાદ્ધા (૬) લોભક્ષપણા.

(૭) સ્થાપના (૧) ★★★★★ અશ્વકર્ણકરણાદ્ધા (૨) ००००० કિટ્ટીકરણાદ્ધા (૩) +++++ ક્રોધક્ષપણાકાળ (૪) ××××× માનક્ષપણાકાળ (૫) ÷÷÷÷÷ માયાક્ષપણાકાળ (૬) ⌗⌗⌗⌗⌗ લોભક્ષપણાકાળ (સૂ.બા.ભેગો)

ક્રોધો. ———— ☆☆☆☆☆ ooooo +++++ xxxxx ÷÷÷÷÷ 卐卐卐卐卐

———————————— પ્રથમસ્થિતિ

માનો૦ ———— +++++ ☆☆☆☆☆ ooooo xxxxx ÷÷÷÷÷ 卐卐卐卐卐

———————————————— પ્રથમસ્થિતિ

માયો. ———— +++++ xxxxx ☆☆☆☆☆ ooooo ÷÷÷÷÷ 卐卐卐卐卐

———————————————————— પ્રથમસ્થિતિ

લોભો૦ ———— +++++ xxxxx ÷÷÷÷÷ ★★★★★ ooooo 卐卐卐卐卐

———————————————————————— પ્રથમસ્થિતિ

(નોંધ- આ સ્થાપના પ્રમાણે પ્રક્રિયા જાણવી. પણ કાળનો આયામ નહીં.એટલે કે પ્રસ્તુત ચિત્રમાં છ એ કાળની લંબાઈ સરખી દર્શાવી છે, પણ વસ્તુત: એ સરખી હોતી નથી.)

(૮) જુદા જુદા કષાયોદયારૂઢ જીવની પ્રક્રિયાના આ ક્રમ પરથી જણાતી કેટલીક બાબતો-

★ જ્યાં કિટ્ટીકરણાદ્ધા પૂર્ણ થતી હોય ત્યાંથી ૧આવલિકા અધિક જેટલી, જે કષાયના ઉદયે શ્રેણિ માંડી હોય તેની પ્રથમસ્થિતિ થાય છે.

★ તેથી ક્રોધોદયે શ્રેણિ માંડનારને થતી ક્રોધની પ્રથમસ્થિતિ કરતાં માનોદયે શ્રેણિ માંડનારને થતી માનની પ્રથમસ્થિતિ વિશેષાધિક હોય છે. (અંતર પડ્યા પછી પુ.વેદની પ્રથમસ્થિતિ ક્ષીણ થાય અને જીવ અવેદી બને ત્યાં સુધીમાં ક્રોધવગેરે વેદ્યમાનકષાયની પ્રથમસ્થિતિ સંખ્યાતબહુભાગ ક્ષીણ થઈ જાય છે. પછી જે એક સંખ્યાતમો ભાગ અવશિષ્ટ હોય છે તેમાં જ આ આધિક્ય થતું હોવાથી એ 'સંખ્યાતભાગ અધિક' સ્વરૂપ હોય છે.)

★ એમ માનની પ્રથમસ્થિતિ કરતાં માયાની એમ માયાની પ્રથમસ્થિતિ કરતાં લોભની પ્રથમસ્થિતિ વિશેષાધિક થાય છે.

★ વળી એ પણ જોઈ શકાય છે કે માન, માયા, લોભના ઉદયે શ્રેણિ માંડનાર જીવોની કિટ્ટીકરણાદ્ધા જ્યાં પૂર્ણ થાય છે ત્યાં સુધીમાં ક્રોધોદયારૂઢ જીવને ક્રમશ: ક્રોધક્ષપણાકાળ, માનક્ષપણાકાળ, માયાક્ષપણાકાળ પૂર્ણ થયો હોય છે. તેથી માનાદિના ઉદયે શ્રેણિ

માંડનારની માનાદિની પ્રથમસ્થિતિ, ક્રોધોદયે શ્રેણિ માંડનારની ક્રોધની પ્રથમસ્થિતિ કરતાં ક્રમશઃ ક્રોધક્ષપણાકાળ, ક્રોધ અને માન ક્ષપણાકાળ, ક્રોધ-માન-માયા ક્ષપણાકાળ જેટલી અધિક હોય છે.

★ આ પ્રક્રિયાભેદ પરથી એક વાત આ જાણી શકાય છે કે જે કષાયોદયે શ્રેણિ માંડી હોય તેની પૂર્વના કષાયોના અપૂર્વસ્પર્દ્ધક કે કિટ્ટિઓ થતી નથી. તેથી ક્રોધારૂઢ ને ૧૨, માનારૂઢને ૯, માયારૂઢને ૬ અને લોભારૂઢને ત્રણ સંગ્રહકિટ્ટિઓ શરૂ થાય છે.

★ કિટ્ટીકરણાદ્ધા પૂર્ણ થયા પછી કિટ્ટિવેદનાદ્ધાનો પ્રારંભ થાય છે. તેથી ઉત્તરોત્તર કષાયોદયારૂઢ જીવને કિટ્ટીકરણાદ્ધા પૂર્ણ થવાનું સ્થાન મોડું-મોડું આવતું હોવાના કારણે કિટ્ટિવેદન પણ મોડું મોડું ચાલુ થાય છે. એટલે કે કિટ્ટિવેદનના પ્રથમસમયે મોહનીયની સ્થિતિસત્તા,

| | | |
|---|---|---|
| ક્રોધારૂઢને | ૮ | વર્ષ, |
| માનારૂઢને | ૪ | વર્ષ, |
| માયારૂઢને | ૨ | વર્ષ,અને |
| લોભારૂઢને | ૧ | વર્ષ હોય છે. |

૩૯ <u>અન્યવેદોદયારૂઢ વિશેષતાધિકાર</u>-

(૧) સ્ત્રીવેદોદયારૂઢ જીવ-અંતરકરણક્રિયા ન કરે ત્યાં સુધી પુ. વેદોદયારૂઢ વત્.પછી પુ. વેદને સ્ત્રીવેદક્ષપણાદ્ધા જેટલી હોય એટલી આ જીવ સ્ત્રીવેદની પ્રથમસ્થિતિ કરે છે. નપું. વેદને ખપાવવામાં કોઈ ફર્ક હોતો નથી. પછી પુ.વેદી જીવ જેટલા કાળમાં સ્ત્રીવેદને ખપાવે છે એટલા કાળમાં આ જીવ પણ ખપાવી દે છે. સાથે જ વેદોદય અને પુ. વેદનો બંધ અટકી જાય છે ત્યાર બાદ અવેદીપણામાં સાતે નો કષાયોને તુલ્યકાળમાં ખપાવી દે છે. એ પછી કોઈ વિશેષતા હોતી નથી.

(૨) નપુંસકવેદોદયારૂઢ જીવ-અંતરકરણક્રિયા ન કરે ત્યાં સુધી કોઈ ભેદ નથી. પછી, સ્ત્રીવેદી જીવ સ્ત્રીવેદની જેટલી પ્રથમસ્થિતિ કરે છે એટલી આ જીવ નપું. વેદની પ્રથમસ્થિતિ કરે છે. અંતરકરણક્રિયા પૂર્ણ થઈ ગયા પછીના સમયથી નપું.વેદને ખપાવવાનુ ચાલુ કરે છે. પુ.વેદી જીવ જેટલા કાળમાં નપું. વેદને ખપાવે છે એટલો કાળ

વીતવા છતાં આ જીવને નપુંવેદ સંપૂર્ણ ક્ષીણ થયો હોતો નથી. એટલે હજુ આગળ પણ એને ખપાવવું ચાલુ જ હોય છે અને ભેગું સ્ત્રીવેદને ખપાવવાનું પણ ચાલુ કરે છે. પુ. વેદીને જ્યાં સ્ત્રીવેદ ખપી જાય છે ત્યાં સુધીમાં આ જીવને પણ આ બન્ને ખપી જાય છે. એ પછી અવેદી થઈને એ સાત નોકષાયોને ખપાવે છે. એ પછીની પ્રક્રિયા પુ.વેદોદયારૂઢ જેવી જાણવી.

૪૦ <u>ક્ષીણકષાય ગુણસ્થાનકાધિકાર</u>-

(૧) સૂક્ષ્મકિટ્ટિઓની ક્ષય થવાની સાથે સૂ.સંપરાયગુણઠાણું પૂર્ણ થાય છે. એ પછીના સમયે જીવ બારમા ક્ષીણકષાયછદ્મસ્થવીતરાગ ગુણઠાણે યથાખ્યાત ચારિત્ર પામે છે.

(૨) કષાયોદય ન હોવાના કારણે હવે સ્થિતિબંધ કે રસબંધ થતો નથી. માત્ર પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ થાય છે. (કષાયપ્રાભૃતચૂર્ણિમાં પ્રદેશબંધનો કરેલો નિષેધ સકષાયબંધની અપેક્ષાએ જાણવો. માટે જ શાતાવેદનીય વગેરેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ દશમાં ગુણઠાણે કહ્યો છે.) સ્થિતિ-રસ વિનાના શાતાવેદનીયકર્મના આ બંધને ઈર્યાપથિક કર્મબંધ કહે છે.

(૩) ૩ ઘાતી અને ૩ અઘાતી કર્મોના સ્થિતિઘાત-રસઘાત અને ગુણશ્રેણિ પૂર્વવત્ ચાલુ હોય છે. ગુણશ્રેણિ દલિકની અપેક્ષાએ સૂ.સંપરાય કરતાં અસં.ગુણ હોય છે.

(૪) બારમા ગુણઠાણાનો સંખ્યાતબહુભાગકાળ વીતી જાય ત્યારે અંતિમ સ્થિતિઘાત થઈ જાય છે. હવે આ ગુણઠાણાનો જેટલો કાળ શેષ હોય એટલી સ્થિતિ સિવાયની ઉપરની બધી સ્થિતિઓ આ ચરમસ્થિતિઘાત દ્વારા ખંડાઈ જાય છે.

(૫) હવે સ્થિતિઘાત થતો નથી. સમયાધિકાવલિકા શેષે ૩ ઘાતી કર્મોની જઘ૦ સ્થિતિઉદીરણા થાય છે.

(૬) દ્વિચરમસમયે નિદ્રાદ્વિકના ઉદય અને સત્તાનો વિચ્છેદ થાય છે.

(૭) ચરમસમયે જ્ઞાના૦૫, દર્શના૦૪ અને અંતરાય ૫ એમ ૧૪ પ્રકૃતિઓના ઉદય અને સત્તા વિચ્છિન્ન થાય છે.

**૭૧** સયોગિ કેવલિ ગુણ સ્થાનકાધિકાર–

(૧) અનંતસમયે જીવ તેરમું સયોગિકેવલિગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. ઘાતીકર્મોનો ક્ષય થયો હોવાથી અનંત કેવલજ્ઞાન, અનંત કેવલદર્શન અને અનંતવીર્યની પ્રાપ્તિ થાય છે.

(૨) આ ગુણઠાણાનો જઘ૦કાળ અંતર્મુ૦અને ઉત્કૃષ્ટકાળ દેશોન પૂર્વક્રોડ વર્ષ હોય છે.

(૩) જ્યાં સુધી આયોજિકાકરણ ન કરે ત્યાં સુધી સયોગિકેવલી ગુણસ્થાનકનિમિત્તક ગુણશ્રેણિ થાય છે જે આયામ અને પ્રદેશ બન્નેની અપેક્ષાએ ઉત્તરોત્તર સમયે અવસ્થિત હોય છે.

(૪) આયુષ્ય જ્યારે અંતર્મુ૦ બાકી હોય ત્યારે સયોગિકેવલી ભગવાન અંતર્મુ૦કાલપ્રમાણ આયોજિકાકરણ કરે છે. ત્યારથી જ અયોગિ કેવલીસંબંધી ગુણશ્રેણિનો નિક્ષેપ શરુ થઈ જાય છે. આયોજિકાકરણનો જ અન્યાન્ય આચાર્યો આવશ્યકકરણ, અવશ્યકરણ, આવર્જિતકરણ કે આવર્જીકરણ તરીકે ઉલ્લેખ કરે છે.

(૫) ત્યારબાદ જેમને વેદનીય વગેરે ત્રણ કર્મોની સ્થિતિ આયુષ્ય કરતાં વધારે હોય છે. તેઓ કેવલિસમુદ્ઘાત કરે છે. જેઓને એ તુલ્ય હોય છે તેઓને કેવલિસમુદ્ઘાત કરવાનો હોતો નથી. આયુષ્ય કરતાં વેદનીયાદિની સ્થિતિ હીન હોય એવું ક્યારેય બનતું નથી, કષાયપ્રાભૃતના મતે બધા કેવલીઓને P/a સત્તા હોવાથી બધા જ કેવલિસમુદ્ઘાત કરે છે.

**૭૨** કેવલિસમુદ્ઘાતઅધિકાર–

(૧) ૮ સમયની આ પ્રક્રિયામાં જીવ આત્મપ્રદેશોને વિસ્તારી પ્રથમસમયે દંડ, બીજાસમયે કપાટ, ત્રીજા સમયે પ્રતર (મન્થાન), ચોથાસમયે લોકપૂરણ કરે છે. ત્યારબાદ આત્મપ્રદેશોને સંકોચતા પાંચમા સમયે પ્રતરસ્થ, છઠ્ઠા સમયે કપાટસ્થ, સાતમા સમયે દંડસ્થ અને આઠમા સમયે શરીરસ્થ થાય છે.

(૨) આમાં પ્રથમ સમયે અસં૦બહુભાગ આત્મપ્રદેશોને શરીરમાંથી બહાર કાઢી દંડરૂપે વિસ્તારે છે. એ વખતે સ્થિતિઘાતદ્વારા અસં૦

બહુભાગ સ્થિતિસત્તાને અને રસઘાત દ્વારા (અશુભપ્રકૃતિના) અનંતબહુભાગ રસને હણી નાંખે છે.

(૩) પ્રથમસમયે જે અસંખ્માભાગ પ્રમાણ જીવપ્રદેશો શરીરમાં રહી ગયેલા તેના અસં૦ બહુભાગ પ્રદેશોને બીજા સમયે બહાર કાઢી વિસ્તારે છે. સ્થિતિઘાત-રીઘાત પૂર્વવત્ કરે છે.

(૪) બીજા સમયે જે અસંખ્મા ભાગ પ્રમાણ જીવપ્રદેશો શરીરમાં રહી ગયેલા તેના અસં૦ બહુભાગ પ્રદેશોને ત્રીજાસમયે બહાર કાઢી વિસ્તારે છે. સ્થિતિઘાત-રસઘાત પ્રથમસમયની જેમ જ થાય છે.

(૫) ત્રીજા સમયે પણ બાકી રહી ગયેલા સ્વપ્રદેશોને ચોથા સમયે એવી રીતે વિસ્તારે છે કે જેથી એક એક આત્મપ્રદેશ લોકાકાશના એક એક આકાશ પ્રદેશ પર ગોઠવાયેલો હોય છે. સ્થિતિઘાત-રસઘાત પ્રથમસમયવત્ થાય છે.

(૬) આ ચોથા સમયે (લોકપૂરણકાળે) ત્રણ કર્મોની સ્થિતિસત્તા અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે જે શેષ આયુષ્ય કરતાં સંખ્યાતગુણ હોય છે.

(૭) હવેથી પૂર્વોક્તક્રમ કરતાં વિપરીતક્રમે આત્મપ્રદેશોને સંકોચી લોકપૂરણવગેરેને સંહરી લે છે. પાંચમા સમયે પ્રતરસ્થ થયેલ જીવ સંખ્યાતબહુભાગપ્રમાણ સ્થિતિઘાત અને અનંતબહુભાગ પ્રમાણ રસઘાત કરે છે.

(૮) ૧ થી ૫ સમય સુધી પ્રત્યેક સમયે સ્થિતિઘાત-રસઘાત થતા હતા. છઠ્ઠા સમયથી તે અંતર્મુ૦ અંતર્મુહૂર્તે થાય છે. એ બન્ને ક્રમશઃ સંખ્યાતબહુભાગ અને અનંતબહુભાગ પ્રમાણ થાય છે.

(૯) કેવલિસમુદ્ઘાતદરમ્યાન પહેલા અને આઠમા સમયે ઔદારિકકાયયોગ, બીજા, છઠ્ઠા અને સાતમા સમયે ઔદા૦મિશ્રકાયયોગ તેમજ ત્રીજા-ચોથા-પાંચમા સમયે કાર્મણકાયયોગ હોય છે.

૪૩ યોગનિરોધ પ્રક્રિયા અધિકાર-

(૧) કેવલિસમુદ્ઘાત પછી કે એ ન કરનાર જીવો આયોજિકાકરણ પછી અંતર્મુહૂર્તબાદ બાદરકાયયોગના બળથી ક્રમશઃ બાદરવચનયોગનો નિરોધ, વિશ્રામ, બાદરમનોયોગનો નિરોધ, વિશ્રામ, ઉચ્છવાસનો નિરોધ, વિશ્રામ, બાદરકાયયોગનો નિરોધ અને વિશ્રામ કરે છે. આ

દરેક નિરોધ કરવાનો કાળ અને વિશ્રામકાળ અંતર્મું૦ અંતર્મું૦ પ્રમાણ હોય છે. (આવશ્યકટીકાકારના મતે બા. કાયયોગનો નિરોધ સૂ.કાયયોગના બળે કરે છે.)

(૨) બા.કાયયોગનિરોધના પ્રથમ સમયથી અંતર્મું૦કાળ સુધી યોગના અપૂર્વસ્પર્દ્ધકો અને પછી અંતર્મું૦કાળ સુધી યોગની કિટ્ટિઓ કરે છે.

(૩) કિટ્ટીકરણના પછીના સમયથી (કિટ્ટીકરણ એ બાદરકાયયોગકાલીન પ્રક્રિયા છે. ત્યારબાદ કિટ્ટિવેદન એ સૂક્ષ્મકાયયોગકાલીન પ્રક્રિયા છે. તેના પ્રથમ સમયથી) સૂ.કાયયોગના બળથી સૂ.વાગ્યોગનો નિરોધ કરે છે. પછી અંતર્મું૦ વિશ્રામ કરી સૂ.મનોયોગનો નિરોધ કરે છે. ત્યારબાદ અંતર્મું૦ વિશ્રામ કરી સૂ.કાયયોગનો નિરોધ કરવાનું ચાલુ કરે છે. એના પહેલા સમયે યોગની અસં૦બહુભાગ કિટ્ટિઓનો વિનાશ કરે છે. એમાં અવશિષ્ટ રહેલ એક અસં૦મા ભાગની અસં૦બહુભાગ કિટ્ટિઓનો બીજા સમયે વિનાશ કરે છે. એમ સયોગીના ચરમસમયસુધી ઉત્તરોત્તર સમયે જાણવું. યોગનિરોધની આ પ્રક્રિયા આવશ્યકચૂર્ણિકાર વગેરે મહર્ષિઓના અભિપ્રાયે જાણવી.

યોગનિરોધની આ પ્રક્રિયામાં બાદર-સૂક્ષ્મ યોગની વ્યાખ્યા તરીકે બે વ્યાખ્યાઓની વિવક્ષા છે. (૧) બાદર જીવોનો યોગ એ બાદરયોગ અને સૂક્ષ્મ જીવોનો યોગ એ સૂક્ષ્મ યોગ. કષાયપ્રાભૃતચૂર્ણિકારે આવી વ્યાખ્યાની વિવક્ષા રાખી છે. અને તેથી બાદર કાયયોગના નિરોધ બાદ તુર્ત અપૂર્વસ્પર્દ્ધકકરણ વગેરે ન જણાવતાં સૂક્ષ્મ મનોયોગ- સૂક્ષ્મશ્વાસોશ્વાસ વગેરેના નિરોધ બાદ સૂક્ષ્મકાયયોગનો નિરોધ જણાવ્યો છે અને એ નિરોધવખતે અપૂર્વસ્પર્દ્ધકકરણ વગેરે જણાવ્યા છે. (૨) 'બાદરજીવોનો યોગ એ બાદરયોગ એને સૂક્ષ્મજીવોનો યોગ એ સૂક્ષ્મયોગ' એમ નહીં, કિન્તુ, બાદર કે સૂક્ષ્મ કોઈપણ જીવોનો યોગપ્રરૂપણાગત યોગ એ બાદરયોગ અને એનાથી પણ અલ્પ (પ્રરૂપણાબાહ્ય) યોગ એ સૂક્ષ્મયોગ એવી વ્યાખ્યાની વિવિક્ષા આવશ્યકચૂર્ણિકાર વગેરેએ રાખી છે. એટલે, સૂક્ષ્મજીવોનો યોગ પણ આ વ્યાખ્યાનુસારે બાદરયોગ છે. અને એના જઘન્યયોગ પછી વધારે નીચે તો કોઈ પ્રરૂપણાગતયોગ (બાદરયોગ) ન હોવાથી

સીધો સૂક્ષ્મયોગનિરોધ કહી શકાતો નથી. માટે બાદરકાયયોગનિરોધ બાદ સૂક્ષ્મયોગનિરોધ થઈ શકે એ માટે યોગને સૂક્ષ્મયોગમાં પરિવર્તિત કરવો પડે છે. તેથી બાદરકાયયોગનિરોધના પ્રથમસમયથી અપૂર્વસ્પર્દ્ધકકરણ વગેરે કહ્યા છે.

આમ, બન્ને મતે, પ્રરૂપણાગતયોગના નિરોધની પ્રક્રિયાના છેડે જ અપૂર્વસ્પર્દ્ધક વગેરે કરવાનું કહેલું હોવાથી મહત્ત્વનો ભેદ નથી.

(૪) <u>કષાયપ્રાભૃતચૂર્ણિકારમત-</u>

બાદરકાયયોગના આલંબનથી બા૦મનોયોગનિરોધ, બા૦વચનયોગ નિરોધ, બા૦શ્વાસોશ્વાસનિરોધ, અને બા૦કાયયોગનો નિરોધ ક્રમશઃ અંતર્મુ૦ અંતર્મુ૦ કાળમાં કરે છે. પછી અંતર્મુ૦ વિશ્રામ કરે છે. એ પછી સૂ.કાયયોગના આલંબનથી ક્રમશઃ સૂ.મનોયોગ, સૂ.વચનયોગ અને સૂ.શ્વાસો.નો નિરોધ કરે. ત્યારબાદ અંતર્મુ૦ વિશ્રામ કરી સૂ.કાયયોગનો નિરોધ કરતો જીવ નીચેની પ્રક્રિયા કરે છે - ⇓

<u>પ્રથમસમયે</u>-પ્રથમપૂર્વસ્પર્દ્ધકની નીચે યોગનાં અસંખ્ય અપૂર્વસ્પર્દ્ધકો કરે છે. એ માટે પૂર્વસ્પર્દ્ધકોની પ્રથમવર્ગણામાંથી અસં૦મા ભાગપ્રમાણ વીર્યાણુઓને અને અસં.મા ભાગપ્રમાણ જીવપ્રદેશોને ખેંચે છે. (એટલે કે પૂર્વસ્પર્દ્ધકોની પ્રથમવર્ગણામાં જેટલા આત્મપ્રદેશો હોય એના એક અસં૦મા ભાગના આત્મપ્રદેશોમાંથી વીર્યાણુઓને એવી રીતે અસં૦ગુણહીન કરી નાંખે કે જેથી અપૂર્વસ્પર્દ્ધકો રચાય.)

<u>બીજાસમયે</u>- પ્રથમસમયે જે સર્વજઘન્ય અપૂર્વસ્પર્દ્ધક બન્યું હોય એની પણ નીચે, પ્રથમસમયે બનાવેલ અપૂર્વસ્પર્દ્ધકો કરતાં અસં૦મા ભાગના નવા અપૂર્વસ્પર્દ્ધકો બનાવે છે. પ્રથમસમયે ખેંચેલા જીવપ્રદેશો કરતાં અસં૦ગુણ જીવપ્રદેશોને આ સમયે ખેંચે છે. આમ ઉત્તરોત્તર અપૂર્વસ્પર્દ્ધકોની સંખ્યા અસં૦ગુણહીનના ક્રમે અને જીવપ્રદેશો અસં૦ગુણશ્રેણિના ક્રમે જાણવા.

અંતર્મુ૦સુધી અપૂર્વસ્પર્દ્ધકો બનાવે છે. આ અપૂર્વસ્પર્દ્ધકો સૂચિશ્રેણિના પ્રથમ વર્ગમૂળના અસં૦મા ભાગપ્રમાણ અને પૂર્વસ્પર્દ્ધકોના પણ અસં૦મા ભાગપ્રમાણ હોય છે.

કિટ્ટીકરણ→ પછી અંતર્મુ૦ કાળસુધી ઉત્તરોત્તર અસં૦ગુણહીનક્રમે,

પૂર્વ-અપૂર્વસ્પર્દ્ધકોમાંથી અપૂર્વસ્પર્દ્ધકોની નીચે સૂચિશ્રેણિના અસંoમા ભાગ જેટલી કિટ્ટિઓ કરે છે. એ માટે પૂર્વઅપૂર્વસ્પર્દ્ધકોમાં રહેલા સર્વાત્મપ્રદેશોના એક અસંoમા ભાગ જેટલી કિટ્ટિઓ કરે છે. એ માટે પૂર્વઅપૂર્વસ્પર્દ્ધકોમાં રહેલા એક અસંoમા ભાગ જેટલા આત્મપ્રદેશોના વીર્યાણુઓને ઘટાડીને એટલા ઓછા કરીનાંખે છે કે જેથી અપૂર્વસ્પર્દ્ધકની પ્રથમવર્ગણા કરતાં પણ અસંoમા ભાગ રહે. ઉત્તરોત્તરસમયે કિટ્ટિઓની સંખ્યા અસંoગુણહીન થતી જાય છે અને જીવપ્રદેશો અસંoગુણ થતા જાય છે.

આમાં કિટ્ટિગુણકાર પલ્યોoના અસંoમા ભાગ પ્રમાણ છે.

કિટ્ટિગુણકાર એટલે,

★ ઉત્તરસમયે થયેલ કિટ્ટિઓને જે ગુણક વડે ગુણવાથી પૂર્વસમયે થયેલ કિટ્ટિઓની સંખ્યા આવે તે, અથવા

★ વિવક્ષિતકિટ્ટિમાં રહેલ એક જીવપ્રદેશપર જેટલા વીર્યાણુઓ હોય તેને જે ગુણકવડે ગુણવાથી અનંતર કિટ્ટિમાં રહેલ એક જીવપ્રદેશ પર રહેલા વીર્યાણુઓની સંખ્યા આવે તે સંખ્યા, અથવા

★ વિવક્ષિતકિટ્ટિમાં રહેલા સર્વજીવપ્રદેશોના કુલ વીર્યાણુઓને જે ગુણક વડે ગુણતાં અનંતર કિટ્ટિમાં રહેલા સર્વજીવપ્રદેશોના કુલ વીર્યાણુઓ આવે તે સંખ્યા.

કિટ્ટીકરણની સમાપ્તિના પછીના સમયે સર્વ પૂર્વ અપૂર્વ સ્પર્દ્ધકોનો નાશ થાય છે અને હવે સયોગીના શેષ કાળ રૂપ અંતર્મુo માં કિટ્ટિગત યોગ હોય છે. સયોગીના ચરમસમયે અવશિષ્ટ સઘળી યોગકિટ્ટિઓનો નાશ થાય છે.

સૂ.કાયયોગનો નિરોધ કરનાર જીવને સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી નામનું ત્રીજું શુક્લધ્યાન હોય છે.

સયોગિકેવલી ગુણઠાણાના ચરમસમયે (૧) કિટ્ટિ (૨) યોગ (૩) સ્થિતિઘાત અને રસઘાત (૪) નામ-ગોત્રની ઉદીરણા (૫) લેશ્યા (૬) બંધ અને (૭) સૂ.ક્રિયા અપ્રતિપાતી ધ્યાન આ ૭ પદાર્થો વિચ્છિન્ન થાય છે.

વળી, શાતા કે અશાતામાંથી એક, ઔદાo દ્વિક, તૈoકાo શરીર, ૬ સંસ્થાન.

૧લું સંઘયણ, વર્ણાદિ ૪, ખગતિદ્વિક, અગુરુ૦, ઉપઘાત, પરાઘાત, નિર્માણ, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ અને અશુભ આ ૨૭ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે. (સુસ્વર, દુઃસ્વર અને ઉચ્છ્. નો તો તે તેના નિરોધ વખતે ઉદયવિચ્છેદ થઈ ગયો હોય છે.)

હવે નામ-ગોત્ર-વેદનીયની સ્થિતિસત્તા અવશિષ્ટ આયુષ્ય જેટલી જ રહી હોય છે.

**૪૪** <u>અયોગિકેવલિગુણસ્થાનકાધિકાર-</u>

(૧) અનંતર સમયે ૧૪ મું અયોગિકેવલી ગુણઠાણું પ્રાપ્ત થાય છે. આ વખતે વ્યવચ્છિન્નક્રિયા અપ્રતિપાતી નામનું ચોથું શુક્લ ધ્યાન હોય છે. અને શૈલેશીઅવસ્થા હોય છે.

(૨) આયોજિકાકરણ વખતે અયોગી સંબંધી જે ગુણશ્રેણિ રચાયેલી હોય છે તેને અલેશ્ય અને અયોગી બનેલા કેવલી ભગવાન ખપાવે છે. (આયોજિકાકરણથી જ આ ગુણશ્રેણિને ખપાવવનો પ્રારંભ થઈ ગયો હોય છે.)

(૩) દ્વિચરમસમયે ૬ સંસ્થાન, ૬ સંઘયણ, અસ્થિર ષટ્ક, અગુરુ૦, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ૦, ૫ શરીર, ૫ સંઘાતન, બે ખગતિ, દેવદ્વિક, ૧૫ બંધન, વર્ણાદિ ૨૦, ૩ ઉપાંગ, નિર્માણ, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર, અપર્યાપ્ત, નીચ ગોત્ર અને શાતા અથવા અશાતા, આ અનુદયવતી ૮૨ પ્રકૃતિઓનો ચરમનિષેક ચરમસમયે સ્તિબુકસંક્રમથી ઉદયવતી પ્રકૃતિરૂપ બની જાય છે. એટલે ચરમસમયે એની સત્તા રહેની ન હોવાથી દ્વિચરમસમયે સત્તાવિચ્છેદ કહેવાય છે. 'પહેલેથી એક નિષેક જેટલી સ્થિતિસત્તા ઓછી હોવાથી' એવા કારણે નહીં. એ તો બધી પ્રકૃતિઓની સરખી જ હોય છે.

(૪) ચરમસમયે મનુ૦ત્રિક, ત્રસત્રિક, પંચે૦, યશ, સુભગ, આદેય, ઉચ્ચગોત્ર અને શાતા કે અશાતા આ ૧૨ અને શ્રીતીર્થંકરદેવને જિનનામ સાથે ૧૩ પ્રકૃતિઓનો સત્તાવિચ્છેદ તેમજ મનુ૦આનુપૂર્વી સિવાયની આ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે. (મનુ૦ આનુપૂર્વીનો અયોગીના ચરમસમયે નહીં કિન્તુ દ્વિચરમસમયે સત્તા

વિચ્છેદ થાય છે એવો પણ કેટલાક પૂર્વાચાર્યોનો પ્રધાન મત છે. આનુપૂર્વીનો ઉદય માત્ર વિગ્રહગતિમાં હોવાથી ચૌદમે ગુણઠાણે હોતો નથી. અને તેથી અનુદયવતી આ પ્રકૃતિઓનો સત્તાવિચ્છેદ દ્વિચરમસમયે માનવો જ સંગત છે. ચરમસમયે તેર પ્રકૃતિઓના સત્તાવિચ્છેદની કરેલી વાતની સંગતિ અનેક જીવોની અપેક્ષાએ કરવી ઉચિત છે. ચરમસમયે શાતાના ઉદયવાળાને શાતાનો અને અશાતાના ઉદયવાળાને અશાતાનો સત્તાવિચ્છેદ થતો હોવાથી અનેક જીવાપેક્ષયા ૧૩ પ્રકૃતિઓનો સત્તાવિચ્છેદ કહેવાય છે. આ પ્રમાણે કમ્મપયડીચૂર્ણિની ટીપ્પણમાં જણાવેલું છે.)

૪૫ સિદ્ધાવસ્થાધિકાર-

(૧) સર્વકર્મક્ષય થયે જીવ, સમયાંતર કે પ્રદેશાંતરને સ્પર્શ્યા વિના એ જ એક સમયે સિદ્ધ થાય છે.

(૨) સિદ્ધ થયેલા જીવો લોકાગ્રે રહેલી ૪૫લાખ યોજનવ્યાસવાળી ઈષત્પ્રાગ્ભારા નામની પૃથ્વીપર લોકાગ્રને સ્પર્શીને સાદિઅનંતકાળ માટે રહે છે.

(૩) જ્ઞાનાવરણના ક્ષયથી અનંત કેવલજ્ઞાન, દર્શના૦ના ક્ષયથી અનંતકેવલદર્શન, વેદનીયના ક્ષયથી અનંતસુખ, મોહનીયના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વ-ક્ષાયિક ચારિત્ર, આયુષ્યના ક્ષયથી અક્ષયસ્થિતિ, નામગોત્રના ક્ષયથી અમૂર્ત-અનંત અવગાહના અને અંતરાયના ક્ષયથી અનંતવીર્ય આ આઠ ગુણો તેઓને પ્રાપ્ત થયેલા હોય છે.

(૪) કાર્મગ્રન્થિક મતે એક ભવમાં બન્ને શ્રેણિ માંડી શકાય છે, પણ બે વાર ઉપશમશ્રેણિ માંડનારો ક્ષપકશ્રેણિ માંડી શકતો નથી. સિદ્ધાન્તના મતે એક ભવમાં એક જ શ્રેણિ મંડાય છે, પણ બે વાર ઉપશમશ્રેણિ માંડી શકે છે.

(૫) ક્ષપકશ્રેણિ માંડનાર જીવને કઈ કઈ માર્ગણાઓમાં બંધાયેલું દલિક નિયમા સત્તામાં હોય, કઈ કઈ માર્ગણાઓમાં બંધાયેલું દલિક ભજનાએ હોય અને કઈ માર્ગણામાં બદ્ધ, દલિક નિયમા હોય જ નહીં એની પ્રરૂપણા, તેમજ સમયપ્રબદ્ધ, ભવબદ્ધ સમયપ્રબદ્ધશેષક,

ભવબદ્ધશેષક, નિર્લેપનસ્થાનો વગેરેની પ્રરૂપણા કષાયપ્રાભૃતચૂર્ણિ, ખવગસેઢી વગેરે ગ્રન્થોમાં આપેલી છે. વિશેષ જિજ્ઞાસુઓએ ત્યાંથી જોઈ લેવી.

ક્ષપકશ્રેણિ દ્વારા સર્વકર્મોનો ક્ષય કરીને સિદ્ધ થયેલા
અનંતા સિદ્ધાત્માઓને કોટિ કોટિ વંદના.............

